દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા નં૦ ૨૭.

મેવાડનો શિશોદિયા કૂળદીપક નરવીર.

# પૃથુ–કુમાર.

ઇતિહાસિક વસ્તુ-ભૂત નવલકથા.

લખનાર.

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.



મુંબઇ.

વિ. સ. ૧૯૭૫—ઈ. સ. ૧૯૧૯.

ધી ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસમાં છાપ્યું.

કિમ્મત રૂપિયા બે.

# યાદ !

અમારા કાચા-પાકા, પણ અમારા લાભના પ્રયત્નો, કૃપા રાહે, યા કાયદાના ભયથી પણ નિષ્ફળ ન કરવા માટે વિનંતી છે. અને તે માટે અમારી કને નીચે મુજબ નાટકો રચાયલાં તૈયાર છે; તેને જેમ રંગભૂમિ પર ભજવવા માટેજ જન્મ આપ્યો છે, તેમ વાંચક વર્ગને પુસ્તકાકારે લાભ આપવાનીયે ઇચ્છા રાખી છે; પરંતુ સર્વ આશા, અનુકુળ પ્રસંગે ફળિભૂત થશે !

| **ભજવાયલાં નાટકો.** | | **તૈયાર-નાટકો.** |
| --- | --- | --- |
| **નાટકનું નામ.** | **ભજવનાર મંડળી. ઈ. સ.** | |
| ૧-રાજા શ્રીયાળ. | આલફ્રેડ નાટક મંડળી ૧૮૮૮. | ૧-શ્રીકૃષ્ણ-સુદામા. |
| ૨-વસંત-માધવ. | સ્વદેશ નાટક મંડળી ૧૮૯૦. | ૨-ઇશ્વર-વિવાહ. |
| ૩-રમણ સુંદરી. | વાંકાનેર આ. સુ. ના. મં. ૧૮૯૪. | ૩-માયા-વિનોદ. |
| ૪-મદન-વસંત. | વિકટોરિયા નાટક મંડળી ૧૮૯૫. | ૪-સત્યવાન-સાવિત્રી. |
| ૫-મનોહરી-રંભા. | કયસર નાટક મંડળી ૧૯૦૭. | ૫-મેવાડનો સંગ. |
| ૬-નીલમ-માણેક. | વાંકાનેર નો. ના. સમાજ ૧૯૦૯. | ૬-રઘુવર-લીલા. |
| ૭-તારા-સુંદરી. | શ્રી દેશી નાટક સમાજ ૧૯૧૦. | ૭-લાલન-વણઝારી. |
| ૮-મધુર-બાળા. | વિદ્યાવિનોદ ના. સમાજ ૧૯૧૦. | ૮-સત્યવતી-શાન્તનુ. |
| ૯-ચંદ્રકળા. | વિકટોરિયા નાટક મંડળી ૧૯૧૧ | ૯-જનક-વિદેહી. |
| ૧૦-મનહર-મેના. | વાંકાનેર ના. ના. સમાજ ૧૯૧૨. | ૧૦-કુસુમ-માધવ. |
| ૧૧-પુંડલીક. | વાંકાનેર નો. ના. સમાજ ૧૯૧૫. | ૧૧-ગુણવંતિ. |
| ૧૨ રાજભક્તિ. | વિદ્યાવિનોદ ના. સમાજ ૧૯૧૬. | ૧૨-વિક્રમ-સંભ્રમ. |
| ૧૩-યોગમાયા. | કચ્છ નીતિ દર્શક ના. સ. ૧૯૧૬. | ૧૩-ચમકતો-સિતારો. |
| | | ૧૪-બેકદર-દુનિયાં. |
| | | ૧૫-પ્રવીણ-સાગર. |

મજકુર નાટકો, રંગભૂમિપર ભજવવા માટે, ત્રણે અંક સંપૂર્ણ રચાયલાં છે; અને તે છાપીને પ્રકટ કરવામાં પણ આવનાર છે. કેટલાંક પૌરાણીક અને ઇતિહાસિક પ્લૉટમાં પણ અમારી કલ્પના સ્વતંત્ર હકક માટે સંપૂર્ણ દાવો કરે છે, તે માટે બીન પરવાનગીથી ભજવનાર તથા લખનારે લક્ષમાં રાખવું.

તા૦ ૩-૪-૧૫. મુંબઇ. **ગો. ક. દેલવાડાકર.**

# 'ભાગ્યોદય'ની ઝાંખી!

આ નવલકથાની પ્રસ્તાવનાજ વિચિત્ર તેનો પ્રકાશજ વિચિત્ર સમયે થાય છે! ઈ. સ. ૧૮૯૮ના નવેમ્બર મહિનામાં '**વીર પૃથુરાજ અને તારાસુંદરી**' નાટક, મોરબી નાટક મંડળી માટે રચાયું, તે વખતે એમ પ્રભુએ ધારેલું હશે. નિર્માણ્ય પ્રભુએ કર્યું હશે, કે હાલમાં ઉભી થયલી રોયલ નાટક મંડળીને, તેનું દિગ્દર્શન કરાવવામાં આવશે. અને તે બીજા લેખકના નામે સ્ટેજ થશે! વળી તેની સાથે, તેનુ નવલકથામાં સ્વરૂપ બદલાશે, અને પ્રસ્તાવનામાં '**ભાગ્ય યોગ**' નું ભૂત નજરે પડશે!

ન્યાયનો અર્થ ન્યાયાસને થાય તેજ ખરો, પણ '**રા. માંડલીક**' માં **એભલવાળાનો** ભાગ દબાવી દીધો, ને સમાધાનની કબુલત પછી ચોથે મહિને મ્હારા શાણા મિત્ર રા. નકુભાઈનો જવાબ મળ્યો, કે "**તમે ક્યાંથી તફડાવ્યું?**" આ પૃથુનો નાટક, શ્રી રોયલ નાટક મંડળીને બતાવ્યો, ને થોડા દિવસ પછી તે પાછો મોકલીને જણાવ્યું, કે '**એ નાટક તો અમે કરવાના છીયે!**' બીજા પત્રના જવાબમાં આવ્યું, કે "**તમે તો પૈસા કહડાવવાની યુકિત કરો છો, એ ગૃહસ્થનું લક્ષણ નથી!**" ગૃહસ્થનું લક્ષણ એજ, કે કોઇની વસ્તુ જોવી, અને તેને પોતાની કરી લ્હેવી! સામો પુછવા આવે ત્યારે કહેવું કે "તે ઉપર તમારો સ્વતંત્ર હક શું છે?" ત્રીજા ગૃહસ્થે આ નાટક ખરીદી લીધું, અને એકાદ માસે કંઇ પરસ્પર વિચાર તંત્રના ઉભરાવાથી ગૃહસ્થ તરીકે જવાબ મળ્યો, કે '**જો અમુક નાટક મંડળી મજકુર ખેલ બંધ**

**કરે, તો અમે ભજવીયે!'** ચાલો, નસીબના લીલા! તેરા તેલ ગયા, મેરા ખેલ ગયા! **અમને** તો લાગે છે, કે એટલાજ કારણસર નાટકના તખ્તાની કમબખ્તી આવી છે! ઉદ્યોગની અધોગતિ થઇ છે. ને લાખોનાં પાણી થાય છે! એ તો જેવી દાનત તેવી બરકત! એકાદવાર કદી વ્હેળો છલકાઇ જાય, પણ સરકસનો ઘોડો પાછો જ્યાંનો ત્યાં!

કહે છે, કે શરમને અને વેપારને ન બને! સ્વાર્થે તો પેટા ભાગની શરમ રહે, પણ તે મૂર્તિ ખસ્યા પછી તો, અને નાટકના સંબંધમાં તો ભૂલ્યો, તે પડ્યો ખાઇમાં!. એ કામરૂદેશનો અનુભવ મચ્છંદરનાથજ જાણે!

વરિષ્ટ કોર્ટનો ઇન્સાફ મોંઘો! તેમાં પણ નાટકવાળાઓ પરસ્પર લડે, તો પોસાય; કેમકે પારકી દીકરીના લગ્નનો મંડપ રોપાય, પ્રજાને નાણે નામના મેળવાય? ગરીબ લેખક હક મેળવવા જાય, ત્યારે તો તેનાં છાપરાંજ (હોય તો) બેસી જાય, ત્યારે ત્યાં પણ ન પહોંચાય! વળી નાટકના ખોદાબખસ બન્ધુઓ મફત મદદ કરે, તે જેનાં પણ નાટકવાળાની સામે લડવાનું ન પોસાય! તેમાં ખાસ કરીને લેખકને તો બે બાજુનું દુઃખ! રીઝે તો મોં ચોટે અને ખીજે તો પગ કરડે!—

**'રા. માંડલીક'** નાટકમાં અમારી નવલકથા **'લાલન-વણજારી'** નો **'એભલવાળો'** દાખલ થઇ ગયો, અને **'ભાગ્યોદય'** માં **'સંગ અને પૃથુરાજ'** નું નાટક દાખલ થયું! ઇન્સાફની દેવડી ઉઘાડી તો છે, પણ જાતનું જોર જોઇશે! ઇન્સાફ તો મળશે, પણ મોંઘો અને મોડો મળશે! જો હકની લડત તજી દઇએ, તો નબળાઇ ગણાય, અને ભલાઇ કરવા જઇએ, તો

એવકૂફાઈ કહે ! ત્યારે હવે ત્રીજો માર્ગ કયો ક્હેવો કે સાપ મરે નહિ, ને લાઠી તૂટે નહિ ! '**સબસે બડી ચુપ?**'– જોઇએ. "ઉંટડો કઇ તરફ બેસે છે ! જો આગલો પાછલો લાભ નજરે પડશે, તો તેમ !—

વિશ્વાસે વહાણ ચાલે છે પણ નાટકના વ્યવહારમાં નહિ ! સ્વદેશ નાટક મંડળી મરી ગઇ. કયસર નાટક મંડળીયે દીવાળું કહાડયું. જુની વાંકાનેર છુટી પડી, અને વિદ્યા વિનોદ રસ્તે પડી છે ! શરમમાંજ સ્નેહ ગુમાવ્યો–અને ધન ગયું તે જુદું ! વટાવમાં વિરોધ અને વધારામાં દરબારની દેવડી !

જમાનો–નાટકનો જમાનો, ભજવનાર, ને જોનાર માટે ભયંકર છે, આજકાલના શોખીલા લખનારને જે એક બાટલી, બે કપ ચા, બે પાનની પટી અને ખીચડી બેલ બસ છે ! તો નાટકવાળા સારા લેખકનો ભાવ શા માટે પુછે ! પણ આ ગરીબ લેખકને તો ટીપેટીપે પણ પેટ ન પુરાય તે. ?—'**સબસે બડી ચુપ!**' '**લાત**' ખારીતે '**માફી**' માગવી, એ સુધરેલા જમનાની '**એટીકેટ**' છે !

'**પૃથુકુમાર**' નવલકથા માટે '**ભાગ્યોદય**'ની હરિફાઇ કેટલે દરજ્જે સફળ થઇ છે, તે તુલના કરવાનું, ને ન્યાય આપવાનું પ્રેક્ષકવર્ગ અને વાંચકવર્ગને સોંપીશું; અલબત બંનેના માર્ગ નિરાળા છે, તોપણ **પ્લોટ** અને **લેખ** બંનેની ગણના છાની રહેવાની નથી !

અમારે અહીં '**ભાગ્યોદય**' નાટક માટે, એટલુંજ કહેવુંજ પડશે, કે '**પૃથુ-કુમાર**' અને '**તારા**' નાં વીરલ પાત્રોની વીરતા ખસેડીને, **હકના ભય** ખાતર, ઇતિહાસિક પ્લૉટ રચના કલ્પીત કરી ન્હોત, તો કદાચ હાલ જે **નિબળતા** નજરે પડે છે, તે ન દેખાત, પણ નાટકની મહત્તા અને ગૌરવમાં કંઇક વધુ વધારો થાત !

અમારા હૃદય માત્રને સંતોષ છે, કે આ નવલકથાનું બંધારણ **'ભાગ્યોદય'** ની ભૂલ ભૂલામણી કરતાં હજાર દરજ્જે ઉત્તમ બંધાયલું છે; જો અમે ભૂલતા નહિ હોઇયે, તો અમને ઉત્તેજન આપનારે હિંમત રાખીને, પોતાનું કર્તવ્ય, પાછળ હડાવ્યું ન્હોત તો **લેખ ને પ્લોટ**ની ગણના થાત! **'અમુક પાત્ર અમનાથી ન બને'** એ અભિમાનનો વિનાશ થાત; પણ હિંમત મ્હોટી ચીજ છે! ભાગ્યધન ગુમાવ્યા પછી તેને પણ પસ્તાવોજ થાય છે!

અમારા **'હક'** સદા માટે **કાયમજ** છે. અમુક પ્રસંગેજ, તે **સાબીતી**ના દાબડામાં રહેવા છતાં, **હિંમત ને કાયદાથી** ઉઘડશેજ!

વાંચક તથા પ્રેક્ષકને વિનંતી એજ છે કે **નાટક ને નવલકથા** વાંચીને તમે તમારી પોતાનીજ મેળે ન્યાય તોળશો!

તા. ૨૪-૬-૧૯.

લેખક.



દેલવાડાકર-વાર્ત્તામાળા નં. ૨૬.

મેવાડી વીરરત્ન

# પૃથુ–કુમાર.

સચિત્ર ઐતિહાસિક નવલકથા.

જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર?
નહિ તો રહેજે વાંઝણી, નહિ ગુમાવીશ નૂર.

## પ્રકરણ. ૧ લું.

## પ્રેમ—દર્શન.

"ગુલાબી રંગ ભીના પીયો લાલ!"

પ્રેમ કટોરીમાં લાલ રંગની છાંટનો ગુલાબી મદિરા ભરેલો છે. ચંદન જેવા સુકોમળ હાથની અંગુલીમાં દબાયલી કટોરી, હદહદથી પાવાને, પ્રેમ પરિમળમય પ્રતળી અધીરી બની રહી છે. "રાતલડી વીતેરે પીયુ તુજ વાતથી!" આદા દીલ–ચોર પ્રેમીઓ ગાતાં ગાતાં થાકી જાય છે. અને ચંદનીઅંધકાર પ્રતિ ધીમી ધીમી દુર થાય છે.

બેદનુરના બગીચામાં, મદમસ્ત ચકોરી, પોતાના વ્હાલા પ્રિયતમને પ્રેમ–પાશમાં ઝકડીને; મન મદિરાપાન કરતી જણાય છે.

યુવાનીનો તનમનાટ શ્રૃંગાર કે મોહના નિર્મળ, પણ નબળા જળમાં રેડીને ગુમાન બતાવતી નથી; પણ રણભૂમિમાં વીર નરની સાથે શસ્ત્ર સજીને શત્રુને સંહારતી, પ્રચંડ ભવાની જેવી જણાય છે. પ્રેમનાં હર્ષાશ્રુથી દ્રવિત થતી કુમારિકા હસતે મુખડે વ્હાલાને વધાવે છે. આશાની વરમાળ આરોપતી જણાય છે.

"ટાંક-કોડાની રાજધાની, લીલા પઠાણ નામનો યવન પથાવી પડયો, તેને સંહારવાની, આ મનમદિરાની પ્યાલી, કે પ્રેમથી દ્રવતા, રગેરગમાં સ્નેહના રકતથી ઉછળતા હૃદયભાવની આ પ્યાલી છે?" ખુમારીમાં મગરૂર બનેલા મેવાડી ક્ષત્રીકુમારે ટહુકો કર્યો! નમ્ર અને સ્નેહરસે ભીંજાયલી બહાદુર કુમારીકા બોલી.

"કુમાર? સિંહણુ કંઇ અજા પ્રતિ પ્રેમદષ્ટિ નહિ કરે! શિયાળ કે વરૂને નહિ નિમંત્રે? ક્ષત્રીવીરની ચાહના તો ક્ષત્રી બાળાનેજ હોય! વીરલા નરને વરવું, જગતમાં માન તથા મગરૂરીથી વરવું, શત્રુજીત નરને પરણવું, ને રજપૂતાનામાં ચકલે-ચૌટે અને વાટે ઘાટે, ભાટ-ચારણ કે કવી-કલાપિ બોલે, તે જયનાદના નામવરને વરમાળ આરોપવી, ખાંડાથી નહિ, પરંતુ ખાંડાંની ધાર ખમનારને ધણી ધારવો. એ આશયની લગનીમાં લલચાયલી આ પ્યાલી છે, મારા પ્રભુ?"

"તો રણભૂમિમાં પાછી પાની નહિ કરાય? શસ્ત્ર લઇને સ્વહસ્તેજ શત્રુને હણવામાં સામેલ થવું પડશે!"

"ક્ષત્રી માતાને પેટે પડીને વળી પાછી પાની થાય કે? એ તો વરતું સાથે, તેમ બળવું પણ સાથે!"

"અસ્તુ! મેવાડનો જય!"

આ ધ્વની થતાંજ, પ્રેમ-મદિરાનું પાન થયું. પ્યાલીએ પ્યાલી અડકી-રણુઝણાટ થયો. હૃદયે હૃદય મળ્યું. અમરામૃત પીધું!

" પીવાદે અધરામૃત પ્યારી " નીલમ–ભાગ ( ૨ )
" તમારી આંખલડીમાં કેવું જાદુ ભર્યું લાગે છે, બાળા ?
" હા, જાણે શત્રુને મારવાને તાકેલી એ નાળી બંદૂક !
" તમારા સુંદરવાળનો ચોટલો કેવો વાંક વળી રહેલો છે ?
" હા, જાણે શત્રુને ડંસવા ક્રોધે ભરાયલો નાગ !
" તમારી ભ્રગુટીમાં શું ગુમાન લાગે છે ?
" જાણે યવનને મારવાને તાકેલા તીરની કમાન !
" તમારી મુખમુદ્રામાં કેમ જાણે ચંદ્રલોક છવાયું હોય ?
" હા. જાણે શંકરને ચળવા બનેલી ભીલડી ?
" તમારી ભુજા કેવી યમંદંડ જેવી વજ્ર લાગે છે ?
" હા, જાણે સંગ્રામમાં શત્રુને પરાજય પમાડવા તટસ્થ ચયેલી તલવાર.

" તમારી છાતી કેવી વજ્ર જેવી દીસે છે ?
" હા, જાણે બખ્તર અને ઢાલ !
" તમારા હૃદયમા કેવા ધબકારા થાય છે ?
" હા, પીયુ–પ્રેમીને મળવા બનેલું અધીરૂં મન !
" તમે કેટલાં આતુર જણાઓ છો ?
" ચોરનાં ગરીબ મન એવાંજ હોય !
" તમને તમારા પર વિશ્વાશ છે ?
" નિર્વિવાદ, હું ધાર્યું કરી શકું છું.
" તમારૂં મનોબળ સાવધ છે ?
" નિઃશંસય ! આપની થઇ શકીશ. બેદનુરના પ્રતિજ્ઞેય પિતાની પ્રતિજ્ઞા પાળી શકીશ. વ્હાલાના વ્હાલમાં ટાંકટોડા જીતાવીશ. અને—

આટલો શબ્દોચ્ચાર થતાં, ઝેરી નાગ નીકળ્યો. અને એકદમ જાણે કુમારને ડંસ કર્યો હોય, એજ ડંસથી પીયુ પ્રાણ ત્યાગ કરતો

હોય, તતક્ષણ એજ નાગ, બીજા કુમાર ઉપર ફેણ માંડીને રક્ષણ કરતો ડોલતો હોય, એક તરફ ચિતા અને બીજી તરફ રાજ્યારોહણ, એક તરફ દમ્પતી દહન અને બીજી તરફ પ્રેમ લગ્ન મંડપ દેખાતો હોય, આ સૂચન થયું !

વીરનરોને તેની પરવા શી ? પ્રેમી હૃદય પોચાં હોય છે. સંગ્રામમાં પણ સ્નેહીના દર્દની અસર, તલવારને ભૂમિપર નખાવી દે છે. કર કબજે થઈ જાય છે. શુરાતન મરી જાય છે.

વાંચનાર ? આ જોડલાં કોણ હતાં ? છેલ્લો બનાવ શું હતો ? સાંભળ—

મેવાડની ગાદી માટે આકાંક્ષા લુબ્ધ થયલો, આશામય મધુકર રાઠોડ પૃથુકુમાર, ટાંકટોડાના પદભ્રષ્ટ રાજા રાવ સુરતાનની કુમારી તારાની સાથે કુંજ મહાલયમાં મદિરાપાન કરતો નજરે પડે છે. સાવિત્રી સમાન સદ્‌ગુણતાથી પતિવશ કરી, શત્રુજીત બનીને, પિતાનું રાજ્ય પાછું અપાવવા યત્ન કરી રહી છે. સંગ્રામમાં સાથે રહેવાને, અને ક્ષત્રીવટ બતાવવાને, પ્રેમનો મદિરા પાતી દેખાય છે. પૃથુરાજ રાઠોડ લુબ્ધ થઇ ગયો છે. વીર બાળાનાં શુરાતન સાંભળી રહ્યો છે. અન્યોન્ય એકત્ર બળથી રજપૂતાનામાં ગર્જના કરવા ને દ્વંદ્વયુદ્ધ મચાવા રણશીંગડું ફુંકી રહેલાં છે.

આ 'કુંજ—મદિરા'ની આનંદ લહરીમાં પ્રકોપ શો ? નાગ શો ? ઝેર શું ? ચિતા શી ? રાજધાની શી ?—સાંભળ !

મેવાડની ગાદી, સદા પાટવી કુમારને મળે છે પૃથુરાજ, ચિતોડ મહારાજા રાયસિંહનો બીજો કુંવર હતો પણ પોતાના વડીલ ભાઇ પાટવી કુમાર સંગને બદલે પોતેજ રાજ્યગાદી લેવા ચાહતો હતો. રાજ્યાસનની ઝુમમાં ચારણી માતાની કને ન્યાય મેળવવા જતા, સંગને ન્યાય મળ્યો. પૃથુ, ક્રોધથી સંગને હણવા ધસ્યો. સંગ,

સુયમલ્લ કાકાની સહાયતાથી બચી ગયો, ને વનમાં ન્હાસી ગયો. ત્યાં એક વૃક્ષ તળે સુતો હતો, તેવામાં એક નાગ, સંગના માથા પર ફેણ માંડીને વધાવતો હતો ને તેની ઉપર ઝાડની ડાળીએ બેઠેલું પક્ષી સુચવતું હતું, કે 'મેવાડનો ગાદીપતિ આ શખ્સ થશે! આ ભાષા જાણનાર ભરવાડે, શ્રીનગરના રાજા કરમચંદ્રને ખબર આપ્યાથી, તેણે તેને આશ્રય આપ્યો હતો: પણ ધાર્યું ધણીનું થાય, તેમ આખરે, શીરોહીના રાજા દેવરાત ઉર્ફે પ્રભુરાયના પ્રપંચનો પૃથુરાજ ભોગ થયો હતો. અને તેજ સમયે એક તરફ ચિતા ને બીજી તરફ મેવાડની ગાદીએ સંગને બેસાડવા મંડપ તૈયાર થયો હતો.

વાંચનાર ? હવે પૃથુરાજનાં પરાક્રમ અને તારાની બહાદુરી તરફ નજર કરીએ; ઇતિહાસના પૃષ્ઠ ઉપર, ભાટ ચારણોની કથા. ઉપર, લેખકના લેખ ઉપર, અને રંગભૂમિપર ભજવનારા નાટકકારો ઉપર નજર કરીએ, કે તેમાં કોણ પ્રતિભૂત થાય છે? વીર રસમાં કરૂણાની લપટ લાગી રહી છે! પ્રતિસ્પર્ધા અને રાજ્ય લોભની સીમા આવી રહી છે. મન જાણે કે હું કરૂં, કરવાવાળું કોય; આરંભ્યાં અધવચ રહે, હરી કરે તે હોય!

જો બીજી તરફ પેલો શીરોહીનો સ્વચ્છંદી રાજા પ્રભુરાયજી નવલકિશોરી સતી રાજબાનો પરિત્યાગ કરીને, મદિરાની કટોરી લઇ, વેશ્યા સાથે આનંદ કરતો જણાય છે! નાટકનાં પાત્રોમાં આ અધરચનું પાત્ર નાયક-નાયિકાની ચેષ્ટા કરે છે! હત્યારો, પાપિષ્ટ અને કુપાત્ર પાત્રજન, સતીને સંતાપે છે!

પૃથુરાજની બ્હેન રાજબા, શીરોહીના સરદારને પરણાવી છે; તેની અધમ દશા તો જુઓ? હૃદયગામિની રાજબાનાં મધુર, બોધક અને ગુણી વચનો; શિયળ, સ્નેહ અને પ્રભુતારૂપ પ્રેમ સામે, લોભી-લાલચુ ને મતલબી વેશ્યાના ચાળા કેવા કાળા અને દુષ્ટ દેખાય

છે ? આખરે બ્હેન ખાતર ભાઇનો ભોગ અપાય છે! વાહરે ત્હારી લીલા! વાહરે ત્હારો દોર! કાળા કાળીયા? તેં પણ ઠીક બજાવી; કાલી મર્દન કરીને ગોપી લીલા કરીને ઠીક ગીતા બનાવી!!



## પ્રકરણ ૨ જું.

## મદિરાની મસ્તાનીમાં!

શિરોહીના રાજ બગીચામાં મધ્ય રાત્રે, કાળી રાત્રે, ઉજવળ રોશની શી? હંસાના સરોવરમાં કાગડી કેવી? ગુલાબના બગીચામાં કાળો કંપો કેવો! ચંપાના કયારામાં કાંટા સળીઓ કેવો? કેતકીના વનમાં આકડો કેવો? કસ્તુરીના કુંભમાં મદિરા કેવો? સતીના આશ્રમમાં વેસ્યા કેવી?

શિરોહીનો સ્વચ્છંદી રાજા પ્રભુરાયને, ચિતોડની ચાતકી પસંદ ના પડી: એ કાળા કાગડાને હસી ના ગમી! તેણે એક રૂપાળી મદિરા નામની એક મારવાડી વેશ્યાને કંઠે ધાલી! કોયલ કાળી પણ ગુણવાળી હતી, તે છતાં પાખંડી કાગડીને રૂપાળી માની લીધી! રાજાને ગમી તે રાણી.

વેશ્યાછંદી પતિની પત્નિ વળી કયે કાળે સુખી છે? રાત્રી તેને મન કાળ—ભયંકર તુરંગની સજા છે. શૈય્યા તેને મન સ્મશાનનો સાથરો છે. સુખ તેનું ઝેરી સ્વપ્નું છે. પ્રેમ તેને મન વિષ થયું છે! જગતની સતી, પોતે છતે પતિયે વિધવા માની લીધી છે. રાણી છતાં કુંભારણ જેટલુંયે સુખ નથી. રાજની સાહ્યબી છતાં વાઘરીની મઢુળી કરતાંયે બદત્તર માન્યું છે. જીવનને તે શત્રુ ગણે છે. કાયાને તે ભોગ ભોગવવા સરજાયલો સમજે છે. આખો સંસાર તેને મન દિર્ઝીવ છે.

"મહારાજ પ્રભુરાયજી ? શિરોહીના ગાદીપતિ તરીકે ધારો. તેને ન્યાલ કરી શકો છો. મેં જાત ભાત ને તમારી પાછળ વૈરાગ લીધો છે. કંચન જેવી કાયા, માત્ર તમારી માયા માટે વેચી છે. કહો, શી કદર કરો છો ?" સાકર લગાડેલી ઝેરી જીભે, સુંદર વદને, પણ રકત નેત્રે, પ્રેમભાવથી પણ મતલબની નજરે પરવશ પડેલા દારૂડીયા અને વીષયાંને, બાનારી મદિરાએ બનાવ્યા !

"સત્ય ! હું શિરોહીપતિ ! રજપુતાનામાં નામાંકિત પ્રભુરાય ! પ્રભુનો પણ રાજા ! મેવાડના મહાન રાજા ગણાતા રાજાનો હું જમાઇ ! ધારૂં તે કરૂં ! કહે તને શું બનાવું ? કહે તો રાણી–પટરાણી, કે ગાદીની વારસ ? હીરાજડીત છત્રમાં છબી મુકાવું, યા સિંહાસનપર તને બેસાડું ?" પ્રભુરાયે મદિરાના મદમાં જવાબ દીધો.

"એ કાળી કાગડી કદાપિયે કોયલ થવાની નથી ! તે કઠોર સ્વરી. કૃષ્ણ રંગીજ રહેવાની ! એ મદિરાની પ્યાલી છે, અમૃતધારા નહિ ? એ શોખની સંગી છે, ચિતાની નહિ ! એ ચમત્કારી ભૂતડી છે, ચિન્તામણી નહિ ! પ્રાણ જશે ? આમ જુઓ, આ તરફ જુઓ ! સ્વર્ગનાં સુખ તરફ નજર કરો—નર્કકુંડને ના નિહાળો ! શિરોહીના શુરવીર સંતાનો ઉત્પન્ન કરનાર વૃક્ષને ચાહો ; પેલીને બાળી ભસ્મ કરીને વિનાશ ના કરો !"

"ચુપ–રાંડ ચણ્ડાલ ?" પ્રેમરાયે રાણી રાજબા તરફ ધસીને તરવાર ઉગામી ! "આ ટાણે અરધી રાતે પણ ઝંપવા નથી દેતી ? જા દુર થા, નીકળી જા, નીકર પ્રાણ ને દેહ જુદાં થશે–પાપિણી ?"

"પતિના હાથે પત્નિનો ઘાત ! દેહ, મુકિત પામશે. આત્મા સ્વર્ગે જશે; મારો, ભલે મારો, પણ મારાં થોડાં વચનો સાંભળો !"

"જા—નહિ—સાંભળું ; મદિરા ? ચાલ–પેલા કુંજ મંડપમાં જઇએ !" દારૂના ઘેનમાં, મદિરાનો હાથ પકડીને ચાલવાં જતાં–

વાઘણ પેઠે રાણીએ બુમ પાડી ! "ખબરદાર, એક ડગલું આગળ વધી, તો આ કટાર ત્હારા કાળજામાં ભોંકી દઇશ ! શિરોહીના દરબારમાં રંડી કેવી? જાણે છે કે મેવાડના ક્ષત્રીવીર પૃથુરાજ રાઠોડની હું બ્હેન, અને રાણા રાયસિંહની બળવાન કુંવરી છું તે !"

"તે તું જખ મારે છે. ચાલ-નીકળ રસ્તેથી !" પ્રભુરાયે ધકેલી, રાણીએ બૂમ પાડી અને પાસેના મહેલમાં સુતેલા તેના વૃદ્ધ પિતાએ સાંભળતાંજ શયનવસ્ત્રેજ દોડી આવ્યા. જ્યાં બગીચામાં જોયું તો કુમાર દારૂમાં ચકચુર ! . નાયકા ભયંકર દૃષ્ટીપર અનુકંપા બનેલી, અને અને રાણી રાજબાના હાથમાં ખાંડું ! અફસોસ !

હવે શું બન્યું, તે આગળ ઉપર જાણીશું ! હાલ તો આ કુંજ-મદિરાનાં તાપસી પણ કુકર્મથી રાજપદ પામેલાં પાત્રોને અહીંજ રહેવા દે, અને રજપૂતાનાની ભૂમિ ગર્જાવનાર વીરનર પૃથુકુમાર અને વીર કુમારી તારાની કથા તરફ નજર કરીએ. મહાવીર પૃથુરાજની યુવાનીમાં રણવીર બનેલાં હૃદય જોઇએ; અને તેના બળવંત પરાક્રમ તરપ, મેવાડની ભૂમિપર ચંડલા યવન લોકોનો કેટલો ટકાવ છે, તે તપાસીયે.

## પ્રકરણ ૩ જું.
### દૈવી-સ્વપ્નું.

"क्लैब्यं मास्म गमःपार्थ नैतत्वय्युप पद्यते ।
क्षुद्रं हृदय दौर्बल्यं त्यक्त्वोत्तिष्ठं परंतप. (३)।
भगवद् गीता *

"ઉઠો, મહાવીર ! વીર ક્ષત્રિયો વિના, ભારતનું મેદાન ભૂલું પડી

* અર્જુન ? તને આવું બાયલા જેવું ભાષણ રણભૂમિમાં કરવું ઘટતું નથી ! કારણ કે વિજયી ( શત્રુ હણનાર ) એવું ત્હારૂં શુભ નામ પૃથ્વીપર ગાજે છે, માટે મોહ મુકી દઈ હથિયાર લઈ ઉભો થા-કર્મ જીજ્ઞાસા તૃપ્ત કર !"--

ગયું છે; અસુરોના પ્રબળ દગાથી છવાઇ ગયું છે! રજપૂતાનાના શુરા ક્ષત્રિયોનાં શુર–નુર હરાઇ ગયાં છે; મેવાડ, મારવાડ અને માળવ ભૂમિનાં રજપૂત વંશજોની પડતી થવા બેઠી છે! ઉઠો, આમ બાણાવળી અર્જુન પેઠે નિરાશાના નિસાસામાં, નિદ્રાદેવીની સોડમાં. સંતાઇ કેમ પેઠા છે? પરમ પ્રભુ શ્રીકૃષ્ણ ચન્દ્રનાં વચન સ્મરો–

**न कर्मणा मनोरंभौ नैष्कर्म पुरुषोश्नुते ।भ. गी.**

આ ધ્વની થતાંજ, મહારણવીર યોધ્ધો મેવાડની મહાભાગી ભડભીડ રાઠોડ પૃથુરાજ, અર્જુન બાણાવળી સમાન બોલ્યો–

**नष्टो मोह स्मृतिर्लब्धा त्वत्प्रसादन्मया च्युत ।**
**स्थितोऽस्मि गतसंदेह करिष्ये वचनं तव ॥**

"મનના દઢ સંકલ્પ આગળ સર્વ વિઘ્નો આપો આપ વિખંરાઇ જાય છે." આ મહાત્માનાં સિદ્ધ વચનો ઉપર શ્રદ્ધા રાખનાર પૃથુને માયાનો બીજો ભ્રમ પેદા થયો. તેની સામે કોઇ સતી, ભગવતી દેવી સૌંદર્યયુકત પ્રેમદર્શન દેતી આવીને ખડી થઇ. મોહ અને પ્રેમનું યુદ્ધ થયું. દુષ્યન્તને શકુન્તલા, અર્જુનને સુભદ્રા, રામને સીતા મળી હોય, પૃથુરાજને સંયોગતા મળી હોય, એવો અલ્હાદ ઉત્પન્ન થયો. એ વિરાંગના શું બોલી?

"ક્ષત્રીબાળા છું. વીરનરની પ્રિયનરની ચરણ રજ છું. રણભૂમિની આકાંક્ષિત છું. રજપૂતાનાની વીરભૂમિમાં પડેલાં બીજનું ફળ છું. હૃદયનો તાર, મ્હારા યોગ્ય મિત્રને શોધે છે અને તે ભૂમિનો ભાર ઉતારે, તેની સાથે સદેહે જીવન તારવા, અને આત્મજ્ઞાને ઉદ્ધાર કરી લ્હેવા ઇચ્છે છે! બચાવો? અર્જુન યોદ્ધા? મેવાડના રાઠોડ?

* 'હે અચ્યુત? ત્હારા પ્રસાદથી મોહ નાશ પામ્યો; મ્હારી સ્મૃતિ મને પ્રાપ્ત થઈ; મ્હારો સંદેહ ચાલ્યો ગયો; હવે હું દઢ થઇને ઉભો છું. અને ત્હારાં વચન પ્રમાણે આચરણ કરીશ!" 'તિલક ગીતા.'

આસુરી માયામાં સપડાયલી હું, અને મ્હારા પિતાને બચાવો. પરજનના હાથમાં, સત્તાના બળે છીનવેલી રાજ્યગાદી હરાઇ ગઇ છે, અને અરવલ્લીના પહાડી પ્રદેશમાં ગિરિગુફા સમાન ન્હાના પ્રદેશમાં અમે પડયાં છીયે. તેને સ્હાય આપો ! મેવાડના સિંહ, પૃથુરાજકુમાર ? હું તમને ચાહનારી રાવ સુરતાનસિંહની રાજબાળા તારા, આપના જેવા પ્રતાપીને પગલે ચાલનારી, રણભૂમિને ગજાવનારી, અબળા પણ સબળા બનીને, શસ્ત્ર વડે શત્રુને વિંધનારી યુવાન કુમારીકા છું. પિતાનું ગયલું રાજ્ય, સાવિત્રી સમાન સતી પેઠેમ, પાછું અપાવીને, સહાયક વીરનરને વરવા ઇચ્છું છું. જાગૃત થાઓ, અને મને ભેટો-ભેટવા દો ! હૃદયની બે વાત શ્રવણ કરો, વદવા દો ! આવો ! મહાભાગી ? આ ચરણજ ક્ષત્રિય કન્યકાના બળને જુઓ, અને શત્રુને સંહારી, અર્જુન પેઠે વિજય ધ્વજા ફરકાવો. ! ”

આ છેવટનાં રોમાંચિત ઉભાં કરનારાં વીરત્વના વેણો સાંભળીને પૃથુ જાગૃત થયો, પણ કંઇ ન જોયું ?

વાંચનાર ? તેં જોયું તે કોણ ? એ વૃતાંત પર લક્ષ દે !—



# પ્રકરણ ૪ થું.

## તારા કુંવરી.

હસ્સાદાર, નમણી, જુસ્સાદાર અને મધુરી રજપૂત કન્યા, યુદ્ધના પોશાકમાંજ ફરતી; યુદ્ધકળાનો તેણે ખાસ અભ્યાસ કર્યો હતો. બાલ્યાવસ્થાથીજ રણ-ગર્જના કરવાના તેને શોખ હતો. આ કુમારિકાનું નામ તારાસુંદરી હતું, અને મૂળ રાજ્યથી પદભ્રષ્ટ થયલો સોલંકી વંશનો રાજા શૂરા રાવ સુરતાનસિંહની આ વીરબાળા હતી.

" રઘુરાજા ? આ કિંકરી સીતાએ વિયોગ માટે વરમાળ ઘાલી નથી. સુખમાં કે દુઃખમાં, સર્વ સમાન ભાવે સાથી થવું, એજ દમ્પતી ધર્મ, અને તેની પ્રેમ-પ્રતિજ્ઞા છે. મ્હારા રામ-સ્વામી વનવાસ જાય, અને હું, સારવાસ કે પિયરમાં શાન્તિ ભોગવું ? ના, હું સાથેજ આવીશ. વનનાં સંકટ સહીશ, અને સ્વામીની સેવા કરીશ !"

" દેવી દમયંતી હવે નૈષધનાથનાજ ચરણરજ સેવતી સર્વ કષ્ટ વેઠશે. કુમાર ઇન્દ્રસેન અને ઇન્દ્રસેના મોસાળ ભલે જાય; પણ નાથનાજ સંગમાં દમયંતી તો રહેવાનીજ!"

" ત્યારે શું મહાવીર અભિમન્યુ, સંગ્રામમાં જાય, અને ઉત્તરા કુંવરી રાજમહેલમાં રંગ ઉડાવે? ના, નાથ! મને પણ રણ-ભૂમિમાં લઇ જાઓ! જુઓ મારૂં શુરાતન, ચણ્ડિકા સમાન, ચંડ-મુંડ અસુરોનાં દળને વિંધી નાંખીશ. તેનાં રકતોની નીક વહેતી કરીને, ભૂમિનો ભાર ઉતારીશ !"

" એક વચની સૂર્યવંશી રાજા હરિશ્ચંદ્રની રાણી તારા, સત્યાગ્રહ કદી નહિ તજે! નાથ? આપની આજ્ઞા શીર ચડાવું છું! રાજ્યનો ત્યાગ કરીને ધર્મ અને વચન માટે આપ સ્મશાન સેવા કરવા રહીને, સ્વામીના હક સાચવવા ઉભા છો, તો તમારો સ્વામી ધર્મ સંભાળવાને, મ્હારા એકના એક પુત્ર રોહિતનું મૃત્યુ થવા છતાં, અને મ્હારા માલીકે મને એકજ રાત્રીની રજા આપ્યા છતાં, પતિ વચન ખાતર, સ્મશાનનો કર લેવા જઇશ. જે વેઠાશે તે વેઠીશ, પણ પતિ ધર્મ તો અવસ્ય બજાવીશ—"

" ધર્મરાજા ! આપને યમદેવ યાને કાળદેવ કહે છે; સૌભાગ્યવતી આશાધાર યુવાન સ્ત્રીના પતિને, કે વૃદ્ધકાળે ઉત્પન્ન થયલા પુત્રના દેહને વીલો કરીને જીવાત્માને ઉપાડી જાઓ છો, તોપણ હું આપને

દયાનો દેવ માનું છું; મને, આપ પ્રસન્ન થઇને વર માગવા કહો છો, તો પ્રથમ મ્હારા પ્રાણપતિ સત્યવાનથી મને સો પુત્ર ઉત્પન્ન થાય, તે વચન સિદ્ધ કરો : યાને મારા પ્રિય પતિને સજીવન કરો!

" રાણી રૂપસુંદરી, ગુજરાતની ગાદી જીતનાર પુત્ર ઉત્પન્ન કરશે. અને એજ વનરાજ કુમાર. પિના જયશિખરીનો વિજય ડંકો વગાડશે. દેશના કલ્યાણમાંજ મચ્યો રહેશે

" સિદ્ધરાજ તો રાણી મીલનદેવીનો પુત્ર છે, પતિના પરિત્યાગ પછી પણ સ્વદેશનું હિત કરવાને સજીવન રહી છે; સતી છતાં પતિ વર લ્હેવાનેજ ખડી છું."

એટલી ।। મહાયોધ્ધા ગેરીબેલ્ડીએ તેની પ્રિયાને સાન મેરિનોમાં રાખી જવાના અનેક પ્રયત્નો કર્યા, પણ તે કશાથીએ સમજી નહિ, થાક અને પીડાથી તે હેરાન થતી હતી, તો પણ તેણે ઘરમાં સ્વામીના વિયોગ કરતાં રણમાં મૃત્યુ વધારે પસંદ કર્યું હતું; ગેરી બેલ્ડી જ્યારે અતિશય કહેતો. ત્યારે તે અશ્રુસહિત વિનવતી કે " નાથ? ત્યારે શું મને જગતમાં એકલીજ કરવી છે ?" આ મૃદુ વાણીથી તે હૃદયે દ્રવિત થતો, ગર્ભવતી છતાંયે એ મહાસતી, પતીની સાથેજ યુધ્ધમાં રહી.

આ રીતે, મૃદુલ અને મંજુલ કુમારિકા તારાસુંદરી પણ સતી સાવિત્રી પેઠે, પતિના જીવનનો ઉદ્ધાર કરવામાં અને પિતાના શત્રુએ લુટેલા રાજ્યને પાછું અપાવવામાં જે ભગીરથ પ્રયત્ન કરેલો, તેવોજ કરવાને દુરાગ્રહી બની. અને પૃથુરાજની સાથે રહીનેજ પિતાનું રાજ્ય મેળવી આપીને લગ્નવતી થઇ!

વાંચનાર? આ રસિક વૃત્તાંત, આટલેથીજ અહીં મુલતવી રાખવું પડશે; કેમકે પૃથુરાજની હાલની ઉછરતી સ્થિતિ યુવાનીનો

જુસ્સો, અને રાજ્ય લોભ, દુર્યોધન કરતાંયે વિશેષ પ્રકટી નીકળ્યો છે. મગજમાં ક્રોધનો જવાળા ફાટી નીકળ્યો છે. મેવાડની ગાદી અને ચિતોડની રાજધાની માટે, જાગતાં, ઉંઘતાં અને સ્વપ્નમાં ચિન્તન કરી રહેલો છે. ભાવી દેવી તેને અટકાવે છે; વિધાતા તેને ના પાડે છે. અંતે પૃથુ પોતે, પ્રયત્નવાદી બનીને સર્વ વસ્તુનો તિરસ્કાર કરે છે. "પ્રયત્નવાદી પુરૂષોને ફતેહ મળવીજ જોઇએ." આ સિદ્ધાંત પર મુસ્તાક રહીને પ્રયત્ન ચલાવે છે. પણ કવિવર શેકસપિયર કહે છે કે "નિર્દોષતા અને પવિત્રતા હમેશાં નિયમ તરીકે સફળ થવીજ જોઇએ, એવું સિદ્ધ નથી," ત્યારે હવે આપણે પણ મેવાડના આ મહાવીર રાઠોડની ઝાંખી કરવી જોઇએ; તેના પૂર્વજોનો ઇતિહાસ, અને પૃથુરાજના ભગીરથ પ્રયત્નનો પ્રારંભ કેમ થયો, તે જાણવું જોઇએ.

---

## પ્રકરણ ૫ મું.

### મેવાડનો રાણો રાયમલ.

ઇ. સ. ૧૪૭૪, વિ. સં. ૧૫૩૦ માં મેવાડની ગાદીએ પોતાના પરાક્રમ અને સત્તાથી રાણો રાયમલ આવ્યો. એમ ટોડ* રાજસ્થાનનો લેખક લખે છે. મેવાડની હકીકતોનો ઇતિહાસ કથે છે ?

રાણા રાયમલની અસલ કથા જોતાં માલમ પડે છે, કે તેમને પણ તેના પિતા રાણા કુંભે નિર્વાસિત કરેલો હતો. કુંભો રાણો પ્રથમ મેડતાના રાજાની ભક્તિની કુમારિકા મીરાંબાઇને પરણ્યો

---

* ટોડ રાજસ્થાનનો કર્તા કહે છે કે—રાણા રાયમલને તેના પિતા કુંભારાણાએ કેટલાક કારણસર રાજ્યથી દૂર કરેલો હતો. કારણમાં એ કે રાણો કુંભો, યવનરાજ પરજય મેળવીને પોતાના માથાપર, મંત્ર જપી તલવાર ફેરવતો હતો તે કારણ રાયમલે પુછતાં પિતા પુત્ર વચ્ચે તકરાર થઈ, ને રાયમલને પોતાની ઇચ્છામાંથી બાજુ કર્યો.

હતો. સામંત રાઠોડની આ કુંવરીએ તો પ્રભુ ચરણમાં જીવન મૂકેલું હતું. અને તે પછી બીજી કન્યાની પ્રતાપે, પોતાને બે રાજકુમારો ઉત્પન્ન થયા હતા. તેમાં વડો પુત્ર ઉદયસિંહ, મહાકૃતઘ્ની પાખંડી અને હત્યારો હતો. પિતાના હૃદયને ખેદ કરનારો, પ્રજામાં અત્યાચાર કરવા માંડયો, કુંભાએ તેનો પરિત્યાગ કર્યો. બીજાં રજવાડામાં પણ ઉદો ફાવી શકયો નહિ, ત્યારે દિલ્હીપતિને મળ્યો; અને પોતાની પુત્રી તેને વરાવવાની પ્રતિજ્ઞા કરી, પણ કુદરતી કોપને લીધે, એ પ્રસંગ બન્યો નહિ. અને તેનું મૃત્યુ થયું. ઉદયસિંહના બે કુમાર સિંહેશમલ અને સૂર્યમલ હતા. ઉદયના અકાળ મરણ પછી દિલ્હીપતિએ મેવાડ ઉપર હલ્લો કર્યો. આ સમયે રાણો રાયમલ, કુંભારાણાનો પાટવી કુંવર પણ પિતાજીની ઇતરાજીમાં હતો. મેવાડના સરદાર સામંતોએ રાયમલની વડીલાઇ, ને બળયુધ્ધ જોઇને તેનો આશરો લીધો. અને રણક્ષેત્રમાં ઉતર્યા. પોતાના ભાઇ કુંવરો સાથે તેને યવન રાજા સામે લડવું પડયું, ને તેઓનો પરાજય કર્યો. આખરે કાકાના દીકરા શરણ થયા દિલ્લીશાહ હારીને ચાલ્યો ગયો. અને કાળવશે સિંહેશમલ મરણ પામ્યો. કુંભારાણાએ આખરે રાયમલને રાજ્ય આપ્યું. ને પોતે દેહ ત્યાગ કર્યો. પોતાના કાકાના દીકરાઓએ અતી નાદાની કરી, અને પ્રચંડ વૈરભાવ ઉત્પન્ન કરે, તેવા સ્વાર્થીય આચરણો કર્યાં, કુળને કલંક લગાડનારી આશાઓને આશરો આપ્યો, તો પણ તે વાત વિસારી દીધી અને સૂર્યમલને પોતાના રાજ્યના મંત્રી તરીકે સ્થાપિત કર્યો. રાણા રાયમલને ત્રણ પુત્રકુમાર ને બે પુત્રીઓ હતી. તેમાં એક ગીરનારના રાજા શુરજીને અને બીજી શેરોહીના રાજા દેવરાત ઉર્ફે પ્રભુરાયને આપી હતી. અહીંથી આ વાર્તાનો પ્રારંભ થાય છે.

# પ્રકરણ ૬ ઠું.

## ચિતોડની ગાદી સબંધી રાજખટપટ.

રાણો રાયસિંહ કેવળ શાન્તિમાં જીવન ગાળતો ન હતો. જો કે તેમની પટરાણી ઝાલી રાણીને બે કુમારો, **પૃથુરાજ** તથા સંગ યાને **સંગ્રામસિંહ** થયા હતા. પણ તે પછી નવી રાણી પરણ્યા, અને તેમને એક કુંવર **જયમલ** નામે થયો. તે પછી કુટમ્બમાં ક્લેશ વધી પડ્યો. કુમારો પણ ઉમ્મર લાયક થયા. પૃથુરાજ બહુ કુશળ અને વીરનર નિવડ્યો. સર્વ પ્રકારની લાયકાત છતાં ફકત તામસી સ્વભાવનો, દુરાગ્રહી, અટંકી અને એનું ધાર્યુંજ થાય, તોજ શાન્ત રહે, તેવો અતિ ઉત્પાત્તિયો નિવડ્યો; એટલુંજ નહિ પણ "મેવાડની ગાદી પોતાનાજ પ્રારબ્ધની છે," એવી દુર્ઘટ માન્યતા ધારી બેઠો. આ માન્યતા માટે વારંવાર તે ક્લેશ કરતો, અને પોતે જાણતો હતો, કે પોતાનો વડીલભાઇ સંગ રાજગાદીનો વારસ છે, છતાં પોતાનેજ તે ગાદી મેળવવાનો રાજ્ય લોભ માયો સમાયો જતો ન હતો રાયસિંહ રાઠોડ એથી વારંવાર દિલગીર થતો, અને પૃથુરાજને સમજાવતો, પણ તે માનતો નહિ. જ્યારે તેણે જાણ્યું કે આ ઉધ્ધત કુંવર પાખંડી નીવડશે, એટલે તેણે અભાવ દ્રષ્ટે જોવા માંડ્યું. જેમ જેમ રાજા નવી રાણી પ્રત્યે માયા બતાવતા ગયા, તેમ તેમ વડીલ કુમારો ક્રોધે ભરાતા ગયા. અને છેવટે એમ પણ બોલાયું, કે મેવાડની ગાદી તો નવી રાણીના કુંવર જયમલનેજ ભાગ્યે છે, કેમકે મહારાણાની તેના પર વિશેષ કૃપા છે.

આ રાજખટ નવું સ્વરૂપ આપનારો એક છુપો અંજગર પોતાનું દ્વિજ્વિષ ફેલાવતો હતો. કોઇ પણ પ્રકારે બાપ દીકરામાં વિરોધ કરાવીને, રાજ્યની ઉથલ પાથલ કરવાનો ઉપાય યોજતો હતો.

વાંચનારને સહજ યાદ હશે, કે રાણા રાયમલનો ભત્રિજો

સૂર્યમલ હવે હારીને કાકાના આશરામાં પડયો છે. તેના હત્યારા બાપુનો હવે એકનો એક લાડકો કુંવર, છુપું વૈર લ્હેવાને, ઉંદરની પેઠે ફૂંકીને કરડવાનાં કાવતરાં કરવા માંડયો છે. એ મ્હોડે મીઠો અને પેટમાં ઝેરી બન્યો છે. પોતાનો પરાજય થયો, અને છેવટે કાકાના શરણે રહેવું પડયું, આ ભિષ્મ કષ્ટ વારંવાર યાદ આવતું, ને તે ઉશ્કેરાતો હતો. દીનપરદીન રાજ કુટુંબમાં કલેશ વધવા માંડયો. એક તરફથી નવી રાણીએ, રાણા રાયસિંહને પજવવા માંડયો, કે પોતાના પુત્ર **જયમલ**ને જીવતેજ સ્વહસ્તે ગાદી સોંપવી, અને બીજી તરફથી પૃથુરાજે પોકાર કરવા માંડયો કે, મેવાડ પતિ પોતાને સ્થાપવો. આ બન્ને કલેશનો કોઇપણ રીતે નિકાલ આવતો નહતો. હમેશાં ભાઇયો વચ્ચે વાદવિવાદ અને કલેશ થતો હતો. એમ કરતાં કેટલીક વખત વીતિ ગયો ત્યારે સુર્યમલ્લે દુર્ઘટ પ્રસગ હાથ કર્યો. અને એક બાજુ કારસ્તાની કાવતરૂં ઉત્પન્ન કર્યું, એ કાવતરૂં એવું બનાવ્યું કે જેનું ઝેર આખા મેવાડી રાજકુટુંબનો નાશ કરે; ને પોતાને ગાદી મળે, પણ ધાર્યું ધણીનુંજ થયું !

---

## પ્રકરણ ૭ મું.

### પિત્રાઇનો પ્રપંચ ! મેવાડનો ગાદી-વારસ કોણ ?

રાજ્યલોભ યા ધનલોભ માટે, કૂળનો દ્રેશ કરનાર કુળાંગાર દુર્યોધનની ઉપમા આ બ્હાદુર લડવૈયા પૃથુરાજને આપવી કે નહિ એ પરિણામે સમજાશે; પરંતુ તેનું ઉકળતું લોહી, અને તીવ્ર મગજમાં ભરાયલો ધુનીનો ધુમાડો, તાપનું રૂપ લ્હે, તોજ પોતાની મતલબ પાર પડે, એવો સુર્યમલ કાકાનો ગુપ્ત હેતુ હતો, પૃથુરાજ વારંવાર તે કાકાની સલાહ માગતો; કાકો ભીષ્મ પેઠેમ ઠાવકુ મોં

રાખીને સમજાવતો. " પિતાની સામે ન થવું, વડીલની આજ્ઞા ન લોપવી, અને હકકદારના હકક ના લુટવા ! " એવું એવું કહેતો; પણ સાથે ભગવદ્ગીતાની શ્રેણી ભૂલતો નહિ. " રાજ્યલોભ તો ક્ષત્રિયોની ગળથુથી છે. એકને મારીને પણ બીજાએ રાજ્ય કરવું, એ પરંપરાથી ચાલી આવતો રિવાજ છે. હિંસા કે યુદ્ધ, એ કંઈ ક્ષત્રિયોને પાપરૂપ નથી. દયા, ક્ષમા, મહત્તા, અને ધર્મ, એ સનાતન વારસો છે; પરંતુ રાજ્ય પ્રશ્ન તો જુદોજ ધર્મ છે. " બળીયાના બે ભાગ " એ રીતે વૈરની વસુલાત કરવામાં પાછી પાની કરે. તે ખરો ક્ષત્રી બુચ્ચો નહિ. માત્ર તક જોઇને તીર તાકવું."

આ રીતે માર્મિક ઉપદેશથી યુવાન મગજને ઉશ્કેરતો હતો. એક દિવસે સુર્યમલનો જન્મોત્સવ હતો નાચરંગ, ને ચા પાણીની પાર્ટી હતી. પ્રસંગનો લાભ લઇને રાયમલના ત્રણે કુમાર•સુર્યમલના• મહેલમાં આવ્યા હતા. નાચ રંગ પુરો થયો. અને કોઠારી ઓથા તથા તીસમારખાં જમાદાર સાથે રમ્મત ગમ્મત વિનોદ ચાલતો હતો. ત્યાં અસલ મુળ પૃથુરાજના ઉદગાર બહાર પડયા. આ સમયે રાયમલરાણાની નવી રાણીનો કોડીલો કુંવર જયમલ પણ હાજર થયો હતો. પૃથુરાજે નાટકની પ્રસ્તાવના શરૂ કરી. અને સુર્યમલે લીલા ઘાસમાં તનખા નાખીને સુકા ઘાસની કોળા છુપી ઉમેરી ધુમાડો કહાડવા માંડયો. ને રંગ જામવા માંડયો. જયમલે વિવેક દેખાડયો પોતાના પિતાને તે વ્હાલો ને વિશ્વાસુ છે, એવું દેખાડવાને બોલ્યો.

**જયમલ**—(નમીને) કાકાશ્રી સૂર્યમલ્લજી ? આપને પ્રણામ, બાપુશ્રી રાયમલજીએ આપની સાલગીરીની મુબારકબાદી આપી છે.

**સૂર્યમલ**—શીરપર ચડાવી, પણ આટલી મોડી ? વારૂ, (મનમાં) આખર પણ પિત્રાઇ.

**પૃથુરાજ**—કાકા સૂર્યમલજી ? તેનું કારણ એજ કે તમારા પિતાજી

યાને મારા પિતાશ્રીના કાકાએ જે તેમની સામે યુદ્ધ કર્યું હતું, તેનો દોષ! યા તો રાજ્ય લોભ માટે દિલ્લીશાહને દીકરી દેવા તૈયાર થઈને મેવાડી વીરત્વ હશાવતા હતા, તે દોષ!

**સૂર્યમલ**—તોપણ અમે બંને ભાઈઓએ તો તમારા પિતાજીનો આશરો લીધો. દુર્ભાગ્યે શેષમલજી ગુજરી ગયા, ને હવે મ્હારે તો રાયમલજી વડીલ પિતા તુલ્ય ભાઈજ કહેવાય.

**પૃથુરાજ**—પણ ત્યારે આપ કહોની, કે મ્હારા પિતા રાયમલજી જેઓ હાલ આ મેવાડી રાજધાનીના સામ્રાટ છે, તેમના રાજ્યાસન પર કોણ બિરાજશે? શું મ્હારો સહોદરભાઈ આ સંગ, હું કે અમારી સાવકી માતાના આ પુત્ર બંધુ જયમલજી!

**સૂર્યમલ**—(બાજુ) ઠીક, પ્રસંગ નીકળ્યો! લોખંડને જરા વધારે તપાવવું જોઇએ (પ્રકટ) તેમાં પ્રશ્ન શો ? મેવાડની ગાદીએ નિયમ તરીકે પાટવી કુંવરનેજ બેસવાનો અધિકાર છે.

**સંગ**—નિઃશંસય! મેવાડના કુલ રાજ્ય સત્તાધિકારી મહારાજ તરીકે સર્વાંશે આ પાટવી કુમાર તરીકે સંગ રાણાનોજ વંશપરંપરા હક છે?

**પૃથુરાજ**—શું ત્યારે મારૂં પરાક્રમ, બુદ્ધિબળ, અને વીરતા, કિંમ્મત વિનાની ઠરશે? શું પૃથ્વીરાજ હૈયાત છતાં સંગ કે જયમલ મેવાડી ગાદીપતિ થશે? નહિજ બને?

સૂર્ય સામે નહિ ટકે કદીએ પતંગ પ્રમાણમાં;
ક્યાં કાચને હીરો, કથીર કંચન ગણાય સમાનમાં.

**જયમલ**—ત્યારે તો હવે મ્હારા જેવા સાવકા ભાઈએ તો શું બોલવું ? પૃથુભાઇને પોતાના માતા જણ્યા ભાઇ સંગ્રામને રાજ્ય કરતો જોવાની ઇચ્છા નથી, ત્યાં મ્હારી શી વાત?

સૂર્યમલ—એમ બોલું ન લાવીશ, જયમલ! રાણા રાયમલનો મુછનો વાળ, તે ત્હારી માતા; અને લાડકો કુંવર તું પોતે.

સંગ—ગમે તે હોય, પણ મેવાડની પ્રજાપર સત્તા ચલાવવાનું આ સંગનાજ પ્રારબ્ધમાં છે; મ્હારોજ તે ગાદીપર હક છે!

પૃથુરાજ—સંગ? તું ત્હારી લવારી બંધ કરે છે કે નહિ? તું નબળો, ખરૂં કહું તો રણયુદ્ધમાં પાછો હટનારો બાયલો—

સર્વે—હં-હં-હં! સંભાળો-સંભાળો!

પૃથુરાજ—અલબત, મ્હારે કહેવું જોઇશે કે—

સિંહના રહેઠાણમાં બકરૂં બિચારૂં કોણ છે!
પૃથ્વીપતિ મેવાડ ત્યાં આ સંગલું તે કોણ છે?

મેવાડનો મહારાણો હું! પૃથુરાજ રાઠોડ એજ ચિતાડનો.
ધીંગો ધણી-મ્હારાજ નસીબની ગાદી-મ્હારીજ વિધાતાનો
એ લેખ! બાકા જખ મારે! કેમ કાકા ન બોલ્યા?

સૂર્યમલ—આ તો રજનું ગજ થયું! ઉત્સાહમાં કલેષ થયો. દુધમાં મીઠું પડયું. આનંદમાં ઉત્પાત થયો.

સંગ—કાકા સૂર્યમલ? તમેજ આ વાતનો નિર્ણય કરો, કે આ વાત બાપુશ્રી રાયમલજીને કાને ન જાય, અને તેને કલેશ ન થાય! જાણે કે અમારી બે બ્હેનો હક સાથે તો વરાવી દીધી છે. જો કે શીરોહીના રાજાને વરાવેલી બ્હેન દુઃખી છે, પરંતુ ભાઇ ભાઇમાં કલેશ થાય, એ ક્ષત્રી વંશનો નાશ કરનારૂં છે. રાજ્ય લોભ ખાતર કુળધ્વંસ થાય. તે દુર્યોધનની સ્થિતી લાવનારૂ છે.

સૂર્યમલ—(મનમાં) લાગ ઠીક છે. ભાઇએ ભાઇઓને અથડાવી રાયમલને શોક સાગરમાં નાંખી, રાજ્યની લગામ હાથ કરવાનો પ્રસંગ ઠીક ચાલે છે (પ્રકટ) ભાઇઓ? શું તમે મ્હારાં વચનપર વિશ્વાસ મુકશો?

**પૃથુરાજ**—કાકાશ્રી ? જો આપ સારી સલાહ આપશો તો!

**બોધો**—એ તો એમજ ચાલે, તું તારે ગપ બેશની રોંડના!

**સૂર્યમલ**—પૃથુરાજ ? તું અસલ મેવાડી ક્ષત્રીવીર છું, એ કોઇ પણ ના પાડી શકે તેમ નથી ત્હારો પિતા, અને હું ત્હારો પિત્રાઇ કાકો તો શું, પણ દિલ્હીના સુલતાનો કે રજપૂતાનાના વીરનરો પણ ત્હારાં વખાણ કર્યાં વિના રહી શકે તેમ નથી, આ બધું ખરૂં, પણ સાકર જો અદકી ખાય તો મિઠાશમાંથી ઝેર બને, બળવીરો જો દ્વેષ કરે, તો નાહક કુળનો નાશ કરે.

**સંગ**—વાહવાં ! શાબાસ ! બોધદાયક વાત છે.

**જયમલ**—પણ તેમાં ન્યાય શું ? ભારતના ક્ષત્રીઓ આમને આમ સર્વ ગુમાવશે ?

**પૃથુરાજ**—આમને આમ વાદવિવાદમાં વિલંબ વધતી જાય છે. પિતાજીની અવસ્થા બદલાતી જાય છે. અને અમારૂં વીરત્વ દબાતું જાય છે. માટે અમને સત્તા મળે, યશ મળે, ને રાજ તાજનો અમલ મળે, તે સાથે સંપ તથા એકયતા મળે, તેવો કંઇ ઉપાય ?

**સૂર્યમલ**—હા, ને તે એજ એકજ કે તમારે શાન્તિ અને ધિરજ રાખવી, જેના ભાગ્યમાં રાજ હશે, તેને અવશ્ય મળશે. (મનમાં) વાંદરાને દારૂ તો પાયો !

**પૃથુરાજ**—શું મેવાડની ગાદીપર નબળો કુમાર રાજ કરશે ?

**રણયુદ્ધમાં બળવીરનું છે કામ શત્રુ સાથમાં,**
**ત્યાં લાડ કે નબળાઇ ન આવે કામ ભેટી બાથમાં;**
**માથું મુકે તે મેળવે સરદારી ને સત્તા સદા,**
**નાહક કુટે લઇને કહાડો હક લકકડખોદના.**

માટે સૌ કહો એક અવાજે કે મેવાડાધિપતિ પૃથુરાજ થાય.

**સંગ**—ભાઇ પૃથુ! આ તમારો ગર્વ મુકી દો. હકદારના હક લેવા દો. પાટવી તરીકે મનેજ રાજ ચલાવવા દો." પૃથુ હસીને બોલ્યો. "તને મેવાડની ગાદી જા–જા–બોર ખા!

**જયમલ**—કાકા? આ વાંધો તમારે નથી પતાવવો?

**સૂર્યમલ**—ત્યારે સાંભળો. નાહરા-મુગરાની રજપૂતોની આપણી ચારણી દેવીની પુજારી દ્વારા, માતાના મંદિરમાં જઇ પુછીએ. અને તે મહામાયા જગદંબા માના સુચવે, તે ગાદીપતિ! સંગ-જયમલને કબુલ છે! અમારે કબુલ છે. સર્વે ઉઠે છે પૃથુ, કહે છે, પણ ધારો કે તેણે મારૂં નામ વિસાર્યું તો?

**સૂર્યમલ**—તો શું તું માતાને બાંધી લેવા ધારે છે! પૃથુ? ત્હારૂં માનવું ને ધારવું યોગ્ય નથી. માતાજી પર જો ભરૂસો નહિ રાખે, તો તું કદી પણ સુખી થવાનો નથી. એ રજપુતની મહાદેવી રક્ષણી ભવાની છે. એના આશિર્વાદ-થીજ રજપુતો જય પામ્યા છે. ક્ષત્રીઓને તેનોજ આશરો ને આધાર છે.

**પૃથુ**—વારૂ, ત્યારે હાલો. આપણે ચારે જણ તે મંદીરે જઇએ. પણ જો પૃથુનું નામ વિસાર્યું, તો ત્યાં આ તલવારે વહેતી રૂધિરની નીક ચલશે. માતાને બલિદાન દેવા બદલે લેવું પડશે.

**સુર્યમલ**—ભાઇઓ? જો–જો મને અપયશ ન દેતા? સાક્ષી તરીકે બોધો કોઠારી અને તીસમારખાં તમે હાજર છો.

**બોધો**—બાપુ! માતાજીનો પરછો કંઇ ખોટો હોય? બધાને કબુલ કરવુંજ પડે. નીકર મેખ મરાવ, મનની મનમાં રહે, ને થતું હોય તે થાય! તીસમારખાં? તું પણ યાદ રાખજે બચ્ચા!—દેખનાં, બાત બડી હે.

સર્વ—ચાલો એકવાર તે પણ પરછો જુઓ.

સુર્યમલ—(સ્વગત) સૂર્યમલ ? રાયમલના વંશજોનો તેનીજ તલવાર, ખાંડાંની ધારે ભલે નાશ થાય. જ્યારે ઘરમાંજ કલેશ થશે, ત્યારેજ બુદ્ધિ ઉઘડશે અને પિત્રાઇનો પડછંદો સમજાશે. હાલ તો ચારણી માતાને ખોળે વાત મુકવા દે !

---

## પ્રકરણ ૮ મું.

### ચારણી માતાનું વચન—સિદ્ધુતાનો પાયો.

ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કાકા ભીષ્મની કદર નહોતી, પણ ભીષ્મ કંઇ સામાન્ય બુદ્ધિનો રાજદ્વારી નર નહોતો. સુર્યમલે પણ તેજ પદવી સ્વિકારી હતી. તે ત્રણે ભત્રિજાને ચારણી માતાને મંદિરે લઇ ગયો. નાહરા મુંગરાની ચારણી દેવીની પરિચારિકા આરતી કરી રહી હતી. ભકતજનો અને ચારણો પણ તેમાં ભાગ લઇ રહેલા હતા. ભજન, ગરબાઓ અને સંત—સાધુ સહિત, માતાનાં ગાન થતાં હતાં; તે સર્વ બંધ પડયું, અને આ રાજકુળ રત્નો મંદિરમા પધાર્યા. પુજારીને આ વૃતાંત જણાવ્યો, અને માતા કનેથી ન્યાય મળવા વિનતી કરી. પૃથુરાજ અને જયમલ એક આસને બેઠા. સંગ પોતે વ્યાઘ્રચર્મ પાથરીને તે ઉપર એકલો બેઠો—ને તેની પાસે સુર્યમલ બિરાજમાન થયા. સર્વે ક્ષત્રીવંશીયોએ માતાજીને નમન કર્યું, અને સેવકી ધુણવા લાગી. માતાજી સાક્ષાત્કાર હોય, તે રીતે મૂર્તિમાંથી ઓંકાર થયો. અને જરા વારે જવાબ મળવાનો હતો. તે દરમ્યાન પૃથુ બળકી ઉઠયો "મેવાડની ગાદી મારા નસીબમાં છે. એ ગાદીપતિ

---

આ રીતે આગ લગાડીને સૂર્યમલ, ભત્રિજાઓ સાથે ઇન્સાફનું આંગણું વધારે ચોખ્ખું બતાવવા, અને અંતરની અંદરથી પિતાનું વેર લેવાને માતા બાજુની તરફ ચાલવા માંડયું. હવે ત્યાં શું દારૂણયુદ્ધ થાય છે, તે જોઇએ.

પૃથુરાજ રાઠોડ કહેવાશે. માતાજીએ પણ એજ રીતે કહેવું જોઇએ." આ શબ્દોચ્ચાર થતાંજ દેવીએ કુમાર સંગ્રામસિંહ તરફ નજર ફેરવીને આંગળી વડે તેને બતાવ્યો, કે "ચિતોડની રાજધાનીનો સંગ રાણો અધિકારી છે!" આ નિશાની જોતાંજ સર્વે જણે જયજયના પુકાર કર્યા. પૃથુ, રકત નેત્રે, ખડગ ઉંચું કરીને દેવીના મંદીરમાં દોડયો. દ્વાર બંધ થઇ ગયું. અને પરિચારિકા અંદર પેસી ગઇ. ક્રોધાતુર પરશુરામ સમાન પૃથુએ, પોતાના વારસાનો વારસ થવા માટે સંગતરફ ઉઘાડી તલવાર ચલાવા દોડયો. સંગનું માથું કાપી નાખવાને ઉલટયો. જયમલ ન્હાસી ગયો. અને સૂર્યમલ વચ્ચે પડયો. સંગને એક બાણ અને તલવારના પાંચ ઝટકા લાગ્યા. સંગ તોયે જીવ લેઇને ન્હાસી ગયો. પૃથુ તેની પુઠે પડયો. પણ નિરર્થક! સૂર્યમલને પણ હેરાન થવું પડયું, પણ તેમાં તેણે ફતેહ માની! પ્રભુ ઇચ્છા બળવાન છે.

---

## પ્રકરણ ૯ મું.

### પૃથુરાજ દેશપાર!

રાણા રાયસિંહના મનમાં પૃથુની રીતભાત બહુજ વાંધા ભરેલી રમાં રહી હતી. ઝાલી રાણીને તે વારંવાર કહેતો, કે કોઇ પણ દહાડે, પૃથુને મારી દ્રષ્ટિ કનેથી અલગ કરવોજ પડશે. એ તોફાની ને રાજદ્રોહી નીકળશે. રાજની સલામતી માટે એ ભયંકર શખ્સ ગણાશે. ઝાલીરાણી તેનો વારંવાર જવાબ આપતી, કે "આંખને આણુમસતું તે બધાને અળખામણુંજ લાગે" આ વિવાદનો નિવેડો પ્રત્યક્ષ આવ્યો. એક દિવસ નવી રાણી પોતાના ભરથારની કને કેટલીક વિનંતી કરવા લાગી. પોતાના કુંવર જ્યમલને ગાદી અપાવવાની યુક્તિ યોજવા લાગી. મંથરાની માયામાં મુંઝાયલી

કૈકેરાણી પેઠે દશરથને સમજાવવા લાગી. ભરતને રાજ્યાભિષેક ને રામને વનવાસ અપાવવા લાગી.

**નવીરાણી**—પ્રાણનાથ! મેવાડના અટંકી રાજાના શુરાતનપર મોહી પડીને હું વરી છું, તે એટલા માટે કે મારો બાળક, મેવાડની ગાદીનો વારસ થઇ, રજપૂતાનાનો ચંદ્ર કહેવાય, પણ તમે તો તે તરફ જરાએ જોતા નથી.

**રાયમલ**—પ્રિયા! પાટવીને ગાદી વારસ કરવો, એવો ચાલતો આવેલો રિવાજ તોડી હું મારા કુળને કલંક તો કદી બેસાડવાનો નથી, પણ તે સાથે હું એટલું પણ કહું છું કે તને અને તારા પુત્ર જેમલને ઝાલી રાણી કે તેના કુમાર સંગ યા પૃથુથી ઓછા સુખમાં પણ ઉધારવાનો નથી.

**નવીરાણી**—ત્યારે તો હવે તમારૂં દીલ પરખાયું, બસ, થઇ રહ્યું; કદી જો તમારી દેહને દગો થયો, તો મારા કુંવરનો કોણ ધણી!

**રાયમલ**—વાહ! શાબાસ! એવુંજ બોલવું ઘટે! તમને હું પરણ્યો, તે શા માટે! એક ઉપર બીજી લાવ્યો. ઝાલી રાણી જેવી કુળદીપક નાર છતાં, તમારી સાથે પ્રેમ બાંધ્યો, એ શું કરવા! દીલ દુખાવા નહિ, દેવી! તમે મારા હૃદયમાં વસેલાં છો, તમારો પુત્ર મારી આંખની કીકી છે.

**નવીરાણી**—માત્ર કહેવામાંજ! બાકી ઝાલી રાણીજ, ખરૂં તેનું લાડ! બસ, જાઓ, તેમને માનીતાં કરો!

**રાયમલ**—હું સત્ય વચન કહું છું કે તમે મારાં દીલનાં માનીતાં દેવી છે. માટે રીસામણાં છોડી દો, પ્રિયા!

**નવીરાણી**—મારા લાડુલા ભરથાર! તમારી આગળ મારૂં રીસામણું નહિ તો બીજે કયાં! મેવાડી રાણાની માનીતી રાણીશ્રીને એટલુંએ માન નહિ!

**રાયમલ**—તારો કુંવર પણ તેજ હક ભોગવે, પછી!

**નવીરાણી**—તો તમારી કૃપા ને શોભા, બાકી તો વૃથા. આપો વચન.

**રાયમલ**—આ વચન છે!

એટલામાં દાસી અંદરથી ખબર લાવી.

**દાસી**—રાજમાતા! જેમલભાઇ ઉતાવળા ઉતાવળા, તમને ભેટવા આવે છે.

**નવીરાણી**—જલદી આવવા દે!

**રાયમલ**—રખે કંઇ નવું જુનું થાય! ત્યાં જેમળ, આવી ચડયો:

**જેમલ**—બાપુ! પૃથુ વકર્યો! માતાની સામે થયો!

**રાયમલ**—મને ખાત્રીજ હતી, બેટા! શું થયું, વારૂ!

**જેમલ**—ચારણી માતાએ સંગરાજ તરફ આંગળી કરીને રાજ તિલકનું ચિન્હ બતાવ્યું. ને કંઇક ભાગ ભોગવવાનું સુરજમલને નિમ્યું, ત્યારે પૃથુરાજ ચીડાયો ને સંગને મારવા જતાં, સંગ ન્હાસી જવાથી સુરજમલને ઘાયલ કર્યા છે. કાકા વચમાં પડયાથી સંગ ઉગર્યો.

**રાયમલ**—મ્હારે પેટે એવો જનુની પુત્ર! મેવાડનો ગાદી વારસ આવો ઉત્પાતિઓ ને અદેખો! સગા ભાઇનું પણ ભલું નથી વાંચતો! બસ. એકદમ તે મારી નજર તળેથી દુર થવો જોઇએ છે.

**દાસી**—(અંદરથી) પૃથુરાજભાઇ ઘાયલ થએલા આવે છે.

**રાયમલ**—જેમલ! ઝાલી રાણીને બોલાવા દાસીને મોકલ. એ કપૂત મને નહિ જોઇએ!

**જેમલ**—ન્હાર, બાપુ !" જેમલ જાય છે. પૃથુ આવે છે.

**રાયમલ**—એ અભાગી પૃથુ! જરા આંખમાં દયા રાખ! અમી રાખ! એમ અદેખો ન થા! તારૂં કર્યું થવાનું નથી. કીરતારે જે ધારેલું છે તેજ થશે, તું ગમે તેટલાં ફાંફાં મારી પર્વત કુદવા જશે, પણ નાહક પછડાઇને પ્રાણ ગુમાવશે. મારે પેટે આવો પુત્ર! પૃથુ જેવો બળવીર જે રજપૂતાનાનો અર્જુન તેની આવી ચાલ! બસ. તારાં આવાં આચરણથી હું બિલકુલ નારાજ થયો છું. જ્યાંસુધી તું તારી ચાલ સુધારીશ નહિ, ત્યાં સુધી મ્હારે તારૂં મોઢું જોવું હરામ છે. ઝાલી રાણીને પેટે આવો પુત્ર પેદા થશે, એવું તો મેં કદી કલ્પેલું ન્હોતું! શરમ છે તને!

**પૃથુરાજ**—પિતાજી? મારી સાવકી માતા આગળ મને હીણો પાડી, ભલે અપમાન કરો. પરંતુ હું તો એટલુંજ કહેવા આવ્યો છું, કે આ મેવાડની ગાદી હવે મારા નશીબે ચોંટી ચૂકી છે. કેમકે સંગ ગયો. હવે તેથી ઉતરતા દરજ્જાના વારસ તરીકે હુંજ છું. મારાં બાહુબળ, હવે કેવી રીતે ફરકે છે, તે જુવો!

**રાયમલ**—બળ હોય તે નિર્દોષને હણવા માટે નહિ, પણ અનાથને બચાવવા માટે દ્રવ્ય હોય તે દરબાર માર્ગે ખરચી બીજાને દંડાવવા માટે નહિ, પણ પરોપકારમાં વાપરવા માટે! પૃથુ! તું ભલે બળવીર હો, પરંતુ આ દ્વેષ બુદ્ધિ, તારા ઉચ્ચ કામને કલંકિત છે, અને તેથી હું કહું છું કે હવે તારૂં મોઢું જોવું મને હરામ છે." એટલામાં ઝાલી રાણી દોડતી આવે છે.

**ઝાલીરાણી**—પૃથુરાજનું મોઢું જોવું હરામ! કોને ? ”

**રાયમલ**—મને! ઝાલીરાણી! મોટાભાઇ સંગને મારવા કુદેલા પૃથુરાજનું મોઢું જોવું હરામ કહેલું, એ હવે તમારે ગમે તે કરવું હોય તે કરો. પણ એવો પુત્ર મને ન જોઇએ. કુળ છેદક, માબાપ દાહક, ગૌવિનાશક, બ્રહ્મ દ્વેષી અને દીન દુઃખદાતા, એવા પુત્રનો શાસ્ત્રે પણ અંગિકાર કર્યો નથી. કેમકે તે કુળમાં અંગારો પેદા થયો કહેવાય છે.

**ઝાલી**—પૃથુ? સગા ભાઇ માથે આ વૈર ? જા—તેને શોધી લાવ, ને રાજગાદી અપાવ, તેમાંજ ત્હારી શોભા છે.

**પૃથુ**—એ નહિ બને !

**ઝાલીરાણી**—પૃથુરાજ ! તારા પિતાનું અપમાન પામવા જેવું કામ કરવાને તારે અચકાવું જોઇએ.

**પૃથુરાજ**—માતા ! રાજ્ય લેવું, એ તો પતંગ ઉડાવવા જેટલીવાર! પિતાજીને હું ગમતો ન હોઇશ, તો આ પળે દેશ તજીશ. પણ હું એમ નહિ ભાખીશ, કે મેવાડની ગાદી પર સંગ રાજ ભલે કરે ?

**ઝાલીરાણી**—બાપુ ! તું હજુ બાળક છે, માટે ભાઇ તરફ સ્નેહથી જો! તારા જવાથી મારી તો સઘળી દિશા અંધ થશે.

**પૃથુરાજ**—તું ખાત્રી રાખજે, કે જે ઠેકાણે આ તારો જાયો ગયો, ત્યાં વિજયનો ડંકો સમજવો. પિતાજીની મરજી તું પારખી શકતી નથી, પણ હું જાણું છું. જેમલને ગાદી આપવા માટે આ આડકતરો પ્રપંચ છે.

**નવીરાણી**—બાપુ ! તુંએ મારોજ પુત્ર કહેવાય ! જેમલ અને

તારામાં ફેર નથી ! તારો વિજય, તેમાં સ્હેજે જેમલનો વિજય છે.

**પૃથુરાજ**—હું સમજું છું. પણ ચિન્તા નહિ ! પિતાજી ? યાદ રાખજો, કે મને દેશથી દૂર કરવામાં તમને વિપત્તીનો ભોગ થવું પડશે. મારા જવાથી તમને પરતાવું પડશે.

**રાયમલ**—હું પુત્ર વિના ચલાવીશ, પણ અધર્મને અને અત્યાચારીને તો કદી ઉત્તેજન નહિ દઈશ.

**ઝાલીરાણી**—મહારાજા ! એક ભૂલ ક્ષમા કરો ?

**રાયમલ**—મારૂં વચન મિથ્યા નહિ થાય !

**પૃથુરાજ**—માતા ! તું શા માટે દયા માગે છે ! શું તું મને એટલો નિર્બળ ધારે છે ! અરે તારે જોવું હોય તો:—

આ પલકમાં પ્હાડગરાડ ઉપાડી એમ પછાડું હું.
બાહુબળથી ધરતી ધ્રુજાવી દશ દિગ્પાળ ડોલાવું છું !
દાવાનળ જેવા દુશ્મનને ફૂંક વડેજ હઠાવું હું !
ચડું કદી સંગ્રામ વિષે તો વિજય કરીને આવું હું.
જેને એવા પુત્ર હોય તેની માને દુઃખ લાવવું શું ?
ઝાલીરાણીને મેવાડીસુત જગેજ કહાવું હું !
ફરી પૃથ્વીના નવે ખંડમાં વિજય કરીને આવું હું;
મેવાડી ગાદી તો પૃથુને ભાગ્ય જડી છે. થાવું શું !

**રાયમલ**—ઝાલીરાણી ! અનુભવે ઠોકર મળશે. અને તેથીજ તેનું ચડતું લોહી ગરમ થતું ઠંડુ પડશે. જવાદો ! તમે તેને ન અટકાવો ! એ હજુ તો સંગનો જીવ લેવા ચાહે છે !

**પૃથુરાજ**—જો ગાદી પર ના બેઠો તો એજ પ્રતિજ્ઞા છે.

**ઝાલીરાણી**—ભાઇ ? કંઇ માન ! તારા બાપુને નમીને સંગને તું સમજાવ !

**પૃથુરાજ**—પિતાને લાખવાર નમું ! પણ ટેક માટે નહિ ?

**રાયમલ**—બસ એકદમ, તું દુરથા !

**પથુરાજ**—આ ચાલ્યો ! હું કંઇ કાયર કે બાવલો નથી. ઝાલી રાણીને ઉદરે જનમેલો છું. આંબાનું બીજ છું. મેવાડની ગાદી મ્હારા નસીબે છે. વીરત્વથી, બળથી, અને આપ સત્તાથી રાજ કરીશ.

**રાયમલ**—તું દેશદ્રોહી અને રાજદ્રોહી છું !

**પૃથુરાજ**—હું દેશનો ઉદ્ધાર કરીશ. હું મેવાડી રાજ અચલ કરીશ. યવનોની નજર અને તેના પગ, મેવાડની ભૂમિથી અલગ કરીશ. રામ રામ બાપુ! જ્યારે બોલાવશો, ત્યારેજ આવીશ." એટલું કહીને બન્નેની તકરારમાં પૃથુ ક્રોધથી પોતાના મહેલ ચાલ્યો જાય છે. ઝાલીરાણી મુર્છિત થાય છે. નવીરાણી પકડી લે છે.

**નવીરાણી**—ધીર ! બ્હેન ! ધીર !

**રાયમલ**--રાણી ! ઝાલારાણીને શાન્ત કરો, હું જાઉં છું. અને સંગની શોધ માટે માણસો મોકલાવું છું. જેમલને સંભાળજો " એટલું કહીને રાયમલ પોતાના મહેલ તરફ ગયો, અને ઝાલીરાણી પણ શુધ્ધિમાં આવતાં વિદાય થઇ.



## પ્રકરણ ૧૦ મું.

### સંગ એક ભરવાડને ત્યાં !

રાજાને ત્યાં જન્મ લેવાથી કંઇ રાજસુખજ પમાય, એવો ભાગ્યદેવીએ કોલ આપેલો નથી હોતો; પૂર્વના યોગે સુખ દુ:ખ રાયને રંક, ને રંકને રાય થવું પડે છે.

દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં. અને દુઃશાસનનું રૂધીર પાન કરવાનો સમય પણ જોયો; આ બન્ને વેળાએ ધર્મ યુધિષ્ટર તો એવાજ માનસિક બળમાં રહેલા હતા. જે કાળે જે બનવાનું છે, તે મિથ્યા થતુ નથી.

રામ વનવાસમાં ગયા, ત્યારે પણ તે એવીજ ધીરતા અને ધીટતા રાખી રહેલા હતા.

હરિશ્ચન્દ્રે રાજ ત્યાગ કર્યો, અને ઢેડને ત્યાં વેચાયા, તો પણ ધર્મ નિષ્ટાપર શ્રદ્ધા રાખીને, સંકટની સામે થઇને, અંતે વિજય મેળવ્યો.

ધીર વીરનરો કદીયે આપ્તથી ડરતાજ નથી. કેમકે આ પણ કાળ રૂપ વીરનરની કસોટી છે.

સંગ્રામસિંહ ઘવાયો, પૃથુની તલવારની અણી તેની આંખમાં અડવાથી તે કાણો થઈ ગયો. જો કે તે પણ એકજ માતાનું દુધ પાન કરીને ઉછેરલો હતો, અને વીર પિતાનો કુમાર હતો. જો કે અંતર માત્ર એટલોજ હતો, કે પૃથુરાજમાં કંઈક દૈવી ગુણ હતા. ક્ષત્રીવટનાં ઉમદાં લક્ષણ હતાં.

પૃથુ દેશવટો પામ્યો, અને સંગ પથુના ભયથી ન્હાસી ગયો. આખરે તે છુપા વેશમાં એક ભરવાડનાં ઘેટાં ચારવાને રહ્યો. બાળ કુમાર કંઇ ભરવાડની નોકરી કરે. અને જંગલમાં લુખો રોટલો અને મીઠું ખાઇ, પાણી પીને મધ રાત્રી સુધી જનાવરો સંભાળે, એ બનવું તો અશકય હતું. વળી આ ભરવાડે તો તેને રસોઇ કરવાનું પણ સોંપ્યું હતું. એ વિટમ્બના સર્વ કરતાં વડી હતી. બીજાં બધાં દુઃખ સહન કરી શકે, પણ જ્યાં હાથ કર્મ આવ્યું, ત્યાં લાચાર ! જાહેર રીતે તો રહેવાય નહિ. કેમકે પૃથુરાજનો ભય હતો. એક દિવસે નવીન યોગ બન્યો. સંગ, જ્યાં રસોઇ કરતો હતો, ત્યાં ભરવાડની નવી સ્ત્રી આવી ચડી. સુકુમાર યુવાન તરફ તેને અપ્રતિમ મોહ લાગ્યો.

અને કોઇપણ રીતે તેની વૃત્તિને ચલાયમાન કરવા ઇચ્છા થઇ, પણ તે વનવાસી ક્યાં સમજે છે કે આ ક્ષત્રી કુમાર અટંકી છે! ભરવાડણ જ્યાં સંગ, રોટલી કરતો હતો. ત્યાં આવીને દુરથી વિચાર કરવા લાગી. કુમળો કેળ જીવો હેઇનો સોકરો વેઠ કરે, ઇ મારાથી તો જોવાતું નથી. ગાડરે પીટયે ઇને ઇવું તે હું કામ હોપેલું હોહે! ઇના મોઢાની મીઠી હાકર જેવી વાણી તો જાણે દીલડું લોભાવી દેયસ! પીટયા ભરવાડીયામાં કાંઇ માલ મળે નહીં. દીલ તો કેસ કે આ રાજકુમાર જીવા હાથે દીલડું બાંધ! ઇનું મોઢું કીવું રૂપાળું સે! રાજવાહમાં રીયેલો હોશે, તોપણ મજુરી કરીને દખડાં ઝીલવામાં કીવો ઠરેલ સે. ઇવાની હંગાથે ભવડો ગાળવો હોય તો કીવું લખ! જીવતર હફળજ થાય! હાલની લલસાવું!"—ભરવાડણ સંગ-કને. જવા લાગી. સંગ, રોટલી કરી લઇને હાથ ધોવા લાગ્યો.

**સંગ**—(ભરવાડણને જોઇને) "આવો, બાઈ! કંઇ હુકમ?"

**ભરવાડણ**—હકમ! તું રાજા જેવો રૂપાળો, તે તારો હકમ કે મારો!

**સંગ**—બાઇ? ગરીબની મશ્કરી કરો છો! હું તમારો નોકર, જો રાજાનો કુંવર હોય, તો માગે કંઇ હુકમ?

**ભરવાડણ**—હું તો તારો હકમ માનવા આવીસ. બોલ, તું મુંને ચાહસ!

**સંગ**—મારાં અન્નદાતાને હું ન ચાહું તો કોને!

**ભરવાડણ**—હું તારી બોલીમાં બરાબર હમજતી નથી! કહે. તું મારા જીવ કરતાં વહાલો લાગેસ, હું તને લાગુંસ!

**સંગ**—શા માટે નહિ! તમે મારાં જીવનદાતા છો.

**ભરવાડણ**—જો તું મને ચાહતો હોય તો હું પુછું તેનો જવાબ દેહે!

**સંગ**—હા, શું કરવા નહિ દઇશ!

**ભરવાડણ**—તું પરણેલો ખરો કે!

**સંગ**—ના.

**ભરવાડણ**—ત્યારે તને કોઇ પોતાનો કરે, તો–

**સંગ**—બાઇ! તમારી બોલીમાં શું ભેદ છે, તે કંઇ કળાતો નથી. તમે શું કહેવા માગો છો, તે સમજાતું નથી.

**ભરવાડણ**—હું ઇ કેકુંસ, કે તારા પર મારો પ્રેમ સે!

**સંગ**—પછી!

**ભરવાડણ**—પછી હું તારો પ્રેમ માંગુસ!

**સંગ**—પછી!

**ભરવાડણ**—તારા જીવતરમાં ભાગ ભગાવા માંગુસ!

**સંગ**—તમને શું ઓછું સુખ છે, કે તમને આવું સુઝે છે?

**ભરવાડણ**—તારી મીઠી બોલી, ને તારૂં રૂડું મોઢું મારા દુખ કરતાં વધારે સે તેથી!

**સંગ**—બાઇ! બોલી ઉપર લલચાઇને ને રૂપ પર મોહાઇને પોતાનું સુખ છોડવા જશો, તો લોભા કુતરાનું થશે. પારકું મળશે નહિ, ને પોતાનું ટળી જશે!

**ભરવાડણ**—પણ તેં મને દીવાની કરી દીધી સે! બે બે દહાડાથી ખાવું. ને બે રાતથી ઉંઘ તેં સોરી લીધી સે.

**સંગ**—એ તમારી મિથ્યા કલ્પના છોડી દો. હું તમારી પતંગ જેવી આશાના બોલ સાંભળવા ઇચ્છતો નથી.

સંગ ત્યાંથી જવા જતાં ભરવાડણ પકડે છે. ભરવાડની જુની સ્ત્રી કરી આ ચેષ્ટા જુવે છે.

**ભરવાડણ**—હું તને મુકવાની નથી. તેં મારા દીલને બાંધી લીધું સે.

**સંગ**—મને જમવા જવા દો।

**ભરવાડણ**—લુખી રોટલી રહેવા દે! પકવાન ખવરાવહ!

**સંગ**—અનીતિના ઝેરી પકવાન કરતાં, નીતિનું અમૃત ખાણું મને વધુ વહાલું લાગે છે.

**ભરવાડણ**—મારો જીવ જહે, તેમાં તને શું લાભ?

**સંગ**—ઝેર પીતાં જીવ જાય, ને આંધળો થઇ કુવામાં પડે, તેમાં કોને દોષ! બાઇ! તમારી આંખમાં ભરાયલા વિકારને દાબો! પારકાનું રૂડું જોઇને પોતાનું ગુમાવો નહિ. જો તેમાં પ્રભુ પણ રાજી નથી. તમારા નશીબ-માં એવું સુખ હોત, તો આપેલું સુખ શા માટે બગડત! માટે જે પ્રભુએ મરજીથી દીધું, તેમાંજ મજા કરો! જાઓ. હમણાં રાયકો આવશે. આપણને દેખશે, તો મારૂં મોત થશે. હું તો તમારો નોકર, તમારા દીકરા જેવો, ને તમે મ્હારાં અન્નદાતા જેવાં! બાળક જ્યારે ન્હાનું હોય, ત્યારે શેઠાણી અન્ન આપે, તો હવે દીકરા ઉપર માએ મોહાવું ઠીક ન કહેવાય તમે કહો છો કે મારૂં મોત થશે, પણ બીજાં કોઇ વહેમાશે તો તેમાં બન્નેનું મોત ઉભું થશે, મને માફ કરો!"

**ભરવાડણ**--પણ હું તને મારો જીવ હોંપવા બેઠીસ. લખમી ચાંદલો કરવા આવી તો કરાવી લ્હે!

**સંગ**—બાઇ, તમને મેં કહયું કે, મને તે હરામ છે. શું મારા આ કુળમાતાની કુખે કલંક બેસાડવાનું છે? જો તમે પવિત્ર હોય, ચારણી માતાની ખરી ભરવાડણ પુજારી હોય, તો ધણીને છોડીને, મને કેમ વળગો! હું તમને હાથ જોડી કહું છું, કે મને સતાવશો નહિ. અગર કંઇપણ ચાલાકી કરશો, તો કાં તો મારૂં અથવા તમારૂં બેમાંથી એકનું તો અવશ્ય મરણ થશે." આ વિવાદ ચાલે છે, ત્યાં નવુ કૌતક થયું!

ત્યાં ભરવાડ સાથે ભરવાડણ રડતી આવે છે

**ભરવાડ**--પણ તું રડેસ હું કરવા !

**ભરવાડણ**—(ડુસકાં ભરતી) હુંને કેતાં હરમ આવેસ !

**ભરવાડ**--પણ સે હું ! કોઇએ તુંને કંઇ કહીઉં ! ઓલી રાંડ જુનીએ કાંઇ તારી અદેખાઇ કરી ?

**ભરવાડણ**--એ જુનીએ ઓલ્યા નવા સોકરાને ભંભેર્યો. ને તેણે મારી ઠેકડી કરી !

**ભરવાડ**—મારી નાખું ! કાપી નાખું !

**ભરવાડણ**--ના. ઇનું કંઇ નથી કીઉં. પણ અમથું બોલી ગીયો. ઇને હીખીહા કરવી હોય, તો બે ઘડી બાંધી રાખો. બહ ! વધારે કાંઇ નહિ !" હું તો જાઉંસ ! એમ કરી ભરવાડણ જાય છે. સંગ આવે છે. ભરવાડ ચીડાય છે.

**ભરવાડ**—( લાકડી ઉગામીને ) મારા હહરાના ! મારા ઘરમાં રઇને બૈરાંની મહકરીઉ કરેસ !" સંગને પકડીને રસીથી બાંધે છે.

**સંગ**—બાપુ ! મેં કાંઇ કર્યું નથી.

**ભરવાડ**—સુપ ! સુપ ! તારો દાળીયો ભરડાઉંસ, તે જો !

**સંગ**—અરે પણ તે આવી પીડા ! ) ભરવાડ બાંધી જાય છે.
**ભરવાડ**—ખબરદાર ! આંહીથી ગયો તો ) સંગ રડે છે. એટલામાં ભરવાડણ આવે છે.

**ભરવાડણ**—કેમ ! કેવી મજા પડી ! હવે માનવુંસ !

**સંગ**—ખબરદાર ! દુર ! દુર ! ઓ ચંડાળ સ્ત્રી ? તારાં નીચ વચનો ન સંભળાવ ! તારી કારી આંખ મારાપર ન નાંખ, જા જલ્દી રસ્તે, નહિ તો તારો જાન લઇશ. નક્કી જાણ જે કે હું પણ સિંહણનું દુધ ધાવેલો

ક્ષત્રી પુત્ર છું. અનીતિવાનને એક ઝટકો મારી ઠાર કરનારો સિંહ બાળક છું.

**ભરવાડણ**—વારૂ! વારૂ! ખા લ્હે!" ભરવાડણ ચીડાવીને જાય છે

**સંગ**—જગતમાં અનીતિવાન માણસોની પણ હદ હોય છે. સ્ત્રી જાત પણ પુરૂષપર આશક પડતી હશે, એ તો આજેજ અનુભવ થયો. નશીબ દેવી! તું મને પ્રાણ ઘાતક કષ્ટ આપજે, પણ આવા નીચ અને ગંદીલા કીચડમાં તો કદી નાંખીશ નહિ!

એવામાં જુની ભરવાડણ આવે છે

**જુની**—ભાઇ, તારાપર નાહક જલમ થાયસ. એ બધુ જોયું. ધન્ય ત્હારી જનેતાને! બાળકપણ બુદ્ધિવાળો ખરો! ઠીક રાંડને ઝાટકી કહાડી! અદેખીને વંઠેલ રાંડ, પોતે બગડીને બીજાને પણ બગાડતી હતી! ભાઇ લે તને છોડી મુકું, તું તારે ન્હાસી જા, નહિ તો મારી નાંખહે!" ભલી ભરવાડણે સંગને છોડયો.

**સંગ**—બાઇ તમારો ઉપકાર થયો. પ્રભુ તમને સુખી કરો! સંગ દોડી જાય છે. ભરવાડની નજર પડે છે.

**ભરવાડ**—પકડો! પકડો! ગીયો! ગીયો!

**ભરવાડણ**—(દોડતી આવીને જુનીને પકડીને,) આ રાંડે નહાડી મુકયો.

**જુની**—તે હું કરે! તારે ઇની હાથે ન્હાહી જવું તું તે!

**ભરવાડ**—હે!" ભરવાડ ચકીત થઇ ગયો.

**ભરવાડણ**—(રડતી ઢોંગ કરીને) રાંડ! અદેખાઇ કરીને હુંને કલંક સડાવેશ. ઓય! તારાં નામનાં છાજીયાં લઉં!

(કૂટે છે. ભરવાડ, જુનીને મારે છે.)

**ભરવાડ**—રાંડ, નીકળ મારા ઘરમાંથી! બહ! ભાગીજા!

**જુની**—તો મુવા આ તારૂં ઘર વંહાડહે! હું તો આ હાલી!

આખરે સંગ ન્હાસી ગયો. એક વિકટ જંગલમાં ચાલ્યો ગયો. અજાણ અને ભયથી ઘેરાયલો બ્હાવરો બનીને ગયો. તેને ભાન ન રહ્યું. ગયો તે ગયો. ભરવાડ કર્મભોગી થયો.



## પ્રકરણ ૧૧ મું.

### ભાગ્યની રેષા! જંગલમાંથી મહેલમાં!

પૃથુરાજના ત્રાસથી ન્હાસતો ફરતો સંગ્રામસિંહ, ભરવાડને ત્યાં જઇ રહ્યો હતો. ભરવાડનાં ઘેટાં ચારવા ઉપરાંત રોટલી પકાવવાનું કામ પણ તેને શીર હોવાથી, કમઆવડતને લીધે તિરસ્કાર પામ્યો; એટલુંજ નહિ, પણ ભરવાડણની પાપવાસનાનો ભોગ થઇને ત્યાંથીએ ભાગ્ય રૂઠી ગયું. ને અંતે જંગલમાં ન્હાસી ગયો.

કથાકારો, વાર્તાકારો, અને ઇતિહાસવેત્તાઓ, સંગના સમાચાર વિવિધ આપે છે. ભુખ-તરસથી કંટાળેલો સંગ, એક દહાડો ફરતો ફરતો જંગલમાં ઝાડતળે સુતો હતો, ત્યાંથી તેને મદદ મળી. કેટલાક રજપુતો ત્યાંથી પસાર થતા હતા. સંગની રાજકીય કાન્તિ અને મુદ્રાચિન્હ ઉપરથી તેને પોતાની કૃપા તળે લીધો. અને સ્વારી માટે ઘોડો તથા બાંધવાને શસ્ત્ર આપ્યાં. સંગ કંઇ એવો નબળો નહતો, કે મેવાડી ભૂમિને દોષ આપે. તે રજપૂતો સાથે ગયો, અને શ્રીનગરના રાજા કરમચંદ્રને ત્યાં જઇ રહયો. શ્રીનગરનો કરીમચાંદ ઉર્ફે કરમચન્દ્ર, પરમારવંશી રજપૂત રાજા હતો. તેના આશરામાં સંગ રહયો. અને થોડી ઘણી સહાયતા મેળવવા લાગ્યો. તેને ચિતોડમાં જવાનું ભારે થઇ પડયું. હજી તે પોતાનું નામઠામ આપતો નહતો. અનાથ વીરનર તરીકે જુદા જુદા બ્હાનાં તળે

ખેલતો હતો. એક સમયે જંગલમાં તાપથી થાકીને, ઘોડો બાજુ પર બાંધી, કટાર ઓસીકે મુકીને સુતો હતો. નિદ્રામાં ભરપુર હતો. એ સમે પાસેના વૃક્ષ નીચે બે કોઇ ઘોડે સ્વાર ઉતર્યા. એકનું નામ જયસિંહબાલી અને બીજાનું નામ જેમુસીદીલ હતું, તે ત્યાં રસોઇ કરવા લાગ્યા. થાક ગાળવા લાગ્યા. એ વડની છાયામાં કોતર નજે એક જંગી નાગ રહેતો હતો. ઘડીવારે તે તાપના અકળાટથી બહાર નીકળ્યો. અને જ્યાં સંગ સુતો હતો. તેની ઉપર ફેણ માંડી ડોલવા લાગ્યો. આ વેળા, તે ઝાડની ડાળી ઉપર એક પંખી બોલવા માંડ્યું. અને તે રસ્તે જતા એક ભરવાડે સાંભળ્યું. પંખીવાચાના શુકન જાણનાર મારૂ નામના ભરવાડે, જરાવારે સંગને ઉઠેલો જોઇ કહ્યું. કે "પંથીભાઇ? તમે જરૂર મોટું રાજપદ પામશો."સંગ હસ્યો. અને આભાર માન્યો. આ હકીકત પેલા સ્વારોએ સાંભળી, અને સંગની સાથે થયા; તે પણ શ્રીનગરના રાજસ્વાર હતા. સંગની હકીકતમાં શ્રીનગરના મહેમાન તરીકે જણાયાથી ત્રણે જણ નગરમાં ગયા. અને રાજા કરમચન્દ્રને સ્વારોએ બનેલી હકીકત જણાવી. તેમજ ભરવાડે પેલાં પંખીનાં શુકનની વાત કહી. તે ઉપરથી સંગને પોતાની કુંવરી પરણાવવાનો ઠરાવ કર્યો. સંગનું ભાગ્ય ફરી ગયું. દીનમાન ઉઘડી ગયું;-હવે જોઇએ, કે રંગમાં રંગ કેવો મળે છે?

એ દિવસે રાજકુંવરી વિજુબા. પોતાની સખીઓ સાથે રાજ બગીચામાં વિનોદ કરતી હતી; યુવાન કુમારિકા તનમનાટ કરતી હતી. સમાન સહચરીઓ ચેષ્ટા કરતી હતી. ત્યાં અણધાર્યો સંગનો મેળાપ થવાનું નિર્માણ્ય થયું. ખરી રીતે તો કૌતુક થયું.

**૧ સખી—** વિજુબા? તારા પિતા કરમસિંહ પરમારે, આ શ્રીનગરની હદના દરેક ક્ષત્રીપુત્ર તને બતાવ્યા, પણ ત્હેં એક પણ પસંદ ન કર્યો?

**વિજુબા**—બ્હેનો ! રોશની તો દીવાની પણ હોય છે, પરંતુ ચંદ્રમાના તેજને ન પહોંચે. તેજ તો કાચમાં પણ હોય છે, પરંતુ મણીને ન પહોંચે. તેમ રજપૂત તો બધાએ છે, પણ મેવાડીને ન પહોંચે. બીજા રજપૂતોએ પોતાની બ્હેન-દીકરી, દિલ્લી સુલતાનને આપીને ખુશામત ઉઠાવવા તૈયાર થયા છે, પરંતુ મેવાડી રાણાઓ હજુ સુધી અટંકી-અડગ અને જાત્યાભિમાની રહેલા છે. અને તેવાને પરણવું, એજ સાફલ્ય, બાકી તો વૃથા. પણ આપણું ભાગ્ય કયાંથી !

**૨ સખી**--ખચીત. ગમે તેવી ભુખ લાગે પણ સિંહ, ઘાસ ખાવાનોજ નથી ! હાથી માટે તો રાજ દરબાર હોય ! હંસણી માન સરોવરમાંજ શોભે.

**વિજુબા**--મેવાડી રાજકુમારો માટે મારા પિતાનું બહુ ઉંચ મત છે. અને—

**૧ સખી**--અને તે તારે માટે શોધખોળ કરે છે. નહિ !

**૨ સખી**—હા, હા. મેવાડના રાણા રાયમલના પાટવી કુંવર સંગ ઉપર તેમની મમતા છે. પણ અલી વિજુ ? આ તારૂં જોબન પુષ્પ. તો પૃથુ જેવાજ મધુકરને શોભે ! જો પેલું ગુલાબ, પણ બુલબુલના પ્રેમમાં કેવું મસ્ત છે ! પેલી વેલી, આંબા સાથે કેવા ગેલ કરે છે ! પેલી મેના, પોપટ સાથે કેવી રમે છે ! વિજુ ? તું તેવાં લાડ કયારે કરતી થઇશ ?

**૧ સખી**--વળી જીવતર હોય તો શું તેવો વખત ન આવે ! રાજાને રાજા, ને રંકને રંક !

**વિજુ**—તમે કાં ગભરાઓ છો. આવશે, આવશે, એક વખત સૌને આવશે.

**૨ સખી**—પણ તારા જેવું જોબન કયાંથી લાવશે !

**વિજુ**—તમે કયાં ઓછાં રૂપાળાં છો ! જોની !

**સખીયો**—(**આ ઉભય લોકમાં**)

શું કહીએ બેની હાં, હાં, ઉછળે જોબનીઆનું જોર.
સાગરની ભરતીનાં જળનો જો વેગ ઉડે સમતોલ,
ચંદ્ર જોઇને જેમ છલકાતો.
મ્હોંપર મદન રસિક મલકાતો.
જાઓ—જાઓ—મુર્ખ ન થાઓ.
આવો આવો ના *શરમાઓ,
નાગફણી સમ ચતુર ચોટલો શો ફરકાવો, મોર !

**બન્ને સખીઓ**—ઓ નાગ ! જો જો ચાલ્યો નાગ !—**શું**.

**વિજુ**—(ગભરાઇને) નાગ ! નાગ ! કયાં છે ? મશ્કરી કે ?

**૧ સખી**—એ તો મણીધર ચોટલો જાણે રાજ્યોગ સુચવે છે. પ્રાણનાથના શીરપર જાણે ડોલે છે !

**૨ સખી**—હા, જાણે સંગરાણો સમાન વર મળ્યે, એવુંજ થાય છે.

એટલામાં ત્યાં સંગ, જેમુસીંગ તથા બાલીયો આવે છે.

**જેમુસીંગ**—સંગ રાજ ? તમે અહીં ઉભા રહો. પાછલે રસ્તેથી અમે મહારાજાને મહેલમાં ખબર દઇએ.

(બન્ને જાય છે. સંગ ઉભો રહે છે.)

**સંગ**—ઓહો ! પેલી દેવકન્યાઓ કોણ ?

**૧ સખી**—અલી જો જો સામે ચંદ્રમા ઉગ્યો !

**૨ સખી**—અરે હા, એ તો કોઇ નવી મુર્તિ ?

**વિજુબા**—( જોઇને ) ઓહો ! એ રાજ તેજોમયી કોણ ? સખીયો ? એ કોણ હશે ?

**સંગ**—(મનમાં) શું હું સ્વર્ગમાં છું ? મને શેષ નાગ કન્યાનાં દર્શન થયાં! શું આ બગીચામાં દેવાંગના હશે ?

**વિજુ**—(સંગને જોઇને) સખી ! પેલા પંથીને તું પુછતો ?

**૧ સખી**—વારૂ. (સંગ કને જઇને) ભાઇ ? તમે કોણ છો. અને અહીં કયાંથી ?

**સંગ**—હું એક મુસાફર રજપુત છું. રાજબાગ જોવાને આવ્યો છે. મારા આવવાથી તમને હરકત થઈ હશે તે માટે માફી માંગું છું. (સંગ બાજુ જવા ચાહે છે. સખી આડી ફરીને અટકાવે છે.

**૧ સખી**—ઉભા રહો. તમારી આંખમાં જાદુ છે, અને પેલી આ નગ્રના રાજાની કુમારીને તમે જાદુ કર્યો છે. તમે મદારી લાગો છો. સાથે નાગ લાવ્યા છો.

**સંગ**—બાઇ? હું તદન અજાણ છું. પ્રદેશી માથે આમ કોપ ? નાગ કેવો ? જાદુ કેવું ? મને જવાદો !

**૧ સખી**—તે ખુલાસો અમારી કુમારીને કરો. આવો ! તમે નિર્દોષ હશો, તો જવા દેશે, ચાલો. એમ છટકી ન જશો.

**સંગ**—(મનમાં) આતો ઘરની ઉંડી વનમાં ગઇ તો ત્યાં પણ આગ ! ભરવાડે કહાડી મુકયો, તો અહીં પણ પૃથ્વી માતા સંઘરતી નથી ? હવે કયાં, કોને આશરે જાઉં ?

**વિજુબા**—(મનમાં) આ કુમારને જોતાં હૃદય કંપે છે કેમ ! આ બાહુ ફરકે છે કેમ ? તેની મુદ્રા કેવી સુંદર છે?

**૧ સખી**—બ્હેન ! આ તારા બન્ધીવાન ! તારે ગમે તે કર!

**વિજુ**—ઘેલી ! વળી બન્ધીવાન શેના ?

**૨ સખી**—તારા જાદુગર ખરા કેની ! તને કામણ કીધું છે તે ! શરમાય છે, શાને ? પુછને તેમને, કે એ કોણ ?

**સંગ**—બાળાઓ ? હું બન્ધીવાન હોઉં તો મને સજા કરો.

૧ **સખી**—પણ તે સજા તમારે કબુલ રાખવી પડશે.

**સંગ**—વ્યાજબી હશે તો મારૂં કંઈ ચાલે તેમ નથી અનાથનો આશરો, ને આધાર કોણ?

૨ **સખી**—જો ભાગ્યદેવી પાધરી હશે, તો ધુળ પણ સોનું થઇ જશે!

**સંગ**—હું અનાથ છું, એટલે કદી વચન ન લહેશો, તોપણ તમારી સત્તાથી મારે કબુલ કરવુંજ પડશે.

**વિજુ**—પ્રથમ જાતભાત જણાવવી જોઇએ.

**સંગ**—હું અટંકી ક્ષત્રી રાજાનો કુમાર છું. એટલીજ પિછાણ મારી કુલીનતા માટે પુરતી છે.

૧ **સખી**—ત્યારે તમારી ગુન્હાની શિક્ષા સંભળાવું?

**સંગ**—મારા પર જુલમ તો નહિ થાય! જો તેમ હોય તો મને દેહાન્ત દંડની શિક્ષા વધારે પસંદ કરવા જોગ થશે.

૨ **સખી**—તમને પોતાને કબજે કરવા હોય તો?

**સંગ**—તોપણ લાચાર છું!

૧ **સખી**—વિજુ? શું શીક્ષા કરવી!

**વિજુ**—ઘેલી! કોઇ અતિથીને સત્કાર બદલે દંડ!

૧ **સખી**—હા-હા-દંડ! (કાનમાં વાત કરે છે.)

૨ **સખી**—હવે પ્રકટજ કહી દેની કે, આ કુલીન અતિથીએ પોતાની જીંદગી, કુમારીને સ્વાધીન કરવી, બોલો, છે, કબુલ!

૧ **સખી**—કેમ વિજુબા! લ્હે, ત્યારે પકડ, અતિથીનો હાથ, ને કર સત્કાર. શરમા નહિ! શરમાતી હોય તો અમે જઇએ!

**સંગ**—બાઇઓ! હવે મારી મશ્કરી છોડો, મને જવાદો!

૨ **સખી**—અટંકીના પુત્ર વચન ભંગ કરશે!

આ વિનોદ અને ચેષ્ટા ચાલે છે, ત્યાં રાજા કરમચન્દ્ર પરમાર,

પેલા સ્વારોના તથા ભરવાડના કહેલા પર વિચાર કરતા, પ્રધાનની સાથે મસલત ચલાવતા આવ્યા. અને જોયું તો પોતાના આશરામાં રહેલો સંગ્રામ ! રાજા પરમારને બેવડું બળ મળ્યું. પોતાની કન્યા આપવાનું નકી કર્યું. સંગ એકલોજ ઉભો રહેલો હતો. કુંવરી તથા સખીઓ ચાલી ગયાં હતાં. સંગ ઉપર કુંવરી મોહિત થઇ હતી. સંગનો ઉત્તમ સત્કાર કરીને તેની અસલ જાત-ભાત પુછતાં, તે ખરેખરૂં બોલી ગયો. ને મેવાડની હકીકત જણાવી એથી પરમારે તેમને મદદ આપવાનું કહ્યું. ને મેવાડના પાટવીનો રાજહક મળે, ત્યાં સુધી શ્રીનગરમાં ગુપ્ત રીતે રાખવા વચન આપ્યું; એટલુંજ નહિ પણ કુંવરીને પણ પરણાવવાનો પરસ્પર કોલ લીધો. એ રીતે સંગ તો હાલ ઠેકાણે પડયો. હવે પૃથુ તરફ નજર કરીએ, કે તેણે દેશવટો લઇને કયાં દુઃખ-દર્દ દેર્યાં ! ઝાલી રાણીએ શું કહ્યું !



## પ્રકરણ ૧૨ મું

### પૃથુરાજને રાજમાતાના બે બોલ.

પૃથુ ! ત્હારા પિતા રાયમલ એક મેવાડી કુળચન્દ્ર રજપૂત રાજા છે: આપણી પ્રત્યેનો તેનો ગમે તેવો ભાવ-અભાવ છે, અને નવી રાણીએ જાદુ ચલાવીને મોહપાસમાં તેમને દાબી દીધા છતાં, પોતાના જાત્યાભિમાનનો તેણે ત્યાગ કર્યો નથી. ત્હારા વડીલભાઇ અને પાટવીકુંવર સંગને રાજપાટ આપવામાં કદીયે બે બોલ કહ્યા નથી. તે છતાં તું આમ પરશુરામ કરતાંયે ક્રોધી બન્યો છું. ત્હારા બન્ધુનોજ નાશ કરવા મચ્યો છું ?"

"માતા ? તમે રાજદવારી બાબત ન સમજો ! સંગ જેવો નબળો ને પોચો બન્ધુ રાજ કરે, અને મ્હારા જેવો બહાદુર-રણવીર તેની સલામી કરે ? નહિ બને, કદી પૃથ્વી પાતાળ જાય, તોયે નહિ બને!"

"પુત્ર? ત્હારૂં વિરત્વ, શત્રુના હાથમાં ચગદાવવા માટે નથી! ત્હારૂં શુરાતન, કુળધ્વંશ કરવા માટે નથી. ત્હારી શકિત, મેવાડની પવિત્ર અને વ્હાલી ભૂમિને યવનોના હાથમાં રીબાતી–રઝળતી કરવાની નથી; જો તું મ્હારાજ ઉદરમાં પાકયો છું. ખરો ક્ષત્રી બચ્ચો છું, તો ત્હારા વિચારો બદલી નાંખ, અને ત્હારા પિતાને નમીને તે જે કહે તે અમલમાં લાવ. આપણે હાલ માનહીણ છીએ. તે તો સમજ?"

'ને તેટલાજ માટે હું તેમનું અભિમાન મુકાવાને ચાહું છું. ભલે મને દેશવટો દીધો. પણ એજ મ્હારા પિતા રાયમલ રાઠોડ. આ ક્ષુલ્લક પુથુને જરૂર બોલાવશે! આ મ્હારા વજ્ર બાહુ, આ મ્હારાં રકત નેત્ર, આ મ્હારી તાતી તલવાર, અને આ મારા જીગરમાં રહેલું ક્ષત્રી શુરાતન અજમાવીશ. અને હું રાજાને તે રાજાજ કહેવરાવીશ."

"બળીયા સાથે બાથ ન ભીડીયે બેટા! તું એકલો છું. નિરાધાર છું. અને ત્હારી સામે અનેક શત્રુ ઉત્પન્ન થશે. શત્રુઓ શત્રુ જગાડશે."

"આ શરીર રણમાંજ રોળાવાને યોગ્ય છે. આ પૃથુ લડાઇમાંજ મરવાને તૈયાર છે. રણ, તલવાર, શત્રુ અને યુદ્ધ, આ ચાર વસ્તુથીજ મ્હારા જીવનની જ્યોતી જાગતી રહેશે. માતા? તમે ફીકર ન કરો. તમારા ઉદરે પાકેલું આ રત્ન કદી પણ હલકું કહેવરાવશે નહિ. પાછી પાની કરશે નહિ, ને શત્રુના હાથનું રમકડું બનશેજ નહિ. હવે હું રજા લઇશ!"

"તું કયાં જઇશ, દીકરા? માતા એકલી છે. મ્હોટો કુંવર ત્હારી બ્હીકે ન્હાસી ગયો છે. ત્હારા પિતાનો આપણી પર અણગમો છે, ને તું તો એકદમ વાયુના ઘોડાપર સ્વાર થઇ ગયો છું. શું તને આ નિરાધાર માતાની પણ દયા નથી?"

"આ શું બોલો છો, માજી? ક્ષત્રીપુત્રને બાયલો બનાવવાનાં આ વેણુ કંઇ ખરી ક્ષત્રિયાણીમાં હોય? પૃથુરાજ જેવા બળવંત કુમારની માતાનાં આ વચનો? નહિ, હું કટ્ટા શત્રુ સામે લડીશ. જ્યાં જંગલ હશે, ત્યાં મહેલ બનાવીશ. જ્યાં કોઇનું રાજ ન હશે, ત્યાંજ રાજ સ્થાપીશ. ને જ્યાં બળીયાવર રાજ કરતા હશે, ત્યાં પરાજય કરીને જય મેળવીશ. કહો—માતા—કહો, કે કુંવર? ફતેહ કરીને આવ. પિતાનો ધન્યવાદ કહે! પૃથુ બેટે તું એકલો શે? હજાર ગાઉ પર હોઉં, તોપણ અહીં હાક વાગશે, શત્રુનાં રોમ જાગશે. અને ત્હારી ભીડ ભાગશે. લહે, માજી! હવે પ્રણામ! છેલ્લા પ્રણામ! હવે હું, મ્હારો બાહુ, મ્હારી તલવાર, અને મ્હારો ઘોડો! જય માત અંબે!"

પૃથુરાજ જેટલું કહીને રસ્તે પડયો. અને હવે પોતાનું શૂરાતન, ભાવીના મેદાનમાં ઉડતું કરવા ખાનગી પાંચ સ્વારો લઇને આગળ ચાલ્યો.



## પ્રકરણ ૧૩ મું.

### આફતકાળ અને કસોટી.

ચિતોડની સરહદ છોડી જન્મભુમિને છેલ્લી સલામ કરી વતનની પ્રીતિ અને કુટુમ્બની મમત મુકી, આખરે પોતાના બાહુબળ ઉપર સ્વાર થઇને ગોદવાડની રાજ્ય ભૂમિ તરફ ચાલ્યો. બાલી શહેરમાં નિવાસ કરતાં પહેલાં આજુબાજુ એકાન્ત રહેઠાણુ કરવા ધાર્યું. પોશાક બદલવા પડયો. સાથેના સ્વારો પણ મમતપર ચડવા લાગ્યા. લુટારૂ ધંધો તો ન જ કરવો, પણ કોઇ અનાથ પ્રજાના જુલ્મી રાજાને મારવાના નિશ્ચયપર, જંગલમાં રહેઠાણુ કર્યું; કેટલાક દિવસ

આમ તેમ સુખ દુઃખમાં કહાડયા—અને તેટલામાં ખરચી ખુટી—સત્યાગ્રહ લ્હેતાં, ધિરજ ન મુકી, પરંતુ પેટ તો વખતસર માગે, તેને ભાંડુ દેવું, અને પોતાના સાથીને સંભાળવા, એ ફરજ બજાવવાની પૃથુને હતી. આખરે તે નાંદોદના એક ભાગમાં આવ્યો. અને આ ગદવાડ પ્રાંતના પાટવી નગરના એક શાહ વેપારી ઉંઝા નામના ગૃહસ્થને ત્યાં પોતાની કિમતી વીંટી વેચીને થોડું દ્રવ્ય લીધું, ને ધીમે ધીમે લસ્કર એકઠું કરવા માંડયું. જે પ્રાંતમાં પૃથુરાજ પડયો હતો, તેની સ્થિતી વિચિત્ર અને ભયંકર હતી.

ઇતિહાસવેત્તા કહેછે કે, આ સમયે ગદવાર પ્રાંત જનપદરક્ષામાં ના રહે, એવી સ્થિતીમાં હતો. ત્યાં આરાવલી પર્વત નિવાસી મીન લોકો ગદવારમાં આવી તેનો નાશ કરવા લાગ્યા હતા.

ગદવારની રાજધાની નાંદોદમાં હતી. મીન લોકોએ એ રાજ સૈન્યાની પરવા કરી નહિ. તેમ તે લસ્કર પણ આ લોકોને હઠાવી શકયા નહિ, આખરે આ વાત પૃથુના જાણવામાં આવી—મીન લોકોએ ગદવાર પ્રાંત પચાવી પાડયો. લોકોપર સત્તા ચલાવવા માંડી—અને રાજ્યમાં અતી પુકાર થઇ રહ્યો.

પ્રજાસત્તાક રાજ્ય, આખરે કાળવશે મીન લોકોના હાથમાં આવ્યું. તેણે પોતાની સત્તા તળે મનેચ્છિત ધારા અમલમાં મુકયા પોતાની રાજધાનીની મેહસુલ મનગમતી લ્હેવા માંડી. અને આ પ્રાંતનો માજી સત્તાધીશ સદો સોલંકી તથા મંત્રી ઉંઝો બન્ને લાચાર બની ગયા—પૃથુ છુપા વેશમાં હતો, તે સર્વ હીલચાલ જોતો હતો. પણ કુદરતી સંયોગે વિજયી થયો !

# પ્રકરણ ૧૪ મું.

## પૃથુરાજની પહેલી ફત્તેહ ! પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના.

" મેવાડી મહારાજ વીર પૃથુરાજ ? અમે તમને પ્રથમ પિછાણી શકયા ન્હોતા. તમે વીંટી સાનમાં મુકીને નાણાં લીધાં, તે કરતાં અમને સેવા ઉઠાવવાનો, ને અમારી નિમકહલાલી તથા વફાદારી જોવાનો પ્રસંગ લીધો હોત, તો અમે ભાગ્યશાળી કહેવાત ! હવે આ વીંટી, આપના હસ્તમાં પહેરો, અને તે બદલે અમારી રક્ષા કરીને અમારો વિજયમાળ પણ પહેરો; અમારો ગદંવાર પ્રાંત, મીન લોકોએ જપત કર્યો છે. અમને બંધીવાન કર્યા છે. ગુલામગીરીમાં ઝકડાવ્યા છે. અમે સર્વ પ્રજા હાલ તો અનાધાર થઇ પડી છે. આપનો બહુ પરિશ્રમે પત્તો લાગ્યો. ને તથી અમે આપને શરણે આવ્યા છીએ. પૈસા, માલમત્તા, અને માણસો જે કાંઇ જોઇએ, તે મળી શકશે; માત્ર અમારે સરદારની જરૂર છે, ને તે પદ આપ સ્વિકારો !" નાંદોદના ઉંઝા શેઠે, પૃથુરાજને ગુપ્ત રીતે મળીને વિનંતી કરી.

" ઉંઝા શેઠ ? તમારી કુલીનતા, રાજમંત્રી તરીકેની કુનેહ, દેશ પ્રત્યેનો ભાવ, અને શાન્તિની શકિત, મેં છુપી રીતે અહીં થોડા રોજમાંજ જાણી અને જોઇ લીધાં છે. તમે રાજભકત છો. તમારી હાલતપર પડેલી આફતથી હું વાકેફગાર થયો છું. તમે કદી શોધતા ન આવ્યા હોત, તો પણ તમારીપર ગુજરતો જુલમ, હું નાશ કરવાની યોજનામાંજ હતો. હું એ અવસરની રાહ જોતો હતો, હવે તમે નિર્ભય રહો. અને શાન્તિથી તમારૂં કામ કરો. મ્હારી કને થોડું લસ્કર તો છે, પણ ખોરાક નથી, તો તે સગવડ કરવી. અને બને તેટલાં હથિઆરબંધ લશ્કરની ગોઠવણ કરવી. હું એ પાપી મીનાધિપને મારીશ. ને તમારી રાજધાની તમને અપાવીશ " પૃથુરાજનાં આ ધૈર્ય વીર વચનો

સાંભળીને નાંદોદી પ્રજાના દીલમાં શુર ચડ્યું; અને દરેક રીતે પોતાના દેશ માટે જાન–માલ આપવાની પ્રતિજ્ઞા કરી.

ગેરીઓલ્ડીનો નામધારી પૃથુ પણ હવે વધારે બલવીર બન્યો. તેને જે જોઇતું હતું, તે મળ્યું. રાજ્ય પ્રપંચ શરૂ કર્યો. બળથી નહિ, પણ કળથી કામ લેવું શરૂ કર્યું.

પૃથુરાજ છુપા વેશમાં, એક બહાદુર નર તરીકે નાંદોદના રાજ દરબારમાં ગયો. અને પ્રથમ તો રાજ રીતિ મુજબ, શામ–દામ ભેદે, આ યવનના પેટમાં પેસવાનો માર્ગ હાથ કર્યો, પૃથુરાજે, મીનાધીપતિની નોકરી સ્વિકારી, સૈન્યાદળના ઉપરી તરીકે વિશ્વાસ મેળવ્યો. અને રાજ્યની સર્વ હીલચાલ જોવા લાગ્યો. પુથુરાજને, ઉંઝા શેઠ તથા બીજા અનેક સરદારો જાણતા હતા. પણ તેમને આ છુપું રાખવાની પ્રતિજ્ઞા લ્હેવરાવી હોવાથી, એક શબ્દ પણ ભેદનો બહાર પડયો ન હતો.

પૃથુરાજના હૃદયમાં નિરંતર એકજ વાત ને વિચાર રહેલો હતો, કે ગદવાર પ્રાંતની પ્રજા, મીનાના કબજામાંથી કયારે છુટી થાય, અને તે સ્વતંત્ર બને !

પૃથુરાજે છુપી રીતે સર્વ સામગ્રી તૈયાર કરી રાખેલી હતી. લશ્કરની ગોઠવણ, હથીઆર, અને વિશ્વાસુ પ્રજા સર્વે તૈયાર હતાં. માત્ર સમયનીજ રાહ જોતો હતો. તેવામાં સુયોગ મળી ગયો. દૈવે શુભ અવસર આપી દીધો.

મીન લોકો "**આહેરીયા**" નામનો મહોત્સવ પાળતા હતા. તે સમયે રાજના લડવૈયા, અને બીજા નોકરો રજા મેળવીને પોત પોતાને વતન જતા હતા. આ વખતે પણ તે રીતે બન્યું. સર્વે રાજના નોકરો રજા પર ગયા. અને પૃથુરાજે સમય સંભાળી લીધો.

નગરના રજપુતો અને લડવૈયા જનોને એકઠા કરીને, નગર બહાર શોર મચાવ્યો. મીના લોકોના જાણવામાં આવતાં તે સામા

થયા. પણ રજપૂતોનું જોર એવડું થવાથી અને પૃથુરાજ જેવા લડાયક યોદ્ધાની પીઠ હોવાથી, ક્ષત્રીયો હઠયા નહિ.

નગરવાસીઓમાં કોળાહોળ થઇ રહ્યો. દરેકે દરેક નગરવાસી કંઇ પૃથુની મદદ માટે જાણતા ન હતા, તે લોકો અકળાઇને નાઠા. પણ તેમની માલ્કતને કશી ઇજા ન આવી, કેમકે તે માટે પહેલોજ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

મીનાધિપ પોતે હવે ઘોડેસ્વાર થઇને નગર બહાર નીસર્યો. હથિયારબંધ ફોજ સાથે, શત્રુને હરાવવા, અને બળવાખોરોને કબજે કરવા, સક્રોધે બહાર પડયો. મીનાધીપતીને જોતાંજ તે કુદી પડયો. અને તેને એકજ ભાલાંવતી ઠાર કર્યો. આ બનાવથી આખું મીન લશ્કર ન્હાસી ગયું. કબજે થયું. પકડાઇ ગયું. અને પૃથુરાજને શરણ થઇ ગયું.

મીનાધીપ ગુજરી ગયો. મીના લોકોની સત્તા નાશ પામી. અને ગદવાર પ્રાંત, પૃથુરાજના બાહુબળનું આભારી થયું, ગદવારની પ્રજા બહુજ ખુશાલીમાં આવી ગઇ, અને પૃથુરાજને તે મુલકનો રાજા સ્થાપવાની હીલચાલ કરવા માંડી. પૃથુરાજે એ સત્તા, રાજકુળદીપક સોલંકી સદાને સોંપી, અને ઉંઆને તેનો મંત્રી બનાવ્યો. તે ઉપરાંત રાજની સંસ્થા, એક પ્રજાસત્તાક રાજ્ય તરીકે ચાલી શકે, એવી રૂઢી દાખલ કરી; અને આ મહાયોગ માટે ગદવારની રૈયતે, પૃથુરાજનો પુર્ણ આભાર માન્યો. પૃથુને વિનંતી કરતાં રાજ્યસત્તા ન લ્હેવાનાં કારણો દર્શાવ્યાં. મનનાવૃત્તિ '**મેવાડ ગાદીપતિ**' થવાની હતી, એ ઇચ્છા ગુપ્ત રાખી, પણ હજી પોતાને બહુ દેશ-સેવા કરવાની છે, એ કારણ જાહેર કર્યું. ગદવાર પ્રાંત આખરે જીતાયો. મીન લોકો મરાયા, ને તાબે થયા અને પૃથુનો વિજય થયો. આ મેવાડી મહાવીરની ચોમેર કીર્તિ ફેલાઇ ગઇ; આ વાત તેના

પિતા રાઠોડ રાયમલ્લને કાને જતાં, પોતાના પુત્રની બહાદુરી માટે મગરૂર થયો. આ શુભ સમાચારથી તેનો ક્રોધ, વિરામ પામ્યો. ને પૃથુરાજને પાછો માન સહિત, મેવાડમાં બોલાવવાની યોજના થઇ.

પૃથુરાજ રાઠોડ આ રીતે પ્રથમની કારકીર્દિમાં ફતેહ પામ્યો. હવે તેના બીજાં મહાન કામો તરફ નજર કરીશું. હાલ તો તે એક પ્રજાકીય રાજ્ય સંસ્થા સ્થાપીને પ્રથમાંક નાટક પુરો કર્યો. ક્ષત્રી ધર્મ અને દેશ સેવા બજાવીને વિજય પામ્યો.

---

હલવાડાકર (સચીત્ર) વાર્તામાળા. નં-૨૬.

## મેવાડનો વીર રત્ન.

# પૃથુ—કુમાર.

ઐતિહાસિક નવલ કથા.



## ભાગ—બીજો.

### પ્રકરણ ૧ લું

### તારાકુંવરી અને પિતા સુરતાનસિંહ!

"પિતાજી? આપ મિથ્યા શોક મુકી દો! લીલા પઠાણે નિમકહરામી કરીને ટાંક-ટોડા લઇ લીધું, અને આપણે આ અરવલીના પહાડી પ્રદેશમાં બેદનુર કિલ્લાની જાહોજલાલી ભોગવીયે છીયે; તોપણ એક સમય એવો આવશે, કે એ પઠાણો નીચા નમશે, ને ટાંક પ્રદેશ આપણી સત્તા તળે આવશે."

"પુત્રી તારા? ત્હારી બાળક અવસ્થા છતાંયે, ખરી ક્ષત્રીબાળાનાં બહાદુર શાતન ભરેલાં વાકયોથી મને બહુ ધીરજ મળે છે. જો કે હું તો હિંમત હારી ગયો છું, કેમકે આપણી પડખે કોઇ બળવીર ક્ષત્રીરાજ કે સરદાર નથી; તો પણ તારાં સુંદર મુખ અને શુરવીર વચન પર પ્રભુ તરફથી મને વિશ્વાશ છે, કે જરૂર ત્હારા મહ બળિષ્ટ ગૃહયોગ પ્રમાણે પિતાને રાજ મળશે."

"અવશ્ય મળશે. તમારી સબુરી અને શાન્તિ એવીજ છે. પ્રભુ સત્યનો બેલી છે"

"પણ હવે તું યુવાવસ્થામાં આવી છે, અને ત્હારે માટે કોઇ લાયક ભર્તાર–"

'પિતાજી? મારી પ્રતિજ્ઞા જાણો છો?"

"ના, બેટા? વળી એ પ્રતિજ્ઞા તે શી છે, કે જેના ઉપર તું આટલો ભાર મુકે છે?"

"મ્હેં સાવિત્રી સમાન નિશ્ચય કર્યો છે! જ્યાં સુધી, આ દેહ રણસંગ્રામમાં કૂદી ન પડી શકે, જ્યાં સુધી પાપી પઠાણોને મ્હાત કરીને, ટાંક પ્રદેશની ભૂમિકાને પવિત્ર કરી ન શકે, અને જ્યાં સુધી વ્હાલા પિતા રાવ સુરતાનસિંહ, ટાંકટોડાની રાજગાદી પર ન બેસે, ત્યાં સુધી તારાને માથે વરવાનું કલંક છે; હું ત્યારેજ વરીશ, કે જ્યારે ટાંકાટોડ જીતી આપીશ!"

"વાહરે દીકરી વાહ! ભાગ્યશાળી માબાપને ઘેરજ ત્હારા જેવી કુંવરીનો જન્મ થજો! મને બહુ સંતોષ થાય છે. ભલે, ટોડા ન જીતાય, પણ ત્હારી તરફથી મ્હારૂં લોહી સવાશેર હરનીશ ચડતું રહે છે. બેટા? ત્હારી પ્રતિજ્ઞા સત્ય થજો, પરંતુ તું પુત્રીરૂપ છે હું ત્હારો રૂણદાર છું; જ્યાં સુધી હું તને લગ્નવતી ન કરૂં, ત્યાં સુધી હું જવાબદાર છું. મ્હારે ખાતર ત્હારે જીંદગીનો ભોગ આપવાની જરૂર નથી, એથી તો હું વધારે પાપિષ્ઠ બનું છું, બેટા!" "બાળકોની ફરજ છે, પિતાજી? કે તેમણે માબાપના અહેશાનમાંથી છુટું થવું. તમે મારા માટે શું ઓછું વેઠયું છે? વળી મને ક્ષત્રીવટ ધર્મ પણ શીખવ્યો છે. શસ્ત્રવિદ્યામાં, અશ્વારોહણમાં, મૃગયા રમણમાં, અને મ્હારી આરોગ્યતાના રક્ષણ ઉપરાંત, ધર્મ તથા કર્મમાં પણ મને પ્રવીણ કરી છે. મને પુત્રરૂપે તમે રાખેલી છે. મ્હારો પોષાક પણ પુરૂષનોજ

ને તે રીતે હું ફરવાથી મને કુંવરી નહિ, પણ લોકો તમારો કુંવર ધારે છે. હું તમારો કુંવર છું, ને તેથી મ્હેં પ્રતિજ્ઞા કરી છે, કે હું મ્હારા પિતાનું રાજ જીતી આપ્યા પછીજ ઝંપીને વરીશ! પ્રતાપી પુરૂષની મદદ વડે, તેમનાજ દાખલા વડે હું પણ ટાંક ટોડા જીતીશ." તારાએ હિમ્મતથી જણાવ્યું.

"આપણે પૃથુરાજની મદદ લ્હો?"

"પ્રભુ ઇચ્છી! હાલ તો મને શિકાર કરવા જવાની રજા આપશો?"

"જા બેટા? ત્હારા મનનો શોખ પુરો કર; મને ત્હારી બીજી કશી ચિન્તા નથી. યુદ્ધમાં પણ તું કુશળ થઇ છું. માટે જા વ્હેલી આવજે, બેટા? શત્રુથી સંભાળજે. "ચિન્તા ન કરો! શત્રુનો પરાજય કરવાનાજ પ્રબળમાં હું ફરૂં છું. જય જય!" તારા, એટલું કહીને શિકાર તરફ રવાના થઇ.

રાવ સુરતાનસિંહ સંબંધી ટોડ રાજસ્થાનનો કર્ત્તા લખે છે કે પ્રાચીન તક્ષશીલા "ટાંક ટોડા" નામે પ્રાંત, રાવ સુરતાનસિંહના કબજામાં હતો. ઈ. સ. તેરમા સૈકામાં વીર અલ્લાઉદ્દીને સુરતાનના વડવાઓને હરાવીને અણહિલવાડ લઈ લીધું, ને તે પછી ટાંકટોડા કબજે કરીને રાવ ગાદીપર બેઠા પણ તે પછી કેટલેક સમયે અલાઉદીનની આંખ ફોડીને ગુલામ કાફરે બળવો મચાવ્યો, તે સમયમાં અફગાન સરદાર વીર લીલાએ ટાંકટોડી જીતી લીધું, ને રાવ સુરતાનને કહાડી મુકયો. તે બેવનૂરમાં આવી રહ્યો. તેને તારા નામે અતી પ્રચંડ દેવી કુંવરી હતી—તારા પુરૂષનો વેશ પહેરતી. તે યુદ્ધકળામાં પ્રવીણ બની હતી. તારાને કાઠિયાવાડી ઘોડાનો શોખ હતો અને તે ઘણીવાર, ભાલાં—તલવાર તથા ઢાલ બાંધીને રણવાસમાં રમવા જતી. જ્યારે તારાએ પ્રતિજ્ઞા કરી કે "પોતાની સાથે રહી, જે

ક્ષત્રીવીર, ટાંકટોડા જીની આપવામાં કુશળતા બતાવે, તેનેજ વરવું." આ ક્ષત્રીવટ માટે ઘણા ઉત્સાહી રજપૂતો, તારાને વરવાને અટકી પડયા હતા.

રાવ સુરતાને આખરે, રાણા રાયમલની છુપી મદદ માગી. અને પોતાની પુત્રીને વીર પૃથુકુમાર યોગ્ય છે, એ માટે આડકતરી રીતે પૃથુરાજને સહાય કરવા માટે યાચના કરો; અને એક કાસીદને તે તરફ રવાના કર્યો તારાના હૃદયમાં પૃથુ માટે કંઇક માન છે. અને તેનું ચારિત્ર ઉજળું છે, આમ ગણત્રી કરી. હજી રાવ સુરતાન નહિ જાણતો હશે, કે પૃથુરાજ મેવાડની ગાદીનો ઉમેદવાર છે, અને તે માટે પોતાના ભાઇ સંગનો નાશ કરવા ફરે છે, તથા તેણે તો દેશવટો લીધો છે!

હવે જોઇએ કે તારાનો સંકલ્પ કેવી રીતે પાર પડે છે. પૃથુરાજને બોલાવવાને તો રાયમલે તજવીજ કરી છે, તેનું શું પરિણામ આવે છે, તે જોઇએ.

# પ્રકરણ ૨ જું.

## તારા અને પૃથુનો કુદરતી મેળાપ!

શિકારના શોખને લીધે તારા અરવલ્લી પ્રદેશમાં ફરતી હતી. એક સિંહ કોતરમાં હોવાની ખબર મળી હતી. ને તે માટે તે એક નાળાં પાસેના વનમાં, ઝાડની ઉપર ચડીને બેઠી હતી આ ઉત્તમ પ્રસંગે, પૃથુરાજ જે પોતાના પિતાને મળવા માટે જતો હતો. તેનો પડાવ અહીં થયો. ગદવાર પ્રાંત કાંઇ આ પ્રદેશથી દૂર નથી. મેવાડ તરફ જવાનો માર્ગજ આ તરફથી હતો. તાપ સખત પડતો હતો. અને બપોર મધ્યાન્હ થઇ ગયા હતા. ભાતું ખાવાનો, ને અસાયશ

લ્હેવાનો વખત હતો. પૃથુ સાથે બે સ્વારો હતા. અને બીજા બે નોકરો હતા. સર્વે જણે આ પાસેના થોડે દુર વૃક્ષ નીચે ઉતારો કર્યો એક સ્વાર નાળામાંથી મસક પાણીની ભરવા ગયો. ત્યાં તેને સિંહ નજરે પડયો. સ્વારે પૃથુરાજને ખબર આપી, કે બળવાન સિંહ, શિકાર માટે હાજર છે ! પૃથુ એકદમ ઉપડયો, શિકાર કરવાની ધુન પર ચડયો. ને ખાવાનું પણ પડતું મુકયું. આ સર્વ ચેષ્ટા, તારા ઝાડ ઉપર રહીને જોતી સાંભળતી હતી. તેને બહુજ ખેદ થયો. જો કે તારા જાણતી નથી, કે આ વીરનર પૃથુરાજ રાઠોડ પોતેજ છે. તાકેલો શિકાર. આ કોઇ ક્ષત્રી લઇ જાય. તે તો તેને વાજબી ન લાગ્યું, પણ કુદરતી રીતેજ ક્ષત્રીવટ વચ્ચે આવનાર તરફ અભાવ ઉત્પન્ન થયો. તારા નીચે ઉતરી. પૃથુરા હજી આગળ પગલું ભરે, તે દરમ્યાન તારાના સાથીઓએ સિંહને ઉશ્કેર્યો, અને નાળાં તરફથી શિતળ ઝાડનો આશરો લ્હેવા, તે સિંહ ધસી આવ્યો સિંહને જોઇને પૃથુએ સીધી ગોળી મારી, પણ ખાલી ગઇ. બીજી ચડાવી, ને પણ ઉડી ગઇ, ને સિંહ અતી વિક્રાળ બની સામે થયો. સ્વારો તથા પૃથુના હોંશ ઉડી ગયા. કેમકે શિકાર માટે કશી તૈયારી ન હતી. આખરે તેઓએ ઝાડ ઉપર ચડીને ગોળી મારવા વિચાર કર્યો, પણ તેટલાં તો સિંહ નજદીક આવી ચડયો. આ તકનો લાભ લઇને, તારાએ પોતાની તરફથી ગોળીયો છોડી. અને એવી કુશળતાથી લગાવી, કે સિંહના કપાળપર લાગી. ને તમ્મર ખાઇ પડયો. બીજી લગાવી, તે પેટમાં પેસીને આરપાર ગઈ, પણ ત્રીજી ગોળીએ તેને મ્હાત કરી દીધો. સિંહ બેચેન થઇ પડી ગયો. પૃથુરાજ જોઇ રહ્યો. આ બહાદુર શિકારી કોઇ રજપૂત હશે, એમ ધારીને નીચે મળવા આવ્યો. પણ તેટલાં તો તારા, પોતાના સાથીઓને ભલામણ કરી, સિંહને પોતાના સ્થાનપર લાવવાને હુકમ કર્યો, અને ઘોડાપર સ્વાર

થઇને રસ્તો પકડયો. પૃથુરાજે, પેલા સાથીઓને પુછ્યું, તો માલમ પડયું, કે "આ રાજકુંવર નથી, પણ રાવ સુરતાનસિંહની કુંવરી તારા કુમારી છે!" પૃથુ તો હેરત થઇ ગયો. બસ, આ ક્ષણેજ પ્રતિજ્ઞા કરી, કે "જો વરવું તો તારાને, અને તાજ ધરવું તો મેવાડનું! બાકી મરવુંજ મરવું!" આખરે સર્વે છુટા પડયા, અને પૃથુ મેવાડ તરફ રવાના થયો. તારાના સાથીએ પૃથુનું નામ પુછતાં તેણે ઘણા માન તથા મગરૂરીથી જણાવ્યું, કે તમે તારા કુંવરીને કહેજો. કે તમારા બાહુબળથી પૃથુરાજ રાઠોડ બહુજ પ્રસન્ન થયા છે!" આ ખબર સાથીઓએ તારાને આપ્યા, ને તે પસ્તાવો કરવા લાગી. અનાયાસે હાથ ચડેલો શિકાર હરાઇ જવાથી ખેદ થયો. જેને ચાહતી હતી, જેને મળવાને પ્રયત્ન થતો હતો, જેની મદદ, વગર માગ્યે મળી શકે. તેમ હતી, તે જવાથી રાવ સુરતાનના મનને પણ આ ખબર સાંભળીને શોચ થયો. જે થાય તે સારા માટે, એમ ગણીને સંતોષ પકડયો. રાવ સુરતાને બારોટને મેવાડ મોકલવાની ખબર આપીને તારાનું મન શાન્ત કર્યું. જો કે તારાને તે કરતાં. આ પ્રસંગ બહુ માનવંત લાગ્યો, તોપણ પોતાને માટે પૃથુને બહુ ઉંચો વિચાર પેઠો ને મેળાપ અધુરો રહ્યો, તે પણ વધુ ક્રીક લાગ્યું. હવે જોઇએ છીયે, કે મેવાડ ગયલા બારોટની શી ગોઠવણ થાય છે.

---

## પ્રકરણ ૩ જું.

### રાણા રાયસિંહની નિરાશામાં આશા!

દશરથ રાજાના રઘુરામ જેવા ચાર પુત્રો છતાં, અવશાન કાળે એક પણ પુત્ર, દાહ મુકવા ન્હોતો! સન્તાન છતાં પણ માબાપને સમયકાળે સુખ નથી મળતું! મેવાડના મહારાણા રાયસિંહજી જેવો

બળવીર અને નમ્ર હૃદયનો રાજા આ ટાણે ત્રણ ત્રણ પુત્રે નિરાશાના નિસાસા નાખતો બેઠો છે. જો કે પૃથુરાજ વિજયી નિવડયો છે, તે છતાંએ તેની કેટલીક તામસી પ્રકૃતિ અને ઉદ્ધતાઇને લીધે, શાન્તિભર્યો સંતોષ મળ્યો નથી. સંગ તો જ્યાં છે, ત્યાં હજી છુપાજ વેશમાં છે, અને જયમલકુમારી એવો પરાક્રમી દેખાતો નથી, કે જે મેવાડની ગાદી પર રહીને, શત્રુઓનાં દળને રહેજે વિખેરી નાંખે ! દિલ્હીપતી, જે નરથી કંપે, એવા મેવાડી ગાદીપતિનું સિંહ બળ, તે જયમલમાં નથી; ને તેથીજ રાયસિંહે, પોતાના વીર પુત્ર પૃથુકુમારને પાછો બોલાવ્યો છે. જો કે રીસાયલો અને તિરસ્કારાયલો કુંવર પાછો આવશે કે નહિ, એ ચિન્તા મનમાં હોવાથી રાયસિંહ કશી હિમ્મત બતાવી શકતો નથી. બાહુબળ મજબુત કરનારા જે પિતાને પુત્ર છે, તે ખરે ભાગ્યશાળીજ છે. રાયસિંહ તે માટે કમનસીબ લાગે છે

રાણા રાયસિંહની દરબારમાં પૃથુનાં બહુ વખાણ થતાં હતાં, તે દરમ્યાન રાણાએ પોતાને દુર્ભાગી આલેખ્યો, ત્યારે જયમલે છાતી ઠોકીને કહ્યું કે "પિતાજી? ન સમજશો, કે હજી મેવાડની રાજધાની દીપાવનાર, રણાંગણ ગજાવનાર. ને શત્રુનાં હાડપિંજર ચુંથી નાખનાર, રાઠોડ કુળમાં કોઈ હાજર નથી ! આ જયમલ કુમાર કંઇ રાણા રાયસિંહથી ઉતરે તેમ નથી ! આજ્ઞા કરો, બાપુ? અને પછી જુઓ, કે પૃથુથી કોઇ રીતે જયમલ ઉતરે છે ?" રાણો મુછમાં હસ્યો ને સમય સાંધીને ચુપ રહી ગયો. એવામાં એક તત્કાળ પ્રસંગ આવી લાગ્યો. બેદનુરથી એક બારોટ રાવ સુરતાનસિંહ તરફથી આવ્યો, અને જયનાદ કરતો દરબારમાં દાખલ થયો.

એ સમયમાં રાજ દરબારની અંદર દાંસોદી બારોટનું બહુ માન હતું. સુધરેલા સમયમાં વર્ત્તમાનપત્રકારોનું કર્મ તે જો કે

બારોટોનું હતું, અને તેથી ચડતું ખુશામતનું હતું, તોપણ આજ કાલના જમાના કરતાં. તે વખતે ચડતા પ્રકારનું માન હતું!

રાણા રાયસિંહે, બારોટને સન્માનથી બેસાડયા, અને બેદનુરના રાવની ખબર પુછી. બારોટે તેમનો પત્ર આપ્યો, અને પ્રધાન કેદારસિંહે તે વાંચવો શરૂ કર્યો.

મેવાડી રણવીર ક્ષત્રી કુળદીપક સૂર્યવંશી મહારાણા રાયસિંહજી! આપની અમર કીર્તિ આ રજપૂતાનામાં અજાણી નથી. યવન રાજકર્તા સામે આપે એવું દારૂણ યુદ્ધ કરેલું છે, કે જે માટે મેવાડનો મુલક તારીફમાં ગરકાવ થઇ રહેલાં છે. વળી આપ બીજા દેશી રાજ્યોના વીર બન્ધુઓને પણ સહાયતા આપો છો. મ્હારો ટાંક–ટોડા દેશ, દુર્ભાગ્યે યવન પઠાણ લીલાએ કબજે કર્યો છે. મ્હારી બહાદુર કુંવરી સહિત હું બે વાર તેની સામે લડયો, પણ જય પામ્યો નથી. આપને હવે વિનંતી એજ કે મ્હારો ટાંક–ટોડા દેશ જીતવાને એક પ્રતિજ્ઞા મ્હારી પુત્રીએ કરી છે, અને તે પ્રતિજ્ઞા મેવાડી રાજકુળચંદ્ર વિના કોઇ પુરી કરે તેમ નથી. તે પ્રતિજ્ઞા એ છે, કે મ્હારો ટાંક-ટોડા પર વિજય મેળવવો. આ કાર્યમાં બે મતલબ પાર પડશે. તેમાં ખાસ કરીને ક્ષત્રી વીરકન્યા, યુદ્ધમાં વિજય પામનારને વરશે, અને સીતા તથા દ્રૌપદીની વરમાળ, રામ તથા અર્જુન ધનુર્ધારી બની ક્ષત્રી બાળાનો હસ્ત સ્વિકારશે; તે ઉપરાંત એક ક્ષત્રી રાજાને યોગ્ય સમયે સહાયતા આપી ગણાશે! એજ.

લી૦

**બેદનુરવાસી રાવ સુરતાનસિંહ.**

આ પત્ર વાંચી રહેતાંજ બારોટે લલકારવા માંડયું, મેવાડી રાણાને શુર ચડાવવા માંડયું, પણ એ વીરત્વમાં રાણાની આંખમાં ચોધાર આંસુડાં આવી ગયાં. માત્ર એટલુંજ બોલ્યા. કે " આ

ટાણે મ્હારો પૃથુ કુમાર હાજર નથી!" પણ તેટલાં તો જયમલ્લ ઉભો થઇને સક્રોધે બોલી ઉઠ્યો. "પિતાજી? ધૈર્ય ધરો, નિરાશ ન થાઓ, આ જયમલ્લ એ બીડું ઝડપી લ્હેવા તૈયાર છે. ટાંકટોડાનો પ્રદેશ, અફગાન પઠાણ લીલા કનેથી જીતીને, રાવ સુરતાનની કુંવરી વરવા, હું પોતે ભાગ્યશાળી થવાનો છું. આજ્ઞા આપો, ને લસ્કર તૈયાર કરાવો. મેવાડી લોહી હજી આ શરીરમાં ઉછળી રહેલું છે. રાયસિંહજી રાણાનો કુમાર હજી નાશ પામ્યો નથી માટે આજ્ઞા દો!" કુમારનાં આ વચન સાંભળીને સભા શાન્ત થઇ ગઇ. રાણો નમ્ર સ્વરે એટલું બોલ્યો, કે "કમોદની અછતે કોદરા પણ કામના છે!" જયમલે આગ્રહ કર્યો અને એકવાર ફકત રાવની રૂબરૂ થવા ઇચ્છા બતાવી. રાયમલે જાણવા માંગ્યું, કે "બારોટજી? તારા કુંવરી શું ખરે બહાદુર બાળા છે, કે જે રણુમાં કુદે છે?" બારોટ બોલ્યા કે" બાપુ? રજપૂતાનામાં એવી વીરલ્લ કુમારી હજી ઉત્પન્ન થઇ નથી, અને થશે પણ નહિ! એ પુરૂષના વેશમાં હથિયાર સહિત સ્વારી કરે છે. ને હાથમાં ભાલું રાખીનેજ શિકાર કરે છે. તેની પ્રતિજ્ઞા ખરી નિવડશે ને તે એવાજ વીરનરને વરશે. એ કુંવરી નહિ પણ કુંવર છે બાપુ?" બારોટનાં વચન સાંભળીને રાણો ખુશ થયો. બારોટે વળી જણાવ્યું કે "બાપુ? કુંવરીનું રૂપ સાંભળો. જેનાં કપાળ તેજથી શત્રુ અંજાય જાય છે, જેની બે નયનથી બંદુકની ગોળી મીસાલ, જોનાર મુર્છિત થાય છે. જેના હોઠમાં હાસ્ય, જીભમાં મિઠાશ, દાંતમાં જાદુ અને મુખમાં ઇન્દ્ર ચંદ્રનાં બાણુ છવાયાં છે. વાસુકી નાગનો ચોટલો, મદમસ્ત સિંહ કટી, હાથીનાં ગંડસ્થળ સમાન ભૂજા, અને રણુચંડી જેવું શરાતન જોઇને શત્રુ કંપે છે. એક સિંહ છતાં, અનેક વરૂ સાથે પહોંચી ન શકે, તેવો પ્રસંગ છે; બાકી કુંવરીનાં રૂપ, બળ અને માનસિક શકિતથી અસૂરો પણ

દબાય, ને દેવતા પુજા કરે તેમ છે.” આ ખબર જાણીને રાયસિંહે જણાવ્યું કે પૃથુ કુમાર પધાર્યા પછી હું જરૂર કહીશ, ને રાવને મદદ આપીશ!” બારોટને ધીરજ આવી ને થોડા દિવસ પરોણાગત ચાખીને બેદનુર તરફ રવાના થયો. જયમલને તારાનો બહુ મોહ લાગ્યો, અને અંતે રાણીના સમજાવાથી! રાણાની રજા લઇને જયમલ, તારાને મળવા માટે, પણ સુરતાનસિંહની મુલાકાતને નામે રવાના થયો, હવે જોવાનું છે, કે જયમલ અને તારાનો શો પ્રસંગ બને છે?

# પ્રકરણ ૪ થું.

## રાજકુમાર જયમલનું મૃત્યુ.

(વિનાશકાળે વિપરિત બુદ્ધિ:)

બેદનુરના રાવ સોલંકી સુરતાનસિંહ પોતાની ટાંકટોડા ભૂમિનુ સ્મરણ સદાકાળ ભજનરૂપે કરી રહેલા છે; અને કોઇપણ પ્રકારે તે પાછું હસ્તગત કરવા પ્રયત્ન કરી રહેલા છે. તેમાં પણ તેમણે રાણા રાયમલની છેલ્લી મદદ માગીને પોતાનો અરમાન પુરો કર્યો છે. તેના જવાબની રાહ જોઇ રહ્યા છે. થોડાજ દિવસમાં બારોટે આવીને શુભ સમાચાર આપ્યા કે “રાણા રાયમલે મદદ કરવાને માનસહિત કબુલ કર્યું છે. જો કે તેમના કુમાર પૃથુરાજ દેશપાર થયા છે, ને તેમને પાછા બોલાવ્યા છે, પણ તે દરમ્યાન જરૂર પડતાં તેના બીજા કુંવર જયમલ હાજર થશે ને તે કદાચ આપની રૂબરૂ ઇચ્છા જાણવાને આવે; પરંતુ રાયમલજી રાઠોડની ખાસ ઇચ્છા તો પૃથુરાજને મોકલવાની છે.” આ ખબર જાણીને સુરતાનસિંહને બેવડું શૂર આવ્યું; આ વધાઇ ઉપરાંત, કુંવરી

તારાને શિકારમાં પૃથુરાજ રાઠોડ મળ્યા હતા, પણ રૂબરૂ મેળાપ ન થયો, એ ખબર પણ રાવને મળી. આ બેવડા સંજોગથી રાવને વધુ આશા ઉત્પન્ન થઇ, અને જે સમય જાય છે, તેમાં પોતાની ભૂમિ પર વસેલા પઠાણ સરદારને હાંકી કહાડવાની યોજનામાં મચ્યો. તારા કુંવરીને પિતા સાથે વાતચીત થઇ, તેમાં પણ ભાવી અભિલાષાએ પ્રબળ ચલાવ્યું, અને દરેક રીતે છુપી તૈયારી કરવા લાગ્યાં.

થોડાદિવસ વીતતાં એક અઘટિત બનાવ બની ગયો, અને તેથી રાવ સુરતાને બાંધેલી મહાન આશાનું શું પરિણામ આવશે, તે માટે ચિન્તાગ્રસ્ત થઇ ગયો. એ બનાવ શું હતો?

બારોટના મુખથી તારાકુંવરીનાં રૂપ-ગુણની તારીફ સાંભળીને જયમલનું મન ઉછળી રહેલું હતું. કોઇપણ ભોગે, તારાને વરવી, એ સંકલ્પ કર્યો હતો. તેમનું બળ કંઇ બહુ ઉગ્ર ન્હોતું, પણ મેવાડી રાજકુંવરની કીર્તિને નામે તારા અંજાઇ જશે, એમ ધારીને તે બેદનૂરમાં આવ્યો.

જયમલના મનમાં એવો ઠરાવ હતો, કે પ્રથમ તારા કુંવરીને મળવું, ને તેને પરવશ કર્યા પછીજ સોલંકી સરદાર રાવ સુરતાનસિંહને ભેટવું, કે જેથી બંન્ને શિકાર એકજ હીકમતે ઝડપી શકાય; પરંતુ પ્રભુનું ધારવું કંઇક જુદું હતું.

કુમાર જયમલે ખાનગી રીતે મળવાનો સંકેત કર્યો. રાત્રીના સમયે તારા કુંવરીના મહેલ તરફ સાદા પોશાકમાં મળવા માટે આવ્યો, અને ચાવડીના દરવાનને જણાવ્યું કે "મેવાડનો રાજકુમાર મદદ લઇ આવ્યો છે, ને તારા કુંવરીને મળવા ચાહે છે." આ ખબર કુંવરીને આપતાંજ તે હર્ષઘેલી બની ગઇ. ને એમજ સમજી કે મેવાડી કુમાર પૃથુરાજ આવેલા હશે, પણ ખરી રીતે તેમ ન્હોતું. તારાએ ઘણા સત્કાર સાથે જયમલને અંદર બોલાવ્યો, અને પોતે

છુટા હૃદયે નિર્મળ ભાવનાથી મળવાને ઇંતેજાર થઇ. રજવાડી રીતને કહાડી નાખી, અને પોતાના માનીતા પ્યારા કુમારને ભેટવા તલ્પી રહી.

જયમલે મહેલમાં પ્રવેશ કર્યો, અને જયાં તારાની નજર પડી, કે તરતજ મોં પર બુરખો નાખી દીધો. કેમકે પોતે જે કુમારને જોયો હતો, તે આ ન્હોતો; દાસી મારફતે તેમનું નામ પુછાવતાં, "કુમાર જયમલ" એ શબ્દ કાને પડયા, ને તેનું મન ખાટું થઇ ગયું. સલ્લજ શબ્દે તારા દુરથી બોલી!

"રાઠોડ કુમાર? મારા પિતા કને પધારો!"

મૃદુલ, સવનિય અને મોહક વચનો સાંભળીને જયમલ અતિ વિહ્વલ બની ગયો. કોઇ રીતે તારાનું મોં જોવાને તલ્પી રહ્યો.

"કુંવરી? હું આપને ચાહું છું!" જયમલે કાચું કાપ્યું. ચડમાંથીજ ઝાડને છેદવાની શરૂઆત કરી. "મહેરબાન? હવે મારા પિતા કને જવું હોય, તો મ્હારો પહેરગીરી આપું!"

"મ્હારે તમારી સાથે એ વાત કરવી છે!" તારાએ જાણ્યું કે આ કુંવર માત્ર મોહવશ થયલો લાગે છે તેથી નકામું અપમાન થઇ જશે, એમ ધારીને તેણે તેના પિતા સુરતાનસિંહને ખબર આપી, અને થોડી ઘડી એક બાજુ ઉભી રહીને કુંવરનું પાણી જોયું,

"કહો, આપને શી વાત કરવી છે?"

"હું, આપને ખાતર મ્હારો પ્રાણ આપવા માગું છું."

"તો તે મ્હોંડે કહેવાની જરૂર નથી. રણાંગણમાં જે હશે તે આપોઆપ જણાશે ને તે ગોઠવણ મ્હારા બાપુ સાથે કરશો, તો આપની ઇચ્છામાં વધારો થશે"

"પણ સરતનો કરાર આપની સાથે કરવાનો છે.

'શી સરત, વારૂ?"

"લગ્નની !"

"પણ તે તો જ્યારે ટાંકટોડા કનાય, તે પછી કની ?"

"કંઇ એક હાથે ? તમે પણ લડવામાં સામીલ થશો કેની ?"

"તે વાત સાથે કશો સંબંધ નથી. વારૂ, તમારા વડીલ બન્ધુ પૃથુકુમાર કયાં છે ?"

"તે તો ન્હાસતા ફરે છે. મગજથી નબળા બનીને લડતા-ઝઘડતા ફરે છે.".

"વારૂ, ત્યારે હવે જે કંઇ કહેવા-કરવાનું હોય, મ્હારા પિતા સાથે-

"પણ મને વચન આપો કે-" જયમલ્લ અધીરો બનીને તારા તરફ ધસ્યો.

"સબુર ! મેવાડની જાહોઝલાલી પર પાણી ન ફેરવશો. એક પણ ડગલું આગળ ન ભરશો."

"કેમ, વારૂ ? આ શરૂઆતની મહેમાનગીરી કે ?

"તમે રજવાડી રીત સમજતા જણાતા નથી ! રાત્રીયે જુવાન કુંવરીના મહેલમાં, અજાણ્યા મહેમાન તરીકે આવીને તમારે આ રીતે અઘટિત છુટ લ્હેવી શોભે નહિ !

"ચાહ, કંઇ વિવેકની રીત જોતો નથી !"

"હું કંઇ તમને ચાહતી નથી !"

"પણ હું તો ચાહું છું કની ?"

"બસ, તમે હવે વધારે વાત ન કરશો. તમને હજી વિવેક શીખવો જોઇએ. આ રીતે તમે યુદ્ધમાં જય શું મેળવશો ? શત્રુ સામે કેમ ટકી શકશો ? તમારામાં આ જાતનું શુરાતન હતું, તો વીરક્ષેત્રમાં પગલું ભરવું ન હતું ! અહીં માથા સાટે માલ છે ! કુંવર ? મેવાડનું નામ ન બગાડશો ?

"તમે મને અપમાન કરો છો!"

"આટલીજ હદે હજી સારૂં છે. માટે પધારો!"

"ના-હું એમ નથી જવાનો! હસ્તે વદને વચન આપો! આ છેલ્લા શબ્દો, રાવ સુરતાને અંદર આવતાં સાંભળ્યા. જેવો જયમલ આગળ ચાલીને તારા તરફ વધ્યો. કે સુરતાને એકદમ મોટે સાદે બુમ પાડીને અટકાવ્યો.

"ખબરદાર? રાંકાડ કુમાર? આશું?"

"મને અટકાવનાર તમે કોણ?"

"હું કોણ? તારા કુંવરીનો પિતા સુરતાનસિંહ!"

"શું વચન વિના, કોઇ જીવ રણુમાં આપશે?"

"તમે કોનું ને શેનું વચન માગો છો?"

"તારા કુંવરીને વરવાનું!"

"કોની કનેથી?"

"તારા કુંવરી કનેથી!"

"જાઓ-જાઓ, કુંવર? નકામા લાજ ગુમાવશો? તમારા જેવા મેવાડી કુંવરને શરમાવું જોઇએ, એકદમ બાળ કુંવરીના મહેલમાં આવતાં વિચારવું જોઇએ. પ્રથમ મારી સાથે મળવું જોઇએ. ખેર-હવે ભૂલ સુધારજો. મને લાગે છે, કે તમે રાણા રાયમલના પાટવી નથી!"

"એટલે? શું રાણા રાયમલનો હું પુત્ર નથી? શું મારે માથે આ કંલક? રાવ સુરતાન? તમારા બોલો પાછા ખેંચી લ્હો, નીકર તમને ભારે પડી જશે!"

"બસ, તમે આ ઘડીયે આ દરવાજો છોડી ચાલ્યા જાઓ!"

"તમે મને અપમાન કરો છો!"

"તમે મેવાડી લોહી શરમાવો છો"

" તમે ઘેર બોલાવી અમારૂં પાણી લ્હો છો."

" તમે અત્રે આવીને અમારી લાજ લૂટો છો."

" હજી પણ તમે સંભાળો નીકર ખરાબી થશે."

" કુંવર, તમે હીચકારા છો!"

" હીચકારા તો તે છે કે જે કુંવરીને નામે લડવા માગે છે!"

" ચૂપ–બે શરમ કૂતરા? લવારી કરે છે? ક્ષત્રીકુમાર ને મેવાડી રજપૂત થઇ આમ બોલે છે? લ્હે, ત્યારે તું લ્હેતો જા!" સુરતાનસિંહને ક્રોધ ચડયો, અને પાસે લટકેલી તલવાર ઉગામીને કુમાર જયમલનો વધ કરી નાખ્યો. "બાપુ? બાપુ? આ શું?" તારા વચ્ચે પડી. સુરતાન મુર્છિત થઇ ગયો ને કામ બગડી ગયું.

વાંચનાર? હવે આ પ્રસંગ તો અહીંજ ઉભો રહ્યો. બનવાની બની ગઇ. રાઇમાંથી પહાડ થયો. જળમાંથી અગ્નિ ઉત્પન્ન થઇ ગઇ. પ્રભુ ઇચ્છા! હવે જોઇએ કે આ બનાવથી રાણો રાયમલ શું પગલાં લ્હે છે? અને સુરતાનસિંહ તથા તારાનું શું થાય છે! માણસ ધારે છે એક, ને ઇશ્વર બનાવે છે બીજું!

## પ્રકરણ ૫ મું.

### શિરોહીમાં સંતાપ! રાજસુખમાં દાવાનળ!

" કરૂણેશ? ગમે તેમ કરશો, પરંતુ ગળે બાંધેલી ગાંઠ કદી છુટવાની નથી. અગ્નિ સાક્ષી નહિ, તો સૂર્ય સાક્ષીએ, હસ્ત મેળાપથી નહિ તો ક્ષત્રીની ભગવતીરૂપ ખડગ ખાંડાએ બાંધેલી જીવન વરમાળ કદી તુટવાની નથી. નાયકા કે બીજી, પણ શિરોહીની સરદારી તો આ રાઠોડ રાણીના ભાગ્યનીજ છે!" પૃથુની બ્હેન રાજબાએ શિરોહી સરદાર પ્રભુરાયને સમજાવ્યું! " ખાંડ ખાય છે. મ્હારે મન

ધુળ કરતાંયે હલકું છે, તેને કોઇ હીરો માને તોયે શું ? જેની તારાની ગણના થવાની નથી, તે પોતાને ચંદ્ર માને તોય શું ? જેને ઝેરની તુલના અપાય, તે અમૃત માની બેસે, તોય શું ? કાંટા સળીયા કરતાંયે જે હલકાં આવળનાં ફુલ, તે ચંપો માને, તેથી શું ? તું ગમે તેમ તને ધારે, પણ મ્હારા મનમાં જે હોય, તે ખરૂં ! હવે જ્યારે તને લાગે છે કે મ્હારી નજરમાં તું હલકી પડી છું, તો વારંવાર ત્હારા ને મ્હારા હૃદયને સંતાપ થાય, તેવું કરવાની શી જરૂર છે ? તું ત્હારે એક બાજુપર સદાને માટે પડી રહે ! તું ત્હારૂં ભાગ્ય ભોગવ ! શિરોહી રાજમાં અન્નની ખોટ નથી. પાણી પુરતુ છે, ને તને હવા પણ મળશે !"

"પણ પ્રાણનાથ ? શીરનો તાજ કયાં મળશે ? સૌભાગ્યનો શણગાર કયાં મળશે ? દેહનો પાળક અને જીવનનો તારક કયાં મળશે ?"

"તે તો પુન્ય હશે, તે રીતે સુખ મળશે !"

"પણ અફીણમાં કંઇ વધારે મજાહ છે ?"

"અફીણીને અફીણ વ્હાલુ છે, તેને મન, સાકર માખણ ખારૂં છે ! મ્હારા મનની મોજ, અને સુખ તને ન ગમે, તો તેથી મ્હારે હવે શું કરવું ?"

"જો હું પ્રથમ તમને ગમતી ન્હોતી. તો પરણ્યા શા માટે ?"

"ત્હારા ઉંચ કુળ પર મોહી પડીને !

"તો પછી હવે નીચ ગણવાનું કારણ ?

"મ્હારા મનની મોજ !"

"હવે એ મોજ કેમ પરવડે ? જેને આશરામાં લીધી, તેને પોષો !"

"તે પોષાય છે. રજવાડામાં એકજ રાણી ઉપર રહેવાનું નથી !"

"પણ પટરાણીનો હક બીજા કોઇને પણ નથી !"

" તેં હક આપવો મ્હારી મરજી પર છે !"

" એ કાયદો કંઇ ઘરનો નથી. રજપૂત રાજ્યનો છે!"

" ને તેથી શું તું બળજોરીથી લ્હેવાની છું ? શું ત્હારા મેવાડીયાની બ્હીક બતાવે છે ?"

" હક માટે મેવાડી કે માળવી, કાઠિયાવાડી કે ગુજરાતી સર્વે એકજ ત્રાજવાનાં તોલાં છે."

" ઠીક છે, ત્યારે હવે જોઇશ, કે મ્હારૂં ધાર્યું થાય છે કે ત્હારૂં ?"

" પરંતુ કલેશ કરવામાં સાર શું ?"

" મને જે બગીચાનું ફુલ નથી ગમતું, તે શું જબરદસ્તીએ સુંઘવું ?"

" પણ તેમાં અવગુણ તો હશે ? કસ્તુરી કાળી છે, કોયલ કાળી છે, ભેંસ કાળી છે. તેથી તેનામાં તાકાત, સુકંઠ અને દુધની કુલીનતા ટળી જાય છે ? માત્ર સુંદર સફેદ કાગડી કંઇ હંસા થશે ? છાસ પણ ધોળી છે, પણ તે દુધને પહોંચશે ? કાચ પણ સફેદ છે, તે કંઇ મણીને તોલ થશે ? સમજો, રાયજી સમજો ?"

"હવે મ્હારા કાનની, ને હૃદયની ધિરજ, હદ પર ચડી ગઈ છે. જો કે હું તને કહાડી મુકવા ચાહતો નથી, તેમ બીજા મહેલમાં મોકલી દેવા ચાહતો નથી, કેમકે વડીલોનો ભય ને માન છે; માટે ત્હારે હવે મને એક શબ્દ પણ ન સંભળાવવો; તેમજ એક વેળાયે મોં ન બતાવવું ! નાહક ગુસ્સામાં અવળું થઇ જશે, ત્હારૂં નબળું થઇ જશે."

એટલું કહીને પ્રભુરાય એકદમ રવાના થઇ ગયો. રાંકડ કુંવરી પશ્ચાતાપનાં રૂદન કરતી પિયરની વાટ તરફ નજર કરતી અશ્રુ ઢાળવા લાગી—" સ્ત્રીનું જીવન પતિ વિના કેટલું આકરૂં અને અકારૂં છે ?" તેનો ચિતાર ચિતરવા લાગી. આખરે વ્હાલા ભાઇ પૃથુને પત્ર

લખવા ધાર્યો, પણ તે કયાં હશે? આ વિમાસણમાં દીન ગુજારવા લાગી. "પિતાજી તો નવી રાણી વશ છે. સંગ્રામભાઇ ન્હાસી ભરાઇ બેઠો લાગે છે. અને પૃથુના મગજનું ઠેકાણું નથી, તો હવે કોને લખું?" આ રીતે શોચ કરતી અભાગી રાજમાતા, શિરોહીનાં રાજ સુખને અગ્નિવત્ ગણી, સંતાપમાં પડી છે. હવે જોઇએ, કે તેનું શું થાય છે?

## પ્રકરણ ૬ હું.

### પૃથુકુમાર પાછો સ્વદેશમાં?

અપમાનસહ અમલ કરવા કરતાં, માનસહિત મરવું, એ વીરનરના જીવનની ઉચ્ચ રેષા ગણાય છે. મેવાડની ગાદી મહિમાવતી અને યશવાદી છે. તેના ઉપર આવેલા રાજા રાણાઓ પરાક્રમી અને ભાગ્યવંત નિવડયા છે. તેનામાં નીતિ અને ટેક, એક મહા-પુરૂષ સમાન ચડતા પ્રકારની છે. અને તેથી તે અમલગાદી અનાદિથી ચીરકાળ સુધી ઉંચી રહે, તેમાં નવાઇ નથી.

કાળને વશ જગત છે, ચડતી પડતીના ચમકારામાં કોણ નરનું અભિમાન નથી ગળી ગયું? પરંતુ માનવની કસોટી ખરેખરા કષ્ટવેળા છે. ખરા શુરવીરો રણમાં ઝુઝતાં, પોતાના દેહને યુધ્ધવશ કરી, યશ સંપાદન કરે છે. સત્યવાદી પોતાનું વચન પાળવાને જીવન વેચે છે. અને અટંકી પુરૂપ જગતનું સર્વસ્વ સુખ સોંપી દે છે. આ રીતે મેવાડી રજપૂતોનાં રકતમાં રગે રગે વીરતા પ્રભુતા ને અડગતા રહી છે. રજપુત માતાને ધન્યવાદ છે. રાણા રામસિંહને ખબર મળી કે પોતાને શરણે આવેલા, અને સહાયતાની યાચના કરનાર સુરતાનસિંહજીની રાજકુંવરીનું પોતાના પુત્રે અપમાન કર્યું

તેથી તે મુવો, આ જાણી તેને બહુ ખેદ થયો. પુત્ર મુવો, આ જાણી તેને બહુ ખેદ થયો. પુત્ર મુવો, તેનુ દુઃખ ઓછું લાગ્યું, પણ એક મેવાડની રાણીને પેટે એવો કપુત પુત્ર ઉપત્ન થયો. અને રાણા રાયસિંહનું નામ બગાડયું, એજ કલંકરૂપ બન્યું ! આ ત્રીજો બનાવ તેને વધારે દુઃખદ થઈ પડયો. સગ ન્હાસી ગયો, પૃથુ દેશવટે ગયો, તે એક વાત છે, પણ મેવાડના કુંવરે, પરરાજ્યમાં ખાનગી મહેલ અંદર પ્રવેશ કરીને, મેવાડી સત્તાના બળે, રજપૂત કન્યાને બળાત્કાર કરવા માટે, અને તે પણ તેના પિતાની સમક્ષ, એવો કુળાંગાર જો ક્રોધનું બળીદાન થાય, તો તે વાજબીજ ન્યાય છે ! રાયસિંહજી દરેક શખ્સને મ્હોડે આ શુકન કહેતો હતો. એટલુંજ નહિ પણ આ ખબર જાણ્યા પછી, તેને લાગ્યું, કે રખે સુરતાનસિંહ એમ માને કે પુત્રવધના બદલામાં રાણો રાયસિંહ ક્રોધે ભરાઈને રંજાડે ? આ કલ્પનાથી તેણે રાવ સુરતાનને જણાવ્યું, કે "તમે મારા પુત્રની અઘટિત ચાલ અને અત્યાચારને અંગે વધ કર્યો, તેથી હું નારાજ થયો નથી. એવા એક રજપૂત કુમારનો આ રીતેજ નાશ થવો જોઈએ. કોઈપણ ક્ષત્રી કૂળમાં એવા ઝેરી જંતુની જરૂર નથી. આ કાર્ય માટે હું લગારે ખેદીત નથી. મ્હેં તમને સહાયતા કરવા વચન આપ્યું છે, ને તે માટે કાં તો હું જાતે ચડીશ; જો કે મ્હારા પુત્ર પૃથુકુમાર મને ભેટશે કે, તરત મોકલીશ, પણ તમે લગારે સંકોચાશો નહિ કે મ્હારા પુત્રને તમે ઘટીત કારણે માર્યો, તેથી હું ઉલટું વૈર લઈશ ! એ તો મેવાડને મોટું કલંક છે. તમારી કુંવરી મ્હારે પુત્રી સમાન છે. ક્ષત્રીવંશની યુવાનબાળાને થયલા અપમાન માટે હું દીલગીર છું !" આ રીતે રાણાએ, રાવ સુરતાનને પત્ર લખીને શાન્તિ આપી. પ્રભુ કૃપાએ તેટલામાંજ પૃથુએ પોતાના પિતાને ધૈર્ય દેવાની પત્રીકા મોકલી, રાજ સભામાં કેદારસિંહ પટાવતે વાંચી, અને

પિતાનું મન સંતોષ પામ્યું. **"પુત્ર તો પૃથુ"** આ શબ્દો નીકળતાં, સર્વે આનંદ પામ્યા. તેથી ખેદ એ થયો કે "આ ટાણે પૃથુ હોત તો અવશ્ય બેદનુર મોકલી શકાત." ખરે તેટલાંજ ખબર આવી, કે દુઃખિ પિતાને અત્રે મળવા માટે પૃથુ એકદમ પધારે છે. આ ખબર સાંભળીને રાણો રાયમલ ચોધાર આંસુડે રડી પડયો. ને પૃથુને જોતાંજ તેના ભરાયલા હૃદયથી ખેદ શ થઇ ગયો. દરબારમાં શાન્તવન કર્યું, ને પૃથુ બોલ્યો 'પિતાજી? પૃથુની હૈયાતીમાં આપને શોચ હોયજ નહિ. કહો, શી આજ્ઞા?"

"બેદનુર રાવ સુરતાનસિંહ નબળો પડી ગયો છે. તેનો ટાંક ટોડાનો મુલક, પઠાણ લીલો બચાવી પડયો છે રાવે સહાયતા માગી છે. અને તેની કુંવરી બહાદુર તારાને વરાવવાં ચાહે છે. તે લખે છે. કે

છીતે ટોડા જેહ, પરણે તારા તેહને:
નહિ તો પાડી દેહ, ચેહ વિષે પડશે જરૂ!

આ માટે જયમલ ત્યાં છુપો ગયો. ને નીતિ બગાડતાં, તે ઠાર થયો છે! મારૂં વચન છે, કે રાવ સુરતાનને સહાયતા કરવી. ટાંક ટોડા છીતી આપીને, કુંવરી તારાને મારી પુત્રવધુ બનાવવી!"

"હાજર! કબુલ! એ કાર્યમાં વિજય મેળવીને, પિતાનું વચન તથા ટેક રાખીને, પછીજ ચિતોડમાં પગ મુકવો, ત્યાં સુધી જળ પણ હરામ છે!"

રાયમલ્લે આકરી પ્રતિજ્ઞા કરતાં પહેલાં થોડા દીન આસાયશ લ્હેવા જણાવ્યું! પૃથુએ કહ્યું, કે હવે હું મારી પ્રતિજ્ઞા નહિ તોડું. મને રજા આપો. હું બેદનુર રવાના થાઉં! પૃથુનો બહુ આગ્રહ જોઇને, રાયમલે બહુ સંતોષ તથા આનન્દ સાથે રજા આપી, અને પૃથુકુમાર, બેદનુર તરફ રવાના થયો. રાયમલે પોતાના એક ખાસ

પટાવત સ્વાર દ્વારા બેદનુર રાવ સુરતાનને ખબર આપી. ને પૃથુ-કુમાર ત્યાં પધારે, તે પહેલાં, તેમણે પોતાના લશ્કરી બળની તૈયારી કરવા જણાવ્યું ! રાણાનું મન સંતોષ પામ્યું: ને કૃપાવાન કુમાર પૃથુ, સ્વદેશમાંથી બીજો વિજય કરવાને બહાદુરી સાથે નીકળી પડ્યો.

---

## પ્રકરણ ૭મું.

### પ્રેમ અને ધર્મ.

તારાકુંવરીના સ્વર્ગીય હૃદયમાંથી નીકળતી પ્રેમની ધુની, તો પૃથુ જેવા પ્રેમ યોગીનીજ વિભૂતિ બનશે ! મહાબલી ક્ષત્રી કુમાર પૃથુ જેવા શુરવીર યોદ્ધાનું બળ પણ પ્રેમની કોમળ તીર-કમાનથી, વળીને નીચું નમી જશે ! પ્રિયાના સુંકોમળ પાત્રનું જળ પીનારા પીયુનાં અંતર કેટલાં નબળાં હોય છે, તે થોડાં દ્રષ્ટાન્તમાં દેખાતું નથી ! મગજ જેનું તીવ્ર તલવારની ધાર જેવું, શત્રુનો ધ્વંસ કરનારૂં છતાં, તેજ મગજ, પ્રિયાના પ્રેમાશ્રુથી ભિંજાતું કેવું મીણ જેવું નરમ બની જાય છે ?

પૃથુ એ રીતે બળવંત બન્યો ! તારાને મળવા ચાહના હતી. અનાયાસે ઉપકાર સહિત પ્રસંગ મળ્યો. બહાદૂર કુંવરી. પોતાના બળ ઉપર બહાદૂરને પરણે. એ પૃથુના ઉત્સાહનું અવલંબન અનિ-વાર્ય હતું ! ગદવાર પ્રાંતની પ્રજાનું કષ્ટ કાપીને મેળવેલા અતી સંતોષ કરતાં, બેદનુરના રાવ સુરતાનને, તેની મોહક વીર કન્યાના હસ્ત મેળાપ માટે યુદ્ધમાં ચડીને વિજય મેળવવાનો આનંદ અનિવાર્ય હતો ! આહા ! એક તરફ પ્રેમધ્વજા, બીજી તરફ ધર્મધ્વજા, ને ત્રીજી તરફ પિતાનું વચન પાળવાની વિજય ધ્વજા ફરકાવવાનો પ્રસંગ પૃથુને મળવાથી. તે બહુજ હર્ષમાં આવી ગયો હતો !

કલ્પનામાં રણયુદ્ધ કરતાં, પ્રેમ યુદ્ધના ભણકારા વધુ વાગતા હતા. નમ્ર, સુશીલ, હાસ્યવદની, કાન્તિમયી કુમારિને કયારે મળું ! તે યુદ્ધમાં આવનાર છે, તો બન્નેના ઘોડા એકજ સાથે ચલાવીને, શત્રુને એકજ તીરથી કેમ વીંધી, પોતાનું બાહુબળ બતાવું ? મુગ્ધ પણ ખડતલ, સ્ત્રી પણ ક્ષત્રિયાણી, અને કુંવારી પણ પ્રેમવર પામેલી સુંદરીને કયારે ભેટું ?

**निर्दूषणा गुणवति रसभावपूर्णा**
**सालंकृति- श्रवण कोमल वर्णरागि:१**
**सा मामकावि कवितेव मनोभिरामा**
**रामा कदापि न्हृदयान्न मम नापयाति ॥**

જ્યારે મેઘદૂત પોતાની પ્રિયાને સંબોધતો આમ બ્હાવરો બને, તો પૃથુ કાં ઘેલછામાં ન આવે ? બળવીરનાં રોમાંચમાં રણયુદ્ધના ભણકારા કરતાં, પ્રેમ વીરોને પ્રિયા ભેટના ભણકારા, બારોટના લલકાર કે યુદ્ધનાં વાજીંત્ર નાદ કરતાંયે વધારે મિષ્ટ અને ઇષ્ટ હોય છે ?

પૃથુ, જેમ જેમ પ્રિયાની ભૂમિ નજીક આવતો જાય છે, તેમ તેમ દુષ્યંત–શકુન્તલા ને રામ–સીતાના સ્નેહનું ભાન આગળ વધતું જાય છે ! માત્ર આડી નજરે નીરખેલી તારાકુંવરી, આ બળવાન વીર પૃથુના હૃદનું તીર થઇ પડી ! તેની નાજુક ઘટના, તેની આંખમાં ડોલવા લાગી. રેલ્વે યા મોટારના વેગમાં તણાતી દોડતી દ્રષ્ટી થાકી જાય, તેમ મન વિચારની વેગવતી દ્રષ્ટી થાકવા લાગી ! તે કદાચ ભાન ભૂલી જતે ખરો. પણ તારાને પોતાનાં વીરત્વની કસોટી કરી બતાવવી હતી, એટલે કસ્તુરી તો મૃગની ડુંટીમાં છુપાવી. પ્રેમ કસ્તુરી ઉપર હાલ તો વિરત્વનું ચર્મ વીંટયું. અને આ પ્રમાણે સંકલ્પ તો વેગ કરવા લાગ્યો !—

मां जानीथा परिमितकथां जीवितं मद्वितीयं
दूरीभूते मयि सहचरे चक्रवाकीमि वैकां।
गाढोत्कंठा, गुरुषु दिवसेण्वेषु गच्छत्सु बाळां
जातां मन्ये शिशिरमथितां पाझिनिं वान्यरुपाम्॥

ત્યારે હવે તારાનું અંતર કેવું ધડકે છે, તે પણ જોઇએ.

---

## પ્રકરણ ૮ મું.

### પ્રેમ-મુગ્ધ મૃણાલિની!

"જયમ ત્યમ કરીને દિન કહાડયો, ઉત્કંઠા કાર્યની સમાપ્તીને;
લાંબા પ્હોરની રજની, વિનોદ વિણ હા! જશે કઇ રીતે?

* * * *

માં અધિરી થતી તું, આકળી નાં થતી તું;
માટે એવું સમજી, સુભગે? ના હવે બ્હી જતી તું?

"મેઘદૂત" (કિ.ધ.ભટ્ટ)

* * * *

પ્રેમઘેલી અધીરી નાયકા, હૃદયપટ ઉપર આશાનું મંદિર બાંધી દઇને, પ્રેમને પીયુરૂપે સ્થાપીને, દ્રષ્ટિદ્રષ્ટિ મેળવતાં પહેલાં, લગ્નવતી બની જઇને, વ્હાલાની વાટ જુએ છે!

"વ્હાલા વિનાની રાતડી વેરણ થાયે;
મન વિયોગ અશ્રુપાત ટપકા તળ જાયે।"

આહા! પ્રેમયુદ્ધનાં વીરલાં કેવું મન-સંગ્રામ કરીને સાત્વિક વિજય મેળવે છે! ખરી વાત છે કે કામની અધિરાઇ, દાહ ઉત્પન્ન

કરે છે, પણ પ્રેમની અધિરાઇ તો પ્રાણુ વલોવે છે! ઘડી એક વર્ષ તુલ્ય થાય છે. ધડકતી છાતીએ, ચમકતી પણ અંજાતી આંખે, વ્હાલાની વાટ જોતી સુંદરીને તાલાવેલી થઇ જાય છે! તેમાં પણુ જે વીરનરની લગની લાગી હોય છે, જેનાં વીરત્વ પર પોતે વારી ગઇ હોય છે ગોપીયો જેવી રસઘેલી અને દિવાની બનીને, કૃષ્ણુની અલોપ ક્રીડા વેળા જે પરિતાપ અને મનોમન કષ્ટ-વેદના ભોગવે છે, તેવીજ આપણી વાર્તાની નાયિકા તારા ભાન ભૂલી ગઇ છે! પિતાની ઇચ્છા સહિત, વીર પુરૂષને વરવાનું હતું. હૃદયમાં માનેલા પતિનેજ પરણવાનું હતું. અને પરાક્રમ વડે પિતાકુળને ઉપકાર તળે દાબીને, રજપૂતાનામાં સુકીર્તિ મેળવી સાસરે સીધાવવું હતું, આ સમયે તારા કાં બ્હાવરી, વિભાવરી, આકળી ના બને, વારૂ?

**आशा तंतुर्न च कथयतात्यन्त मुच्छेदनीयं।**
**प्राणत्राणं कथमपि करोन्यायताक्षा: स एक:॥ ***

પૃથ્વી, બેદનૂરની સીમામાં આવી પહોંચ્યો. અને બેદનૂરમાં જાણ થઇ ગઇ! સ્વદેશ મેળવવાની રજપૂતી લાલસા અતી જાગૃત થઇ. મેવાડી બ્હાદુર સરદારની સરદારી નીચે સંકડો રજપૂતો તૈયાર થઇ ગયા. તે સાથે તારાકુંવરીના હર્ષનો પણ પાર રહ્યો નહિ! હવે તે પ્રેમ-ઘેલાં જોડલાં જોઇએ!

વાંચનાર! શરૂઆતમાંજ લીધું, કુંજબાગમાં મદિરા પાન કરતાં આ પ્રેમાળ જોડલાં જોયાં, તેનો ખરો ચિતાર અત્રે રજુ થાય છે.

---

* સુંદરીયોનાં કુસુમ સરખા કોમળ, પ્રેમાળ, તથા સહજ દુઃખમાં વલોવાઈ જાય, તેવા અંતકરણ છતાં, વિયોગાવસ્થામાં-આશાતંત્ર જીવતા રાખે છે.

# પ્રકરણ ૯ મું.

## પૃથુ-કુમાર અને તારાકુંવરીની પ્રતિજ્ઞા.

"સુંદરી? ત્હારે ખાતરજ આ કઠોર કાર્ય—ક્ષેત્રમાં ઉતર્યો છું. જોજે! મ્હારી આશા નિષ્ફળ ન થાય!" પૃથુએ, તારાનો હાથ પકડતાં કહ્યું. નમ્ર સ્વરે નીચું જોઇને આ વીરલ કુમારિકા બોલી.

"વીરવર? આ હૃદય હવે તમારૂંજ છે. આ દેહ હવે આપને વરે છે. રક્ષણદાતા પાલકપ્રભુ અને જીવનસ્વામી હવે આપજ છો! હું આપની ચરણરજ કિંકરી છું!"

"કદી શત્રુ દળમાં મને વિઘ્ન થયું તો?"

"આ દેહ, સાથેજ પડશે! પરિક્ષા પ્રત્યક્ષજ છે?"

"ક્ષત્રીવટ અને પ્રતિજ્ઞા સાથેજ છે?

"અવશ્ય! આપે જે કઠોરવ્રત આદર્યું છે. તેનું ઉદ્યાપન કરવા યત્નવાળા થાઓ. દુરાચારી યવનોને દુર કરી આપો. પ્રકૃત રજપૂત વીરનો પરિચય દેખાડી આપો."

"તો હવે એજ પ્રતિજ્ઞા છે!"

"જરા કુંજમંડપમાં પધારો! સહજ શાન્તિ લ્હો!"

"ટાંક ટોડા જીત્યા પછીજ જળ લ્હેવાની પ્રતિજ્ઞા છે!"

"ઓહો! આટલી બધી મમતા! આટલું ક્ષત્રી અભિમાન!"

"બે કાર્યનો ભાર શીર પર છે. એક પ્રેમ ને બીજો ધર્મ!"

"આપના જેવા અર્જુન બાણાવળીને કશું બાહુલ્ય નથી.

"તે સાથે મને એવડું બળ મળે છે. આસુરોને તાડન કરવાને મહાદેવીની સહાયતા મળે છે!"

"એ આપનો પવિત્ર પ્રતાપ છે. આપનાં તેજથી મ્હારૂં બળ વૃદ્ધિ પામશે. આપની છાંયા, મ્હારૂં રક્ષણ કરીને યશ આપશે."

"ત્યારે હવે તમે સજ થાઓ. શત્રુ ભય તો નથી કે?"

" હવે? પિતા સાથે બહુવાર લડવા ગઈ છું; અને હવે તો મ્હારા વ્હાલાના વ્હાલનું બખ્તર પહેર્યું છે, ત્યાં ભય, એ શબ્દ તો મારી મન-કાપાવળીમાંથી વિમૂખ થયો છે, વ્હાલા !"

મધુકરને છે કુસુમ વ્હાલું, મધમાખીને મધ;
પ્રાણપ્રીયાને પીયુ પ્રિય છે, બાળકને જેમ દધ !

"ત્યારે તો તમારી આત્મ-વાસના સફળ થશે. પલકમાં યવનનો વિનાશ થશે. ટાંકટોડા જીતાશે. અને મારી પ્રિયાના યશ. રજપૂતાનામાં ગવાશે !"

એટલું બોલી હૃદયના ઉમળકાથી ઉભય પ્રેમીયો હસી પડયાં. હસી પડયાં. બાઝી પડયાં !

આહા ! પ્રેમી જાણે પ્રેમની વાતો,
રાગી રાગ મધુર જે ગાતો;
વીર જેમ રણમાંહ જાતો,
શત્રુ મારી મદાંધ થાતો !

ભલા રાવ સૂરતાને, પુત્રીની ઇચ્છાથી, અને પોતાની માયા-મમતા તથા વિશ્વાસથી, ઉભયના કલ્યાણનો માર્ગ ઉત્તમ વિચારી, પૃથુને બોલાવ્યો. અને પુત્રીને એક વીરનર સાથે પરણાવવા માટે જ આ પ્રયત્ન કર્યો. અંતે તે સફળ થયો.

# પ્રકરણ ૧૦ મું.

## ટાંકટોડાનો વિજય! પૃથુકુમાર ને તારાનો જય!

ચડે રણમાં નર શૂરવીરો, જય પામી સદા નીચે ઉતરે.
નર કેશરી જેમ અજા વિખરે, તેમ શત્રુ તણા તનત્રાડી હરે;

" વીર કુમાર પૃથુ રાઠોડ ! આજ તમારે દેવ કાર્ય કરીને

રહ્યુ પેઠે, મ્હારી સીનાનો હરન પકડવાનો છે? ટાંકટોડા છતીને-જશ પ્રાપ્ત કરવાનો છે,—તમારો મને વિશ્વાસ છે!"

"અસ્તુ! તમારી આશા વાણી સફળ થાઓ!"

"ગઢવાર પ્રાંતના યવનો આપના બળની અતી તારીફ કરેછે. શત્રુ જ્યારે ઘા માને છે, ત્યારેજ વીરનરનાં બળનો ઘા ગગનમાં ગર્જતો અમર રહે છે. હું, પણ એજ ચાહું છું!"

"રાવ સોલંકી? આપ વડીલ છો. હું બાળક છું. તોપણ હું આશા કરતાં ક્ષત્રીવટ માટે વધારે ઉત્સુક છું. હવે વિલંબ ન કરો. શત્રુને સજ થવાની તક ન આપો!"—

"તૈયાર છે. આ ડંકો વાગ્યો! તારા પણ આવી.

આહા! મહાદેવી સરખી ભવાની, જેમ અસુર દળ સંહારવા નીકળે છે, તેમ ઘોડાપર સ્વારી કરી બહાર નીકળી. દેવનો ડંકો વાગ્યો. બારોટોના લલકારા અને ભૂંગળના અવાજ થવા લાગ્યા. લશ્કર દળ હચમચી રહ્યું. અને બેદનુરના રાવ સુરતાનસિંહ, શત્રુ સામે ચડયા—

"સખી કોયલ બોલેરે, ટહુક ટહુકાર કરી-
શુભ શુકન સુનાવેરે, વિજય કરી આવો ફરી!"

પૃથુકુમાર, તારાને જોઇને હર્ષિત થયો. બન્ને જોડલાં એકજ જોડીપર બેસીને વિજય કરવા ચાલ્યાં. નગર જનોએ વધાવ્યાં. જાણે રામ અને સીતાની જોડી નીકળી!—

લશ્કર મ્હોટું હતું. પૃથુમોખરા આગળ ઉઘાડી તલવારે, ભાલાં સહિત ઘોડો કુદાવતો ચાલતો હતો. પછવાડ તારાકુંવરી અને રાવ સુરતાન તથા સરદાર હતા. પાછળ લશ્કર હતું.

શત્રુ દળને સંહારવા અને ટાંકટોડા હસ્તગત કરવા માટે પૃથુનું પાયદળ ને ઘોડેસ્વાર લશ્કર, હથિયારબંધ, ટોડાના દરવાજા

કને આવ્યું, અને નગરજનો ચમકયા. આજે તાજીયાનો દિવસ હતો. પૃથુ લશ્કર સાથે સામે આવવા લાગ્યો. અને તાજીયા લઇને યવનો શહેર બહાર આવવા લાગ્યા. તાજીયા ક્રમે ક્રમે, લીલા પડાણના મહેલ તરફથી નીકળતા હતા. યવનરાજ, ગોખમાં ઉભો ઉભો પોશાક પહેરતો આ રોનક જોતો હતો. એટલામાં પૃથુનું લશ્કર એકદમ નગરમાંથી આ મહેલ નજીક આવી પહોચ્યું. ખળભળાટ થઇ ગયો. સર્વે તાજીયાના માહાત્મમાં હતા. કોઈ લશ્કરજંગ તૈયાર ન હતું. રાવ સુરતાનને ઓચીંતી તક મળી ગઇ. પૃથુને જશ મળી ગયો. યવનરારાજ ઝબકી ગયો. એકદમ મહેલમાં બુમ પડી. શત્રુ ચડી આવવાની ખબર વીજળી વેગમ પડી ગઇ. શત્રુનાં હાંઝાં ગગડી ગયાં. પરિતાપ અને ભયમાં હાર ખાઇ ગયા. પહેલોજ ઘા, તારા કુંવરીયે, મહેલ ઝરૂખામાં ઉભેલા યવનરાજ પર કર્યો. અને તેની પાછળ પૃથુકુમારે બાણ ફેંકયું. યવનરાજ તરત પડયો. પ્રચંડ કેસરીદળ એકદમ મહેલને ઘેરા ઘાલીને ચોમેર ફરી વળ્યું. યવનના સરદારો-સિપાઇયો તાજીયા મુકી-મુકીને એકદમ ચડી આવ્યા, પણ અકસ્માત આવેલાં દળને પહોંચી શકયા નહિ. છ કલાકના દારૂણ યુદ્ધમાં યવનો હાર્યા, કબજે થયા. અને યવનરાજ મૃત્યુ પામ્યો. પૃથુએ ટાંકટોડાનો રાજ મહેલ હસ્તગત કર્યો, અને એજ યવનતાજ, તરતજ સોલંકી રાજા રાવ સુરતાનસિંહને માથે મુકી દીધો.

આખરે રાવ સુરતાનસિંહનો આશા-કિલ્લો અમ્મર થયો. પોતાનું રાજય પાછું મળ્યું. અને જીવનની આશા તારા કુંવરી સ્થળે પડી; એક વીરનરને વરાવીને રાવ શાન્તિ પામ્યો; પૃથુકુમાર અને તારા પરણ્યાં, એ બનાવથી રાણો રાયમલજી પણ સંતોષ પામ્યો!

**ભાગ બીજો-સમાપ્ત.**

દલવાડાકર (સચીત્ર) વાર્તામાળા. નં-૨૬.

## મેવાડનો વીર રત્ન.

# પૃથુ—કુમાર.



## ઐતિહાસિક નવલ કથા.

# ભાગ—ત્રીજો.



## પ્રકરણ ૧ લું

### કોમલમેરમાં પૃથુરાજ અને તારા!

"પ્રાણનાથ? આજે આટલા બધા ગુસ્સામાં કેમ આવો છો? શું ચિતોડમાં પિતાજીએ તમારૂં અપમાન કર્યું?" તારાએ નમ્ર સાદે, વ્હાલાને પ્રેમથી દાબીને પુછયું.

"પ્રિય, તારા? ત્હારા પિતાની રાજધાની ટાંક-ટોડા જીતીને તને હું પરણ્યો; પરંતુ મારી પ્રતિજ્ઞા પ્રમાણે, મેવાડની ગાદી પર હું જયાં સુધી ન બેસું, ત્યાં સુધી ચિતોડમાં સ્થિર રહેવાનું તો નથીજ, ને તેથી આ કામલમેરમાં તને લઇને મ્હેં મ્હારી રાજધા કરી છે, યાને નિવાસ કર્યો છે. પિતાજીની ઇચ્છાથી, ને તેમની નરમ પ્રકૃતિ રહેવાથી હું વારંવાર ત્યાં જઉં છું. ને તે પ્રમાણે આ વખતે તેમને મળવા ગયો, તો ચિતોડના દરબારમાં, રાણા

રાયમલજી જેવા પિતાજીના આસનનો અરધો ભાગ દબાવીને પેલા માળવશાહનો માનીતો, એવફા રજપૂત કેદારસિંહ શિશોદીયા ગાદીને લજવતો હતો! મને તે ન ગમ્યું, ને મ્હેં, પિતાજીને વિનંતી કરી, કે "આ શખ્સને રજા આપો! એ સુલતાનનો ખુશામતીયો, રજપૂતને લાંછન લગાડનારો, ચિતોડના રાજયાસન પર મુછે તાવ દઇ બેસનારો કોણ? મેવાડપતીની બાજુમાં બેસીને વડાઇ બતાવનાર કોણ?" ત્યારે પિતાજીયે જવાબ દીધો, "કે એ માળવદેશના સુલતાનનો ખાસ માનીતો, અને આપણો બેરખાહ ક્ષત્રી બચ્ચો છે. વળી માળવરાજ આપણા સ્નેહી સમાન છે. તેમને અપમાન ન થવું જોઇએ. કેદારસિંહ, તેમના પ્રતિનીધિ જેવા છે. તેને અપમાન તે નવાબનેજ ગણાય, માટે સંભાળ રાખવી!" મેં જવાબ દીધો, કે "એવા તો સુલતાનો બહુ જોયા છે! તમે જો તેનાથી બ્હીતા હોય, તો એ માળવ રાજાને પકડીને ચિતોડની ગાદી સામે દરબારમાં પકડીને હાજર કરૂં?" પિતા બોલ્યા, કે "એ અભિમાન નકામું છે. વિના કારણે વેર વસાવવા માટે બ્હાદુરીનો ઉપયોગ કરવો વૃથા છે." એથી મને ઘણો ક્રોધ ચડયો. અને તરત ત્યાંથી મેં રજા લીધી. જોકે મને તેમણે બહુ વાર્યો, પણ મેં પ્રતિજ્ઞા લીધી, કે જ્યાં સુધી માળવ સુલતાનને કેદ પકડીને, પિતાજી પાસે હાજર ન કરૂં, ત્યાં સુધી ચિતોડમાં પગ ના દેવો!" આ માટે હું તને કહેવા આવ્યો છું, કોલમેરના કિલ્લામાં આપણું ખાનગી લશ્કર છે, તે લ્હેવા માટે આવ્યો છું!"

"તો વ્હાલા પતિ? પછી આ ચરણરજ તારાને અહીં એકલી ઉડતી ક્યાં કરવી? હું પણ આપની સાથેજ! મને આ વીર પ્રસંગ પાછો ક્યારે મળે? મ્હારો વ્હાલો જો સુલતાનને કબજે કરીને કેદી તરીકે લઇ જાય, ને હું પણ તેની જોડમાં હોઉં, તો મારૂં હૈયું

કેટલું ઉભરાયેલું રહે, વ્હાલા! માટે ચાલો, જયની અરધી હિસ્સેદારી હું યે થઇશ. તમારી સાથે રહેવાથી મ્હારી ચિન્તા ટળશે. ને એવડું જોમ મળશે!" તારાએ વિનંતી કરી.

"ત્હારી જો એવી મરજી છે, તો ખુશીથી ચાલ. પહેર પોશાક, થા ઘોડા પર સ્વાર, અને હ્હે વીરશસ્ત્ર! તને કયાં રણ ચડવાની નવાઇ છે?"

"પણ આજે તો હું મ્હારા વ્હાલા સાથે શત્રુ સામે સ્વતંત્ર લડીશ!" એટલું કહીને તારા, એકદમ નેપોલીયનની પ્રિયા સમાન ભાવ રાખતી હર્ષભેર તૈયાર થઇ. અને તેટલાં પૃથુએ પોતાનું લશ્કર તૈયાર કર્યું. એકદમ તે માળવ દેશ તરફ રવાના થઇ ગયાં! વાહરે બ્હાદુર પૃથુ, વાહ! ધન્ય, વીરબાળા તારાને!—

---

## પ્રકરણ ૨ જું.

### માળવ સુલતાન પર હુલ્લો! શાહ શરણે!!

પૃથુરાજ, એકકો, અટંકી અને મેવાડી અસલ રજપૂત બચ્ચો હતો. તે પોતાની ક્ષત્રીવટને જરા પણ ડાઘ કે આંચ લાગવા દે તેમ ન્હોતો! પિતાજીની નબળાઇથી તે વારંવાર સંકોચે ભરાતો હતો. તેને યવન તરફ અતી તિરસ્કાર હતો. કેમકે રજપૂત કન્યાઓ, રાજાઓ, પટાવતો અને સરદારો પર, યવન રાજાઓ બહુજ જબરદસ્તી કરતા હતા. કોઈ બાયલા રજપૂતો તેને દીકરી આપીને મહેરબાની મેળવતા હતા. પોતાની જાગીર સંભાળતા હતા. આ વાત, પૃથુ જેવા રાઠોડ રજપૂતને ગમતી ન હતી. "મેવાડ ખાસ કરીને રજપૂતાનાનું નાક છે, તેવીજ રીતે તેના શિશોદીયાવંશી રાજા કંઇ કમ નથી!" આ પ્રકારનું સુત્ર, વેદમંત્ર પેઠેમ મ્હોંમાં હતું, અને તેનું માદળીયું હાથેજ બાંધી

રાખ્યું હતું. આ વખતે પણ ટંટો થવાનું એજ કારણ હતું. પૃથુની હાંક ચોમેર લાગી રહી હતી. અને આ બળિયોદ્ધા સાથે લડવાને, શુરા રજપૂતોને પણ જોમ ચડી આવતું હતું.

પૃથુ, પોતાની પ્રિયા તારાકુંવરી તથા લશ્કર લઇને પ્રથમ નીમચ ગયો. અને ત્યાંથી પાંચ હજાર રજપુતોનો મ્હોટો જમાવ કીધો. આ દળયુથમાં ગર્જતો પૃથુ, એકદમ માળવા તરફ ચાલ્યો. લશ્કરી દમામ અને પૃથુની હાંકથી ઘોડા પણ વેગ કરવા લાગ્યા. શત્રુનાં હાંઝાં નરમ પડે, તેવી રીતે હયદળ અને પાયદળનો શોર મચી રહ્યો. રજપૂતાનાની નદીયો પણ.થંભી ગઇ, અને પવન પણ બંધ થતો ગયો; કેમકે ચોમેર જાણે કિલ્લો બંધાતો જતો હોય! આખરે માળવ પ્રદેશની ભૂમિમાં પૃથુએ પ્રવેશ કર્યો. પ્રથમ તેણે દેપાલપુર નામનું નગર કબજે કર્યું. અને ત્યાંના સુબાને મારી નાખ્યો. આ વાતની ખબર પડતાં, માળવશાહ એકદમ ક્રોધે ભરાઇને, પૃથુનો સંહાર કરવા ચડયો. પૃથુ એક રસ્તે માળવ ભણી ઉપડયો, ને શાહ બીજે રસ્તે પુથુને પકડવાને દેપાલપુર તરફ ધસ્યો. એથી બન્ને જુદા જુદા માર્ગે અથડી ગયા. પુથુને ખબર મળી, કે માળવશાહ તો પોતાને પકડવાને પછાડી પડયો છે, તેથી એમની પાછળ પડયો. અને માળવરાજનું લશ્કર થાકથી જ્યાં મુકામ કરીને પડેલું હતું, ત્યાં ઓચીંતો જઇને છાપો માર્યો. માળવ સુલતાન એકદમ ગભરાઇ ગયો. શાહ સૈનીકોએ તરત હુમલો શરૂ કર્યો, પણ પૃથુનું લશ્કર એટલું બળિષ્ટ અને મ્હોટું હતું, કે આખરે શહેનશાહી લશ્કરને પૃથુના કબજામાં રહેવું પડયું. પૃથુએ ખુલ્લી રીતે જણાવ્યું, કે ફક્ત સુલતાનને મેવાડપતિની ગાદી કને ઉભો કરવાનો છે. તે પછીથી રજા મળશે. આ ભરૂસા પર લશ્કરે તોફાન.બંધ કર્યું. પણ સુલતાનની પરવાનગી માગી! સુલતાનને કેદી હાલતમાં પૃથુએ સમજાવ્યું, કે આપને કશી ઇજા કરવામાં

નહિ આવે. તેમ કેદ કરવામાં પણ નહિ આવે. માત્ર રાણુ રાયમલ્લજી મારા પિતાની મુલાકત પછી તરતજ આપને છોડી દેવામા આવશે. કારણ હાલ કહેવા કરતાં, સમક્ષજ કહેવામાં આવશે !" સુલતાન તેથી નારાજ ન થયો. અને પોતાના ખાસ સ્વારો રાખીને, બીજું લશ્કર માળવા રાજધાનીમાં રવાના કરી દીધું. અને પોતે, પૃથુ સાથે ચિતોડ ગયો.

રાણા રાયસિંહને ખબર મળી, કે પૃથુએ, માળવશાહને પકડયો છે, તેથી તે સંખેદિત થયો, પણ અંતે તો તે શાહને દરબારમાં હાજર કર્યો. અને નમાવીને પૃથુએ પ્રતિજ્ઞા પાળી. આ સમયનો દેખાવ, અને અભિનન્દન શબ્દ અનિવાર્ય હતા. પૃથુના વિજયની આ એક ટોંચ હતી. શાહને સારી રીતે સન્માનથી રાયમલે માળવા તરફ રવાના કર્યો. રજપૂત લડવૈયાઓને તેની કીર્તિ સહિત માન આપીને સ્વદેશ પહોંચાડયા. અને પૃથુ કોમલમેર જવા ઉપડી ગયો. એટલામાં વળી નવું કોતુક ઉત્પન્ન થયું. અને નવો ઝઘડો જાગ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### ચંદ્રમામાં એક ધાબું !

"બાઇ ? તમારૂં નામ શું ? અને આ રાજ્ય તેજોમયી કાંડીલા કુંવર સમાન બાળક કોણ ?" તારાસુંદરીયે એક રૂપવંતી સ્ત્રીને પુછ્યું !

"મ્હારૂં નામ શીતળતાની ! હું એક રાજની દાસી છું, અને આ વીરબાળક એક શુરા સરદારના પ્રતાપનું ફળ છે: પણ તમે કોણ બહેન ?" દાસીએ પુછ્યું:

"હું ?" તારા હસી. "હું, વીર પૃથુરાજની ધર્મપત્નિ, મ્હારૂં નામ તારા !"

' વિરાંગના તારા ? બેદનુરના રાવ સુરતાનસિંહની કુંવરી અને મ્હારા–અરે વ્હાલા–અરે ના–અમારા અન્નદાતા કુમારનાં પત્નિ !" સંકોચાતે શબ્દે દાસી બોલી; અનુકંપતી, શરમાતી, અકળાતી, ન્હાસી છુટવાને પાછી પાની કરતી જણાતી–દાસી બોલી. જીભ અચકાવા લાગી. આંખ મીંચાવા લાગી–જાણે રાજબાળક હમણાં પડી જશે, તેમ ધ્રુજવા લાગી.

"કેમ બહેન ! તું આમ વ્યાકુળ બની છું ? અહીં શા હેતુએ આવી છું ! તું દેખાય છે, તો રાંક, અને ત્હારા હાથમાં તો કોઇ રાજકુંવર છે ! તું ચોરી આવી છું, કે સબળ રક્ષણ તળે બાળકને નિર્ભય કરવાને મુકવાં આવી છું !"

આ શબ્દોનો દાસી જવાબ આપે, યા ન આપે, તે પહેલાં મુર્છિત થઇ ગઇ; અને પડતાંજ પેલું બાળક તારાના ખોળામાં આવી પડયું. જરા વારે દાસીનો પ્રાણ ગયો–ત્યાં પૃથુરાજ, શિકારમાં ગયેલો, તે આવી ચડયો. શિતળતાનીને જોઇ તે ચકિત થયો. "આહા ! આ શું ? આ તો પ્રીયદાસી ? જેને એકવાર અજ્ઞાત આવેશમાં આલિંગન કરેલું, તે ? અહીં કયાંથી, કેમ આવી હશે ?" આ મન સંકલ્પમાં ગુથાયો. તારાના હાથમાં બાળક જોયું. પૃથુ ચકિતથઇ ગયો. રખે દાસીએ પોતનો સંબંધ જણાવ્યો હોય ? એ સંબંધના ભાવે, રખે તારા મનમાં ખેદ પામે ! આ બેવડો વિભ્રમ થયો. ઝંખવાણો પડી ગયો. હેતાળુ તારા સમજી, કે આ બનાવથીજ વ્હાલાનું મન દયાર્દ્ર બની ગયું છે.

"વ્હાલા ? આ કોઇ સ્ત્રી, હમણાં આ બાળકને લઇને આવી. હજી વાત કરે છે, ત્યાં તો મુર્છા આવી, અને બાળક મારા ખોળામાં પડી ગયું !"

"તેણે કંઇ કહ્યું, કે તે કોણ છે !" પૃથુએ પ્રશ્ન કર્યો.

"ના ! માત્ર એટલું બોલી કે "આ બાળક એક શુરા સરદારનું પ્રતાપી ફળ છે !"

"હા. એમજ!"

"તમે તેને ઓળખો છો?"

"હા. ગરીબ બિચારી દાસી! હું તેની હકીકત નિરાંતે કહીશ-તેને હું પીછાણું છું. આ બાળક આપણું સમજીને પાળવા-ઉછેરવાનું છે! આપણો સબંધ પૂર્વ છે, એમ જાણી પુત્રરૂપે ગણવાનું છે. હાશ તો આ દાસીને અગ્નિદાહ કરાવાય! તમે રાજબાળકને મહેલમાં લઇ જાઓ! વનમાંથી મળ્યું, માટે તેનું નામ "**વનવીર**"* રાખજો-દાસીને સોંપજો-દેખરેખ તમે રાખજો" પૃથુનાં આ માયાળુ વચનોનો ખરો ભેદ, તારા સમજી શકી નહિ. માત્ર દયાળુ અંતઃકરણની ઉરમીઓ, અને સંતાન હીણું પુરુષો એટલા નમ્ર હોય છે, એટલુંજ. સમજી! અનાથ બાળક, અને અજાણ સ્ત્રી તરફ દયા બતાવી રાજ બાળક હશે, એમ તારાએ કલ્પ્યું. અને તેને લઇને મહેલમાં ગઇ.

વાંચનાર? કુમાર પૃથુરાજની જુવાનીના પ્રારંભમાં આ મનોહર દાસી શિતળતાની, તેની પ્રિયાંગના હતી. તેના પ્રતાપથી આ ફળ પ્રાપ્ત થયું હતું. પૃથુ દેશનિકાલ થયા પછી, દાસી શિતળતાની પણ બીજાજ વતનમાં જઇ રહી હતી અને તેને આ કુમાર જન્મ્યો હતો. પૃથુએ એકવાર તેને જોયો હતો. અને પ્રસંગોપાત પોતાના કુંવર તરીકે પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હતી. શિતળતાની આ સમયે કેમ અહીં આવી ચઢી હશે, તે પૃથુથી કલ્પી શકાયુંજ નહિ પૃથુને તેનો પૂર્ણ વિશ્વાસ હતો. એ વફાદાર દાસી કદી પણ પૃથુના હૃદયને દુભાવે તેવી ન હતી. પૃથુ, કમલમેરમાં તારા સાથે રહે છે, તે જાણ્યા છતાં, અને પોતે તેનું વિશ્વાસુ રત્ન છતાં, અહીં ફજેતી કરવાને આવે, તે પણ પૃથુએ માન્યું નહિ! આખરે તે તરફ પૃથુને બહુ દયા આવી. દાસીના અંતરની

---

* 'કુમાર વનવીર'ની કથા સંગના કુંવર ઉદયસિંહના પ્રસંગમાં 'ઉદય-વનવીર' તરીકે પ્રકટ થયે સર્વ ઉત્તર ભાગ સમજાશે.

જ્ઞાત અજ્ઞાત રહેવાથી તેને બહુ ખેદ થયો. શા માટે, શા દુઃખે, તારા સમક્ષ આવી, ને મરી ગઇ, તે પણ અકળ્યવાણી લાગી. થવાનું થયું, બનવાનું બન્યું, મનની મનમાંજ રહી. બાળક માત્ર મળી આવ્યું. ને તેનું રક્ષણ કરવું સદ્ધર્મ માન્યો. આ સિવાય કંઇ પણ ખુલાસો કરવાની પૃથુએ ઇચ્છા રાખી નહિ. બાળક માટે હરેક પ્રકારનો ઉંચો બંદોબસ્ત કરી દીધો. અને તેને કામલમેરના મહેલમાં, એક વિશ્વાસુ દાસીની સારવાર તળે રાખી દીધો. થોડા દિવસમાં એ વાત વિસારે પાડી દીધી. તેને કશું બળ કે કારણ આપ્યું નહિ. સામાન્ય બનાવ તરીકે પસાર કરી દીધો. અને તેટલાં તો પૃથુને ખબર પડી, કે શ્રીનગરના રાજાને ત્યાં સંગ છુપાયેલો છે! આ શોધખોળમાં તે કામલમેરથી તારાને એકલી મૂકીને, પોતાના હૃદયનો ભાવ ભજાવવા નીકળી પડ્યો. જેમલ ગુજરી ગયો. એ સમયે સંગનો પણ પત્તો નહિ, તથી પોતે એકલો હવે ચિતોડનો ગાદી વારસ થશે, એમ ધાર્યું; પણ જ્યાં સંગની હયાતીની વાત જાહેર થઇ, એટલે ફરી વાદળ ઘેરાયું. અને મન-ગગન ગર્જવા લાગ્યું. તે સંગને પકડવા માટે, વિફરાયલા વાઘની પેઠે, શ્રીનગર તરફ નીકળી પડ્યો.

## પ્રકરણ ૪ થું.

### પૃથુરાજને ગીતા જ્ઞાન.

રાજ્ય નીતિના નિયમ પ્રમાણે, મારવું યા મરવું, એ સુત્ર લક્ષમાં રાખીને, પૃથુરાજે, પોતાના ભ્રાતૃભાવ સંબંધ ત્યાગ કરીને, સંગ રાણાને શાસન કરવા તત્પર થયો. કોઇ વાર તેના મનમાં એમ આવતું હતું, કે કદાપિ ભાવિ મિથ્યા થતું નથી! રાવણ જેવા દશકંધ રાજા પણ અંતે ગર્વમાં ગળી ગયા. રાજપાટ ત્યાગીને ચાલ્યા

ગયા! અલાઉદ્દીન જેવો પાદશાહ, રાજ્ય લોભમાં, એક ગુલામ જેવા મલેક કાફુરના બળમાં હરાઇ ગયો. ભાવિમાં ન હશે, તો નહિજ મળે, અને ધાર્યું ધણીનું થશે, એ વિવાદ બહુ વાર મનમાં ઉદ્દભવતા હતા. ને સંગને હણવાનો તથા પોતે રાજ્ય ખટપટ તજી દેવાનો સંકલ્પ કરતો હતો; પણ બીજીજ પળે, તે વાત મૃગજળ સમાન વેરાઇ જતી, ને શ્રીકૃષ્ણચંદ્રનો અર્જુનને કરેલો ઉપદેશ દ્રષ્ટિમાં તથા શ્રવણમાં ધ્વની થતો હતો.

સંગને શ્રીનગરના મહારાજા કર્મસિંહ પરમારે આશરો આપ્યો છે. અને તે ઉપરાંત તેની યુવાન કુંવરી દાયજામાં આપી છે, પરણાવી છે. તો હવે એ અભિમાની પરમારને બતાવી આપવું જોઇએ, કે "હું એક બળવાન સિંહની સામે અજાને ઉભું કર્યું છે." આ મહા ગવિષ્ટ વિચારથી, પૃથુએ, કર્મસિંહને ખબર આપી. અને સંગને આશ્રયથી દુર કરવાની સલાહ તથા ધમકી આપી.

. એક તરફથી આ ધમકીના જવાબ માટે ખાટો થતો પૃથુ, ક્રોધાગ્નિના તીવ્ર વેગમાં ચમકી રહેલા હતો. અને બીજી તરફથી તેને ભગવદ્‌ગીતાના અર્જુનનો વિષાદ વારંવાર લક્ષમાં આવતો હતો. પૃથુને ગીતા પ્રત્યે બહુ શોખ હતો. ને તેથી જ્યારે જ્યારે મન નિવૃત્ત થતું ત્યારે તે ગીતાજ વાંચવા બેસતો. સંગ પ્રત્યેના વિષમ ભાવથી તેનું ઉકળતું રૂધિર શાન્ત પાડવાને ગીતાના પ્રથમાધ્યાયથી અધ્યયન શરૂ કર્યું.

**कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्**
**दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम्** ॥

પછી અર્જુન મનમાં મહા ખેદ પામી શ્રીકૃષ્ણ પાસે વિનય-સહિત બોલ્યા—હે શ્રીકૃષ્ણ ! આ બેઉ સૈન્યમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી ભેગા થયેલા, એ તો સર્વ અમારા કુટુંબી જન છે. અને યુદ્ધ થતાં તેઓનોજ નાશ થશે ! ॥ ૨૮ ॥

**सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति।**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते॥**

હે શ્રીકૃષ્ણ! જેમના ઉપર અમારે દયા કરવી ઘટે, તેઓનેજ મારવાં, એ અઘોર કર્મ મારાથી તો થતું નથી. જુઓ, હું મારાં કુટુંબીઓને મારવાનું કર્મ કરવા વાસ્તે માત્ર ઉભો, તેટલામાંજ મારૂં મોઢું સૂકાઇ જાય છે, શરીર કંપે છે, અંગાં રૂવાટાં ઉભાં થયાં છે, અને સર્વ શરીર અચેત થઇ જાય છે. હે મહારાજ! એ તો મને અતિ દુષ્ટ કર્મ લાગે છે. ॥ ૨૯॥

**गांडिवं स्रंसते हस्तात्त्वकत्वै परिदह्यते।**
**न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मन:॥**

આ ગોત્ર-વધ-કર્મ કરવા માટે મારો હાથ, હે શ્રીકૃષ્ણ! ચાલતો નથી; અને મારૂં મનજ આ કામ માટે આગળ વધતું નથી. તેથીજ હું ગાંડીવ ધનુષ્ય ધરી શકતો નથી; અને આ ઠેકાણે ઉભવું પણ મને ગમતું નથી. આ કર્મની હું ઇચ્છા ધરિ ઉભો રહ્યો, તેથી પણ મારા શરીરને, પવન શીતળ બળતા અગ્નિની પેઠે દુ:ખકારક લાગે છે. ॥ ૩૦ ॥

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥**

કેમકે હે શ્રીકૃષ્ણ! પોતાના સર્વ ગોત્રજોને મારી નાખી રાજ્ય ભોગવવું, એ વાતજ મને ખરાબ લાગે છે. પોતાનાં અને પોતાનાં કુટુંબીઓનાં સુખને હણીને રાજ્ય લેવું તેમાં કાંઇ લાભ નથી. ॥ ૩૧ ॥

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।**
**किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ३२**

જુઓ શ્રીકૃષ્ણ! વળી એ ગોત્રજોને મારી મારે જીવતાં રહે-

વામાં પણ કાંઈ લાભ નથી. રાજ્ય તથા સુખભોગને શું કરવાનું છે? એમને મારી નાંખી રાજ્ય મેળવવાની તથા વિજય થઈ સુખ ભોગવવાની મને ઇચ્છા થતી નથી. ॥ ૩૨ ॥

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ३३**

જે મારા સંબંધીઓને સુખી કરવા વાસ્તે રાજ્ય તથા સુખ ભોગવવાના પદાર્થો મેળવવા, તે લોકો તો બધી આશા છોડી યુદ્ધમાં મરવા માટે ઉભા રહેલા છે. એથી કરીને મને લાગે છે કે, સર્વને સુખી કરવા હોય તો યુદ્ધ કરવું નહિ. ॥ ૩૩ ॥

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ३४**

કારણ કે, યુદ્ધમાં ગુરૂ, પિતા, પુત્ર, પૌત્ર, કાકા, મામા, સસરા તથા સાળા અને જાતભાઈઓ તેમજ ઇષ્ટમિત્ર વગેરે સર્વ એક સૈન્યમાં ઉભા છે. ॥ ૩૪ ॥

**एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।**
**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किंनु महीकृते ॥ ३५ ॥**

આ સર્વ જો કે અમોને મારવા વાસ્તે આવેલા છે, અને મારશે, તથાપિ ત્રિલોકનું રાજ્ય મળે તો પણ હું એમને મારવાની ઇચ્છા રાખતો નથી. હે શ્રીકૃષ્ણ! એઓને મારી આ પૃથ્વીનું રાજ્ય કદી મેળવું, તોપણ તે મને ક્યાંથી ભલું થાય? ॥ ૩૫ ॥

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

એ માટે હે જનાર્દન એટલે પ્રલયકાળમાં જગતનો સંહાર કરનાર શ્રીકૃષ્ણ! તારૂં નામજ જનાર્દન છે, તેથી તને એ સર્વ

મરે તો પણ તેનું કાંઇજ લાગે નહિ; પણ અમોને તો દરેક કામ સુખને વાસ્તે કરવું પડે છે. ત્યારે દુર્યોધન વગેરેને મારવામાં શું સુખ થશે? એથી તો પાપ માત્ર લાગે, અને તેનું ફલ દુ:ખજ ભોગવવું પડશે.

હવે તમે કહેશો કે, આગમાં બાળી ભસ્મ કરનારા, ઝેર પાનારા, સ્ત્રી, ધન તથા જમીન હરણ કરનારા, તથા શસ્ત્ર લઇ મારવા આવનાર, ઇત્યાદિ છ પ્રકાર કરનારા તે " આતતાઇ " છે. એવાને મારવામાં પાપ નથી; એવું શાસ્ત્રમાં છે. પણ આતતાઇ દુર્યોધનનું રક્ષણ કરનારા ભીષ્મ, દ્રોણ એ તો વડીલ અને મહાપ્રતાપી ગુરૂજન છે. તેઓને માર્યા વિના દુર્યોધન કેમ મરશે? અને ગુરૂજનને મારવાથી હું પાપમાં પડીશ; પછી આપની પ્રાપ્તિ મને ક્યાંથી થશે? ॥ ૩૬ ॥

**तस्मान्नार्हा वयं हंतु धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम मांधव ॥ ३७॥**

માટે પોતાનાં લોકોને તથા દુર્યોધનાદિક ભાંડુઓને મારવામાં અમોને સુખ થનાર નથી; અને તેથી હે શ્રીકૃષ્ણ! યુદ્ધ કરવું એ મને વાજબી દીસતું નથી. ॥૩૭॥

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥**

કુળનો નાશ કરવાથી તથા મિત્રોની સાથે વેર બાંધવાથી મહા નરકસ્થાન આપનાર દોષ લાગે છે. દુર્યોધનાદીકના મનમાં એવું લાગતું નથી. તેનું કારણ તેઓની વૃત્તિ લોભથી વ્યાપ્ત થઇ છે. ॥ ૩૮ ॥

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

પણ કુળક્ષય કરવામાં મોટો દોષ છે, એવું અમે જાણીએ છીએ, તો લોભથી મારે હાથે દોષ કેમ થશે? હે શ્રીકૃષ્ણ, તેનો આપ વિચાર કરો. ॥ ૩૯ ॥

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

વળી લડાઈ કરવાથી ઘણાં કુળોનો નાશ થશે. તે કુળોમાં આરંભથી ચાલતા આવેલા આચારવિચાર, પણ તે જોડેજ નાશ પામશે. અને પછી ધર્મિષ્ટ માણસોના અભાવે સ્ત્રીઓ તથા બાળકો સર્વ અધર્મી-દુઃખી થશે. ॥ ૪૦ ॥

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

અને હે શ્રીકૃષ્ણ! એ મરનારની સ્ત્રીઓ અધર્મી તથા વ્યભિચારીણી થશે, અને તેને પેટે વર્ણસંકર પ્રજા જનમશે. ॥ ૪૧ ॥

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतंतिपि तिरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४१ ॥**

આ પ્રમાણે વર્ણસંકરની ઉત્પત્તિ થઇ એટલે તે કુળમાં શ્રાદ્ધતર્પણ, તિલ-પાણીનું તર્પણ, તથા પિંડદાન એ સર્વ ક્રિયાઓનો લોપ થશે, અને એથી કુળનો ઘાત કરનારાઓના પૂર્વજો ઉત્તમ સ્વર્ગલોકથી છુટા પડશે.

જેમ એક ઝાડની ડાળ ઉપર બીજું ઝાડ ઉત્પન્ન થાયછે, કે જેને મૂળ જાતી નથી; તે જે ઝાડ ઉપર ઉત્પન્ન થાય છે તેનો પણ મૂળસુદ્ધાં નાશ કરે છે. તેવીજ રીતે વર્ણસંકર પ્રજાથી ઉત્પત્તિસુદ્ધાં ને કુળ નરકમાં પડે છે. ॥ ૪૨ ॥

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ४३ ॥**

કુળના તથા જાતીના ચાલતા આવેલા ધર્મો કુળમાં ચાલુ રહ્યાથી, સ્વર્ગ પ્રાપ્તિ થાયછે, પણ કુળહત્યા કરનારાઓના તે ધર્મો મૂળથીજ નાશ પામે છે; કેમકે તે યુદ્ધમાં મુઆ એટલે તેઓની સ્ત્રીઓ જારકર્મ કરી વર્ણસંકરની ઉત્પત્તિ કરે છે. તે ઉત્પત્તિ દોષિત છે, તેથી તેઓને જાતિધર્મ અને કુળધર્મ મુળમાંજ નથી. ॥ ૪૩ ॥

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

એથી જે મનુષ્યો જાતિધર્મ તથા કુળધર્મનો નાશ કરેછે તેઓને હમેશાં નરક ભોગવવું પડેછે, એવું હે શ્રીકૃષ્ણ ! મેં શાસ્ત્રમાં સાંભળેલું છે, ॥ ૪૪ ॥

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥**

એવું છતાં અમો રાજ્ય તથા સુખભોગના લોભથી પોતાના કુળનો નાશ કરી. મોટું પાતક કર્મ કરવા તૈયાર થયા, એ મોટું આશ્ચર્ય છે. અરેરે ! અમારા દુષ્ટ કર્મને ધિઃકાર હજો !! ॥ ૪૫ ॥

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

હવે હું તો એઓને મારતો નથી. અને હથિયાર છોડી બેસું છું. તે દરમ્યાન દુર્યોધન વગેરે પોતાને હાથે મને મારી નાખશે, તો હું બહુ ખુશી થઇશ. ॥ ૪૬ ॥

**एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

આ પ્રમાણે હે ધૃતરાષ્ટ્ર રાજા, કુળક્ષય કરવામાં મોટું પાપ સમજી અર્જુન ઘણા શોકથી શ્રીકૃષ્ણ પાસે બેઠ્યો; અને હાથે ધરેલું ધનુષ્યબાણ રથ ઉપર છોડી દઈ બેઉ સેનાની વચમાં નિઃશસ્ત્ર એટલે હથિયાર વગરનો થઇ બેઠો.

હવે ધૃતરાષ્ટ્ર રાજા, તારો પુત્ર દુર્યોધન તેણે આજ અધ્યાયના બીજા શ્લોકથી અગ્યારમાં શ્લોક સુધી કુળ-ક્ષય કરવાને લશ્કરને એકદમ હુકમ કર્યો, અને અર્જુને તે બાબત એટલો વિચાર કર્યો, તેથીજ ભગવંતની તેના ઉપર કૃપા થઇ.

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम्**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥**

હે ધૃતરાષ્ટ્રરાજા, આ પ્રમાણે અર્જુનના દીલમાં લડાઇ વિષે ઘણો શોક થવા લાગ્યો; એટલુજ નહિ પણ બેઉ લશ્કર વચ્ચે તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. એવી અર્જુનની સ્થિતિ જોઇ શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના ભક્તનો શોક દુર કરવા માટે કૃપાવંત થઇ કહેવા લાગ્યા કે, ॥ ૧ ॥

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥**

હે અર્જુન, તું મોટો યોદ્ધો થઇને "આ લડાઇમાં આને મારીશ તો મને પાપ લાગશે" એવો તને મોહ ક્યાંથી ઉત્પન્ન થયો ? કારણ કે, રણભુમીમાં લડવા આવીને જો તું એવો મોહ પામીશ, તો તારી જગતમાં અપકીર્તિ થશે. અને સ્વર્ગમાં બેઠેલા તારા પૂર્વજો તનેજ હસશે; માટે તારૂં કહેવું મને ઠીક લાગતું

નથી. અને જે ભીષ્મ. દ્રોણ વગેરેને તું શ્રેષ્ઠ કહે છે, તેને પણ વાજબી લાગશે નહિ; કેમકે તેને જો તારૂં કહેવું યોગ્ય લાગતું હોત તો તેએજ સામા લડવાને કાં તૈયાર થાય? ॥ ૨ ॥

**क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

માટે અર્જુન, તને આવું બાયલાજેવું ભાપણુ, રણભૂમિમાં કરવું ઘટતું નથી. કારણ કે, વિજયી એટલે શત્રુને મારનાર એવું તારૂં શુભનામ પૃથ્વીપર ગાજે છે, માટે મોહ મુકી દઈ હથીઆર લઈ ઉઠ. ॥ ૩ ॥

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

શ્રીકૃષ્ણનાં એવાં વચન સાંભળી અર્જુન કહે છે કે, હે શ્રીકૃષ્ણ! મેં ભીષ્મની તેમજ દ્રોણની પૂજા કરી છે; કેમકે તે મારે તેમજ સર્વેને પૂજવાજોગ છે. હવે મેં જેની પૂજા કરી તેનેજ બાણવડે લડાઇમાં મારવા, એ કેમ બને, તે આપજ કહો. કેમકે સર્વજ્ઞ કહેતાં સર્વને જાણનાર તથા શત્રુને જાણનાર આપજ છો, તો તે વિષેની મારી ખાત્રી કરો. ॥ ૪ ॥

**गुरूनहत्वा हि महानुभावान्श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके**
**हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान्**

હે શ્રીકૃષ્ણ! દ્રોણાચાર્યને ધન તથા સુખ વૈભવનો લોભ છે તેથીજ તેણે દુર્યોધનની ચાકરી સ્વીકારી, માટે તેને માર્યા સિવાય દુર્યોધન મરનાર નથી. પણ એ પ્રમાણે ગુરૂ-બ્રાહ્મણનો ઘાત કરીને મારે સુખ ભોગવવું તે તો તેનુંજ લોહી પીધા બરાબર લાગે છે. એવાં દુષ્ટ કર્મ કરીને સુખ ભોગવવા કરતાં ભીખ માગીને પેટ ભરવું, એ હું વધારે પસંદ કરૂં છું. ॥ ૫ ॥

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः । ॥ ६ ॥

વળી લડાઇમાં સામેવાળા મને જીતશે, કે હું તેને જીતીશ, આ કાંઇ નકકી નથી. આમ છે માટે હું કહું છું કે, તેને મારીને જીતવાની મને ઇચ્છા નથી. કારણ કે, લડાઇ મધ્યેનાં બેઉ પક્ષમાંથી કોઇ બચનાર નથી, એમ હું ધારૂં છું; પરંતુ તેપણ નકકી નથી. માટે હે શ્રીકૃષ્ણ! હું આપને પૂછું છું કે, લડાઇ કરવી તે સૌથી સારૂં કે નહિ કરવી તે સૌથી સારૂં, તે નકકી કરવું જોઇએ, ॥ ૬ ॥

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

પછી કૃષ્ણચરણમાં પ્રણામ કરી, "હું આપની પાસે આવ્યો છું" એમ કહી અર્જુન કહેવા લાગ્યો કે, હું આપનો શિષ્ય છું અને ધર્મની બાબતમાં આ વખત મારૂં મન ઘણી ગુંચવણમાં પડી ગયું છે, ને કુટુંબનો નાશ થાય, તે પાપથી હું ડરૂં છું, માટે આ લોક તથા પરલોકમાં અમારૂં સારૂ થાય એવો ઉપદેશ કરો; કે જેથી હે શ્રીકૃષ્ણ, આપ કહો છો તેવો મારો સ્વભાવ થાય. ॥ ૭ ॥

न हि प्रपश्यामि ममापनुद्या
द्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य [illegible]सपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

કારણ, આખી પૃથ્વીનું તથા સ્વર્ગનું રાજ્ય શત્રુ ન છતાં

જો મને મળે તોપણુ મારી ઇંદ્રિયો કુટુંબના નાશની બીકથી એવી અહેર મારી ગઇ છે કે, તેથી મને ચેન પડતું નથી. તેથી સુખી થવાનો માર્ગ બતાવો કે જેથી મને સ્વધર્મનું જ્ઞાન પ્રાપ્ત થાય. ॥ ૮ ॥

**एवमुक्त्वा हृषिकेशं गुडाकेशः परंतप**
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥**

આ પ્રમાણે હે ધૃતરાષ્ટ્ર રાજા, ઇંદ્રિઓના પતિ શ્રીકૃષ્ણને, ઉંઘને તાબે કરનાર અર્જુને કહ્યું કે. હું લડાઇ કરતો નથી. એમ કહીને તે ચુપ બેઠો. ॥ ૯ ॥

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।**
**सेनयोरुभयोर्मध्ये हृर्षाद्‌तमिदं वचः ॥ १० ॥**

તે વખતે હે ધૃતરાષ્ટ્ર રાજા ! શ્રીકૃષ્ણને અતિશય દયા આવી. અને બેઉ લશ્કરની વચ્ચે પોતાના પ્રિયભકત અર્જુનને શોકાતુર જોઇ હસતે મ્હોડે કહ્યું કે, ॥ ૧૦ ॥

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥**

અરે ! જે પંડિત, તે જાણુવાની ચીજ એટલે જ્ઞેય, જાણુવાની ક્રિયા તે જ્ઞાન, જાણુનાર કહેતાં જ્ઞાતા, જેને ત્રિપુટી કહે છે એ ત્રણેથી અલગ રહે છે, તે જન્મ–મરણુના મુદ્દલ શોક કરતા નથી; કેમકે તે અભિમાનથી દુર રહે છે. અને તું પંડિતોના જેવી વાતો કરતાં છતાં જન્મ-મરણુનો શોક કરે છે. વળી જેનો શોક કરવો ન જોઇએ તે શરીરનો પણુ તું શોક કરે છે, કે જેમ કરવાનું કંઇજ કારણુ નથી. જે જન્મ્યું તે મરવાનુંજ, એવો કુદરતી નિયમ છે, અને જે મરે છે, તે ફરીથી જન્મ પણુ ધારણુ કરે છે, એવો પણુ ઇશ્વરી નિયમજ છે, માટે તું વૃથા શોક મૂકી દે. ॥ ૧૧ ॥

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपा: ।**
**न चैव न भविष्याम: सर्वे वयमत: परम् ॥ १ ॥**

હે અર્જુન ! હું જે પાંચ ભૂતમય જગતરૂપ ઇશ્વર, તે કદીપણ નહિ હતો કે શું ? નહિ; કારણ કે, હું સર્વ કાળ છું; તે પ્રમાણે તું તથા આ બધા રાજાઓ, જે પ્રમાણે હમણા મારા પંચભૂતાત્મક સૃષ્ટિરૂપી શરીરનેજ હું હું કહીને રહ્યા છો, તેમ અગાઉ પણ એક એક શરીર ધારણ કરીને રહ્યા હતા. અને તેજ પ્રમાણે અજ્ઞાની જનો પણ રહેશે, તથા તેઓ મારા સૃષ્ટિરૂપી શરીરને હવે પછી પણ ધારણ કરશે. ॥ ૧૨ ॥

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥**

પરંતુ કેમ શરીર ધારણ કરશે, એમ પૂછીશ તો જેમ (વ્યષ્ટિરૂપી સૃષ્ટિ) પ્રત્યેક શરીરરૂપી સૃષ્ટિમાં જીવાત્માને બાલ્યાવસ્થા જઇ જુવાની દેખાય છે, તથા જુવાની જઇ ઘડપણ આવે છે, તેમજ મરણાવસ્થા જતાં ફરી જન્મ (પુનર્જન્મ) ની અવસ્થા દેખાય છે. એમ નવાં નવાં શરીર ધારણ કરશે.

એ શરીરની ઉત્પત્તિની રીતિ એવી છે કે, આ પૃથ્વીના ગોળાની પોલાણમાં જે અનેક ગ્રહ-તારાઓ ગોળ છે, તે પોતા તરફ પદાર્થોને ખેંચે છે અને પૃથ્વી પણ પોતાતરફ તે તે પદાર્થોને ખેંચે છે. તે આકર્ષણ ક્રિયાપર વાયુ, ગરમી, વીજળી તથા પ્રકાશનાં કામો ચાલે છે. તે સર્વ ક્રિયા બનવામાં પ્રત્યેક જીવાત્મા (વ્યષ્ટિરૂપી) સામેલ થાય છે, માટે તેનાં કર્મો પ્રમાણે શરીરની ઉત્પત્તિ તથા નાશરૂપ થાય છે, એટલા માટે, વ્યષ્ટિરૂપી જીવાત્મા, જે નિરાકારપર હરેક ગોળાનું આકર્ષણ ચાલતું નથી, તે નિરાકારમાં નાશ પામે છે. તેવા ધીર પુરૂષને આવાં ઉત્પત્તિ:સ્થિતિ-ક્ષયમાં મમતા હોતી નથી. ॥૧૩॥

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥**

હે ભારત! તું એમ કહીશ કે શરીરની ઉત્પત્તિ, સ્થિતિ, નાશ તથા ફરી ઉત્પન્ન થવું, એ જગતરૂપી ઈશ્વરની માયાછે એટલે ઇશ્વરનો રજ, સત્વ અને તમો—એ ત્રણ ગુણમય સ્વભાવ છે. એટલા માટે તેમાં અમુક જીવાત્માને ટાઢ, તાપ ઇત્યાદિ પાંચ વિષયોથી સુખદુઃખ થાય છે.

એ સુખદુઃખો કઇ રીતે ઉત્તમ પણ થાય છે, તે સાંભળઃ— કાન, ચામડી, આંખ, જીભ અને નાક એ પાંચ જ્ઞાનેંદ્રિય છે. તે માથામાં મગજનીઅંદર "મજ્જા" છે. તે મગજમાં વીજળી ફરવા હરવાનું જે પોલાણ છે, તે અંદરના પદાર્થોની બનેલી છે. તથા તે પોલાણ ઇંદ્રિયો જેમ બહારથી વિષયો લે છે તેવી છે. તે પોલાણમાં વીજળી, પ્રકાશ, ગરમી, એજ તેજનાં કારણ જાણવાં. અને તે તેજ ભૂતોની શરૂઆતની તેમજ છેવટની સ્થિતિનું નામ પ્રાણવાયુ જાણવું. તે પ્રાણવાયુ એ પોલાણમાં ચોખ્ખો હોય છે, અને તે પરમાણુ ધર્મરૂપી આકૃતિ તથા પરિમેયતા, વિભાજ્યતા—નિર્ભેદ્યતા એ ગુણોની છેવટની સ્થિતિ—તે ગુરૂત્વકર્ષણ કરનારાં તત્ત્વો છે. એ તત્ત્વોમાં જ્ઞાન રહેલું છે.

જ્ઞાનની વૃત્તિઓને અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ નામો આપવામાં આવે છે, તે ગુરૂત્વાકર્ષણે કરનારાં જ્ઞાનનું રૂપ છે. તે વિષયોથી થનારાં સુખદુઃખ, એ લક્ષણો મજ્જાતંતુઓની અંદરના પોલાણમાં મોજુદ છે. તેમાં 'હું છું' એવું ફોકટ માની બેસનારા પ્રત્યેક આત્મસ્વરૂપી જીવભૂત છે, તે જીવભૂતોના રૂપમાં, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એનો પ્રવેશ અથવા નાશ થાય છે, એજ સ્પર્શ જાણવો. અને પકવાશયની

અંદરના પદાર્થોથી પંચ વિષયરૂપી માનસિક કલ્પના સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે, અને તેનો પણ વિષયોની પેઠેજ પ્રત્યેકમાં નાશ થાય છે, તે પણ માત્ર સ્પર્શ જાણવો, અને તેને કર્મબીજ કહે છે.

એવી રીતે ફરી ફરી એની એજ રમત થયા કરે છે. એ રમતના જાણનારે પોતાના સ્વરૂપની યાદદાસ્ત છોડીને 'આ સારૂં આ માઠું' એ મજબુત પકડી રાખ્યું છે. એમ હોવાથી જે વસ્તુ પોતાને સારી લાગે છે, તેની સાથે ઇંદ્રિઓનો મેલાપ થતાં સુખ લાય છે; અને જે વસ્તુ નઠારી માની હોય તેથી દુઃખ જણાય છે. તથા તેથી પોતે અમર છતાં ફરી ફરી જનમ થયો એમ માને છે.

હે અર્જુન! "આ ખરાબ, આ સારૂં" એવી અનિત્ય એટલે ખોટી કલ્પના રાખી ન હોત, પણ જે વસ્તુ આવી તે ગઈ, માટે એ વસ્તુ મજ્જાતંતુમાં એક પલવાર પણ ટકવાની નથી. એમ જો જાણત તો વિષયનું સુખદુઃખ કાંઇ પણ ન માનીને સહેજ જે આવ્યું તે કુદરતને નિયમે આવ્યું એમ માનીને સુખદુઃખ કરત, એવો વિચાર કોઇ કરતું નથી, માટે સુખ માનીને રડે છે એટલા માટે ઉપર કહ્યો તે વિચાર હે અર્જુન! તું કર, એટલે વિષયભોગ ભોગવવા છતાં, તને સુખદુઃખ જણાવાનું નથી. અને એવું લાગશે કે મજ્જાતંતુની અંદરના પોલાણમાંથી મારા રૂપમાં નાશ પામવા માટેજ વિષયો આવે છે એવું તને જ્ઞાન થશે. તે જ્ઞાન વડે કરીને એ વિષયો ખોટા છે, એટલે જે વખતે એ વિષયનાં સુખદુઃખ માનવાનાં, તે પહેલાંજ તે નહિ સરખાં થઇ જશે, અને એવું જે માનવું, તેનું નામ તિતિક્ષા છે. એ તિતિક્ષા તું કર, એટલે તારો હરખ શોક બીલકુલ જતો રહેશે. ॥ ૧૪ ॥

**यं हि न व्यथयन्त्येते ते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

હવે અર્જુન, તું પણ આ વિચાર કરવા લાગ્યો, એટલે તને

મોક્ષનો અધિકાર કહેવાને કાંઇ અડચણ નથી. કેમકે ઉપલા શ્લોકમાં કહેલો નિતિક્ષાનો વિચાર જેના મનમાં ઉતરે છે, તે માણસ કોઈ પણ પદાર્થોમાં "સારૂં–મારૂં" એવો ભેદ ગણતો નથી. 'સારૂં' એવી કલ્પનાવાળી વસ્તુ મળવાથી તેને સુખ થતું નથી, તેમ 'આ નઠારી વસ્તુ' એવી કલ્પનાથી દુઃખ પણ થતું નથી. કારણ વિષય માત્ર માયારૂપ છે, પરંતુ તેને સારા માઠા કલ્પવા તથા તે મળવાથી સુખદુઃખ માની લેવું, એ પોતે કાંઇ પદાર્થ નથી. એ તો માત્ર કલ્પના છે, માટે એ કલ્પના વિચારીને જેણે છાડી, તેજ તેજ ધીરજવંત સમજવા. અને કલ્પનામાં જે વિંટાયો, તે વારંવાર કાળનો ભોગ થઈ પડે છે એટલા માટે જેને આ કલ્પના વળગતી નથી, તેજ સદા સમાધિસ્થ સમજવો, અને ચાર સાધનમાંનું એક સાધન નિતિક્ષા, તેણે કરી આત્મજ્ઞાનના વિચાર કરવાને યોગ્ય થયો, એમ જાણુ. ॥ ૧૫ ॥

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

કારણ, જે નિરાકાર તત્ત્વના જાણનારા આત્મજ્ઞાની હોય છે, તેઓ જ્ઞેય, જ્ઞાતા, તથા જ્ઞાનનો ચાહ જે અજ્ઞાને ધરેલો છે, તેનું પરબ્રહ્મ સ્વરૂપના અસ્તિત્વમાં બીજું અસ્તિત્વ એટલે હોવાપણું મુદ્દલજ નથી. મતલબ કે, તે અજ્ઞાનનો વાંઝણીના પુત્રની પેઠે અભાવજ છે; તથા તેણે ધરેલો ચાહ પણ તેવોજ મિથ્યા છે એવું સમજે છે. તથા પરબ્રહ્મ નિરાકાર સ્વરૂપનો ભાવ એટલે અસ્તિત્વ કલ્પનારો કોઇ નથી, તેથી પરબ્રહ્મ સ્વરૂપ સર્વ કાળ ભાવરૂપજ અથવા અસ્તિત્વરૂપજ છે એમ સમજે છે, તેથીજ તેઓ સર્વકાળ મુક્ત હોય છે. ॥૧૬॥

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

માટે તે નિરાકાર સ્વરૂપ (સર્વત્ર) બધે ઠેકાણે ભરેલું અને નાશ વગરનું એમાને. મ એટલે તેનું જગત્ થતું નથી તેથીજ તેનો કલ્પનાએ કરીને પણ કોઇ નાશ કરી શ તું નથી: પછી પ્રત્યક્ષ નાશ ક્યાંથી થશે? કેમકે જેના સ્વરૂપમાં નાશ કરવાની ઇચ્છા ધરાવનારનોજ નાશ છે, તેથીજ તે અવિનાશી સમજવો. વળી જેના સ્વરૂપનો વ્યય એટલે ઉપયોગ કરવો એવી ઇચ્છા ધરી. તો ઇચ્છા ધરનારની દશા—અંધારાએ પ્રકાશના જેવું,—એવી ગતિ થાય છે. તેથીજ તે અવ્યય છે, માટેજ જે સર્વકાળ ભાવરૂપે એટલે અસ્તિત્વરૂપે કરી રહેનાર સંતનો નાશ, વંધ્યાસુતથી સુતવતીના સુતના નાશ થવાનો નહિ, તેમ થતોજ નથી. ॥૧૭॥

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥**

કારણ તે નિરાકાર પરમાત્મા, સર્વકાળી નારી તથા કલ્પના રહિત છે. તે અહંતા ધરતો નથી, તેમ તેને દેહપ્રાપ્તિ પણ થતી નથી. મિથ્યા અજ્ઞાન છે, તેજ હુંપદ ધરીને કહેછે કે, હું નિરાકાર છું અને દેહ પ્રાપ્ત થયો, તે પણ મિથ્યા અજ્ઞાન દૂર કરી, આ દેહ નાશવંત છે, એવું સમજ અને યુદ્ધ કર. ॥ ૧૮ ॥

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥**

નિરાકાર પરમાત્મા એક છે. તેના અસ્તિત્વમાં મારવું અથવા મરવું એ કંઇ છેજ નહીં, પણ અજ્ઞાને કરી જેઓ મિથ્યા હુંપણું માને છે તેના કહેવાનોજ 'માર્યા અને મર્યા' એવો અર્થ થાયછે, પણ તે સર્વ પોતપોતાને મિથ્યા નહિ જાણનાર એટલે અજ્ઞાનીઓ છે. ॥ ૧૯ ॥

**न जायते म्रियते वा कदाचि-**
**न्नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणोन**
**हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥**

દેહનો નાશ થઈ, વારંવાર નવું શરીર ઉત્પન્ન થાયછે, તેમ નિરાકાર પરમાત્માની ઉત્પત્તિ તથા નાશ થતાં નથી, થશે પણ નહિ અને થયાં પણ નથી. કેમકે તે (અજ) થયેલા પદાર્થ નથી. એનું કારણ તે સર્વકાળ જેવો ને તેવોજ હોયછે, તથા સાશ્વત એટલે સર્વકાળ નકકી છે, તે મારવાથી કેમ મરે?॥૨૦॥

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।**
**कथ सपुरुषः पार्थ कं घातयति हंति कम ॥२१॥**

એવા નિત્ય, અજ, અવ્યય, અવિનાશી નિરાકાર પરમાત્માને,- જે પોતાનું હૃદયસ્થ, હું પણું ધરનારૂં મિથ્થાસ્વરૂપ છોડી, એકયતા કરી જાણે છે, તે નિરાકારજ છે. તેથીજ તે જગતને તથા શરીરને "છે" એવું માનતો નથી. હે અર્જુન! તે જ્ઞાની કોને મારશે? તેની તો સ્વરૂપના નિરાકાર વિના બીજી ઇચ્છા એટલે અસ્તિત્વ મુદ્દલજ રહ્યું નથી. ॥ ૨૧ ॥

**वासांसि जीर्णानि यथा विहाय**
**नवानि गृह्णाति नरोऽपराणि**
**तथा शरीराणि विहाय जीर्णा-**
**न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥**

હવે દેહને ધારણ કરનારા જે જીવાત્મા છે, તેનો જ્ઞાનથી માત્ર નાશ થાય છે, પણ શરીરનાં મરવાથી થતો નથી. એક વસ્ત્ર મુકી બીજું પહેરીએ તે પ્રમાણે એક શરીર છોડી તરતજ બીજું ભોગ સૃષ્ટિનું ભોગ-શરીર, કર્મ પ્રમાણે ધારણ કરે છે, ને તેજ શરીરના આકાર પ્રમાણે સ્થૂળદેહ દેખાય છે. ॥ ૨૨ ॥

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक: ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत: ॥ ॥**

તે જીવાત્મા જ્ઞાને કરીને માત્ર નહિ સરખો થશે. પણ બીજા ઉપાયે કરી એટલે હથિયારથી નાશ પામતો નથી. મતલબ કે, પરમાણુના ચકકામાં તે સપડાતો નથી. તથા અગ્નિથી તેનું પૃથકકરણ એટલે જુદું પડવું થતું નથી; કેમકે તે સંયોગફલ નથી. વળી પાણી પણ તેને જુદું પાડી શકતું નથી. કેમકે તે બે વસ્તુનો થયેલો નથી: તેમજ વાયુ પણ તેને ખાઇ શકતો નથી, કેમકે તે ગુરુત્વાકર્ષણ એટલે નાના વજનનું મોટા વજન તરફ ખેંચાવું થાય તેવું તત્વ છે. ॥ ૨૩ ॥

**अच्छेद्योयमदाह्योयमक्लेद्याशोष्य एवगत ।
नीत्य: सर्वगत: स्थाणुरचलोयरं सनात: ॥ २४ ॥**

એથી જીવાત્મા જે ન તૂટનારો. ન કોહવાઇ જનારો, ન બળનારો તથા ન સુકાનારો.-એવા પ્રકારનો નીત્ય એટલે શરીર મરયું તોપણ રહેનારો. અને શરીરમાં છતાં શરીરના હલવ્યાથી ન હાલનારો તથા શરીરમાં વ્યાપક રહેનારો સ્થિર છે. એક દેહ નવો ઉત્પન્ન થયો. તોપણ જીવાત્મા સનાતન હોયછે. એટલે જીવાત્મા શરીરથી પહેલો છે તેજ છે. ॥ ૨૪ ॥

**अव्यक्तोऽयमचिंत्योयमविकार्योऽयमुज्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

કેમકે તે જીવાત્મા અવ્યકત છે. એટલે તેને આકૃતિ, પરિમેયતા, વિભાજ્યત્વ, અને નીર્બંધના, એ પરમાણુ સંજ્ઞા માહેલા ગુણો નથી. તેથીજ તે પરમાણુ પ્રમાણે વિકાર પામતો નથી. અને ચિંતામાં સપડાતો નથી. તેને, સર્વ શરીરોમાં એકજ છે એવું જો તું જાણીશ તો, હે અર્જુન ! તને એઓ મરશે એવું લાગશે નહિ; તથા તુને કોઇવાર પણ શોક થશે નહિ. ॥ ૨૫ ॥

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥**

કેમકે હે અર્જુન ! મરવા પછી ફરી જન્મ આવશે એવું જો તું નક્કિ જાણ્યું તો તને શોક થશે નહીં. પાક આવી ખેતર સુકાઇ ગયા પછી, ફરીથી તે ઉગશે એવું જે જાણે, તે તેનો શોક શા માટે કરે? તે પ્રમાણે લડાઇમાં શરીરો પડે, તોપણ નવાં શરીરો તે જીવાત્માને મળવાનાં. આમ છે ત્યારે શોક કરવો શું વાસ્તવીક છે ? કારણ કે, અજ્ઞાની જીવાત્માઓને વારંવાર જન્મ-મરણ છેજ છે. ॥ ૨૬ ॥ •

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥**

એસારૂ જ્યાંસુધી જીવાત્માઓમાં જન્મ ધારણ કરવાનો ગુણ, અજ્ઞાને કરી રહેશે ત્યાંસુધી તે મુવા પછી ફરીથી નક્કિ જન્મ ધરશે, ને ફરી મરણ પામશે, એમાં જરા પણ સંશય નથી. એ પ્રમાણે તું વિચાર કરીને મરણનો શોક મુકી દે. કેમકે જે જન્મ ધરશે તે તો મરશેજ. એટલે મટતી નથી, તે વાતનો વ્યર્થ શોક શો કરવો? ॥ ૨૭ ॥

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

ઓજ ગીતાના તેરમા અધ્યાયના પાંચમા શ્લોકમાં કહ્યું છે કે, આકાર, રંગ, ગુણ, જાણી ન શકાય તેવું (અવ્યકત) તત્વ, તેજ પંચ મહાભૂતો તથા તત્કાર્યરૂપ અનેક બ્રહ્માંડ ગોલો. અને તે ઉપરનાં સર્વ શરીરો તથા શરીરો માહેનાં અહંકાર અને બુદ્ધિ એ સર્વ ભૂતોની અંતની સ્થિતિ અવ્યકત તત્ત્વની છે, તેથી પ્રથમ અને વચમાં પણ એજ તત્ત્વ છે, હવે મરનારાઓની સ્થિતિ અવ્યકત તત્ત્વની થશે, તેથી તેનો શોક કરવો યોગ્ય નથી.

જગતનું ન જણાય એવું સ્વરૂપ જોવાની રીત સર્વે એ મૂકી દીધી, અને આકાર જે દેખવામાં આવે છે તેજ સાચો છે, એવું માની શોક ધરવાથીજ ખેદ ઉપજે છે, નહિ તો તેમ થાય નહિ. હવે અર્જુન, વ્યકત અવ્યકત શું છે તે તું સાંભળઃ—જાગ્રતિ અને સ્વપ્ન, એ બે અવસ્થાવ્યકત છે: અને એ બે અવસ્થા વ્યકત છે, અને એ અવસ્થાઓ જેમાં કાંઇ પણ ભાન ન હોય એવી ઘોર નિદ્રા (સુષુપ્તિ) માં લય પામે છે તે અવ્યકત છે. જીવના સ્વરૂપની એ અવ્યકત અવસ્થા કહી. હવે સર્વનો એકમાં સમાવેશ થાય એવા (સમષ્ટિ) ઈશ્વર, જે તારા દેહ સુદ્ધાં સર્વ જગતરૂપ છે. અવ્યકત અવસ્થા એવી છે કે, તે જ્યારે પોતાનું લક્ષ, પોતાના સ્વરૂપની તરફ સત્ત્વગુણે કરીને લગાડે છે ત્યારે રજ, તમ, ગુણરૂપી ગુરૂત્વાકર્ષણ ગુણ, આકૃતિ. પરિમેયતા, વિભાજ્યત્વ, નિર્બંધના એ ચાર ગુણોને નહિ સરખા કરી, ભારે (ગુરૂત્વ) ગુણ, જ્ઞાનગુણમાં લીન થાય છે, સમષ્ટિ ઈશ્વરની સુષુપ્તિ તથા પ્રલય અવસ્થા છે અને તેવીજ મરણની સ્થિતિ છે. માટે જે મુવાની સ્થિતિ અવ્યકત, તે જો સર્વને પ્રાપ્ત થઇ તોપણ તે ફરીથી વ્યકત થશે અને બીજ—વૃક્ષની પેઠે જનમ ધરશે, માટે તેના શોક કરવો મિથ્યા છે. ॥૨૮॥

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्य :
आश्चर्यवच्चैनमन्य : शृणोति
श्रुत्वाप्येनं तं वेद चैव कश्चित् ॥ २९ ॥

જો અર્જુન, એ સમષ્ટિ ઈશ્વર સૃષ્ટિરૂપે વ્યકત થાય છે એવું કેટલાક દેખે છે, પણ આશ્ચર્ય એજ છે કે, પોતાને જોનારૂં શરીર પણ સમષ્ટિ ઈશ્વર છે, તેથી હું જીવાત્મા જુદો છું, એવું જાણતા નથી. માટે તેઓને સમષ્ટિ ઈશ્વર જે વિશ્વરૂપ છે. તેનું બરાબર

(યથાર્થ) જ્ઞાન થતું નથી, તેમજ કેટલાક સમષ્ટિરૂપ ઇશ્વરનું યથાર્થ-જ્ઞાન થવાની વાતો કરે છે અને કેટલાકો સાંભળે છે, પણ તે સહુ જાણતા નથી કે, હું જે જિવાત્મા છું ને સમષ્ટિ ઇશ્વરની જોતનું તત્વ છતાં, તેથી જુદો છું; અને મારા શરીર સુદ્ધાં આ જે વ્યકત દેખાય છે તથા અવ્યકત થાય છે એ એક સમષ્ટિ ઇશ્વર તત્ત્વ છે. વળી કેટલાકો કહે છે કે, ઇશવરની પ્રેરણા અમે જાણીએ છિએ તથા સાંભળીએ છિએ, પણ વારંવાર શરીરનો મોહ અમને ઉપજ્યા કરે છે, અને શરીરથી હું જુદો છું એવું દૃઢ જ્ઞાન રહેતું નથી, એ મોટા આશ્ચર્યની વાત છે. ॥ ૨૯ ॥

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानी न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥**

માટે હે અર્જુન! સાંભળ. આ પંચભૂતાત્મક સૃષ્ટિનું રૂપ ધારણ કરનારા સર્વ દેહોનો દેહી એક સમષ્ટિ ઇશ્વર–વિરાટ પુરૂષ છે; ભૂતમાત્રોની આદિ-અંતની તે સ્થિતિ છે; મરવું શું તે એ જાણતોજ નથી; કેમકે સર્વ સૃષ્ટિ અંતે તેનું સ્વરૂપજ છે. એ માટે જેઓ આ યુદ્ધમાં ઉભેલા છે, તેના અથવા કોઇના પણ મરણનો તું શોક કર માં. કેમકે કાર્યનાં અનિત્ય લક્ષણથી એટલે નાશથી, કારણની એટલે ઇશ્વરની નિત્યતા (હમેશ હોવાપણું) કેમ નાશ પામશે? એવો પણ તું વિચાર કરીશ તો નકકી તને લાગશે કે મરનારા જે કાર્યરૂપ તેનો શોક કરવો ઘટારત નથી. ॥ ૩૦ ॥

**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ३१**

વળી હે અર્જુન! જે ક્ષત્રીઓ નીતિવિરૂદ્ધ વર્તે છે અને કહેલી વાત નહિ માનતાં લડવાને ઉભા છે, તેઓને મારવા અથવા પોતે મરવું, પણ બીહીને નાસવું નહિ, એજ ક્ષત્રિઓનો મુખ્ય ધર્મ છે.

આ પ્રમાણે વર્ત્તનારાઓનું સહુ સારું થશે. માટે સ્વધર્મનો તું વિચાર કર, એટલે યુદ્ધ નહિ કરવાનો તને જે સંદેહનો ઉત્પન્ન થયો છે તે દૂર થશે. ॥ ૩૧ ॥

**यहच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिन : क्षत्रिया : पार्थ लभंते युद्धमीदृशम् ।**

ક્ષત્રિઓને વળી આ લડાઇ સહેજ પ્રાપ્ત થઇ છે, એટલે એ સહુને ભાગ્યશાળી સમજવા; કેમકે લડાઇમાં મારી સન્મુખ જે મરણ પામશે, તેને સત્ત્વગુણ પ્રાપ્ત થશે અને સ્વર્ગ મળશે. કારણ કે. સ્ત્રી, પુત્ર, ધન વગેરેની મમતા મુકી તેઓ રણભૂમિમાં ઉભા રહ્યા છે, એટલે રજોગુણનો ત્યાગ કર્યો અને યુદ્ધ કરવું એ તમોગુણ છે. તથાપિ તેઓ મરશે ત્યારે તેથી મુક્તિ પામશે. વળી આ યોદ્ધાઓ લડાઇમાં જતાં પ્રાર્થના કરે છે કે, હે જગતનિયંતા! અમોને જય આપ. તે જય તેઓને મળશે તો આ જગતથી વધારે સુખો સહેજ મળે એવું સ્વર્ગગામ પામશે. વાસ્તે યુદ્ધ જે કેવળ સ્વર્ગનોજ માર્ગ છે તે તેમને સહેલથી મળશે. ॥ ૩૨ ॥

**अथ चेत्वामिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्नि च हित्वा पापमवाप्स्यासि ॥ ३३ ॥**

"યુદ્ધ કરવું એ તારો સ્વધર્મ તને સહેજ પ્રાપ્ત થયો છે, જે તું નહિ કરીશ તોપણ ધર્મ, ભીમ વગેરે તારા ભાઇઓ અવશ્ય કરશે. અને સ્વધર્મ મૂકવાથી તું પાપમાં પડીશ, એટલુંજ નહિ, પણ જગતમાં તારી અપકીર્તિ થશે. ॥ ૩૩ ॥

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

ઉત્તમ મનુષ્યને મરણથી પણ અપકીર્તિ વધારે ખેદકારક લાગે છે. લડાઇ નહિ કરવાથી હે કુંતિપુત્ર! તારી અપકીર્તિ થશે, માટે તેમ કરવું તને યોગ્ય નથી.॥૩૪॥

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ३५**

વળી સર્વ યોદ્ધાઓ તને એવું કહેશે કે એ બીહીને નાઠો; અને તારાથી બીહે છે તે પણ તને બાકણ કહેશે અને તથી તને માઠું લાગશે. ॥૩૫॥

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥**

તારા શત્રુજ છે, પરંતુ તારા મિત્રો પણ શત્રુ થશે અને અનેક પ્રકારે તારી નિંદા કરશે. વળી દૈત્યોને કવચ મારવાનાં જે તે પમહા મહારાક્રમ કરેલાં છે, તે કલંકિત થશે અને લોક હાંસી કરશે, માટે કહે. એથી બીજું અધિક દુઃખ કયું? ॥ ૩૬ ॥

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय कृतनिश्चयः ॥ ३७ ॥**

એ ઉપરથી હે અર્જુન! આ લડાઇમાં તું પડીશ તો સ્વર્ગે જઇ સુખ ભોગવીશ, અને શત્રુઓને મારી જય મેળવીશ તો આ પૃથ્વીનું રાજ્ય ભોગવીશ; માટે એક મત થઇ યુદ્ધ કરવા ઉઠ. ॥૩૭॥

**सुखदुःखे समे कृत्वा लाभालभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

પાપથી તું બીહેછે તો સુખ દુઃખ, લાભ-હાની અને (જય-પરાજય) હાર-જીત સરખાં ગણે અને પછી રણભૂમિમાં ઉભો રહે એટલે પાપથી મુક્ત થઇશ. હવે તું કહીશ કે સુખદુઃખાદી સરખાં શી રીતે થાય તો સાંભળઃ—સ્વપ્નદેહથી સ્વપ્નસૃષ્ટિમાં હાની લાભ, હાર-જીત, વગેરે ઉપજે છે, તેથી સુખ દુઃખ લાગેછે પણ જે સ્વપ્નદેહથી સ્વપ્નસૃષ્ટિ ભોગવતાં છતાં, મારો જાગૃત દેહ તથા જાગૃત સૃષ્ટિ જુદાં છે એવું

સ્વપ્નમાં સંભારે છે, તેને તે ઠેકાણે થનાર ભોગથી સુખ દુઃખાદિક સરખાં લાગે છે, ને કોઇ તરેહની અસર કરતાં નથી. કેમકે તેને તે ઠેકાણે ધન્યધાન્યાદિકનો લાભ છતાં તે રહેતો નથી તેનું કારણ, તે ચોકસપણે જાણેછે કે, હમણાં મળતું સુખ જાગ્યા પછી કામ આવતું નથી. વળી ફાંસીયે ચહડાવવા લઇ જાઓ તોપણ તેને ફાંસીનુ દુઃખ અસર કરતું નથી. કારણ કે, તેણે પકકો નિશ્ચય કર્યો કે. આ સ્વપ્નદેહ ફાંસીએ લાકડે લટકાવ્યાથી મારા (સાચા) જાગૃત દેહને કાંઇ થવાનું નથી.

આ દષ્ટાંત પ્રમાણે જેને પકકો નિશ્ચય થાયછે કે હું પદ ધરનારો જે હું છું, તે નિરાકારના એક અસ્તિત્વમાં મિથ્યા છું એટલે મુદ્દલજ નથી; વળી ભોગવવાના પદાર્થોથી જે સુખ દુઃખની કલ્પના થાય છે તે પણ સર્વે મિથ્યા થશે, તેથી તને બધું સરખુ લાગશે. માટે હે અર્જુન! તું પણ એવો નિશ્ચય કર કે અત્યંત અભાવરૂપ અજ્ઞાનથી તને આ સ્વપ્ન સરખું લાગશે અને નિરાકાર રૂપે તું જાગ્રત થઇશ, માટે સુખાદિક સરખાં માની યુદ્ધ કરતો તને પાપ લાગશે નહિ.

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।**
**बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि**

હવે હે અર્જુન, હમણાં મેં તને જે ઉપદેશ કર્યો કે, સુખ દુઃખાદિક સહુ સમાન માનવું; કેમકે સતસ્વરૂપના અસ્તિત્વમાં જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતાનો સર્વકાળ અભાવ છે, તેમજ જ્ઞેય વસ્તુની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ છે, તેવીજ રીતે નિત્ય જે દેહી એટલે સર્વ જગતનું રૂપ ધારણ કરનાર ઇશ્વર, તેનો નાશ દેહના નાશથી થતો નથી, માટે શુ શોક કરીશ નહિ. તેમજ આ ભૂતો વ્યક્ત દીસે છે, પણ તેઓની આદિમાં તથા અંતમાં એક અવ્યક્ત તત્વ

છે તેજ ઇશ્વરનું પ્રકૃતિ-સ્વરૂપ છે. તે ઇશ્વર તથા આ સર્વ શરીરો માહેલા જીવાત્માઓનું એકજ જાતનું સ્વરૂપ છતાં, જુદી જુદી વ્યકિતઓ છે તે અજ્ઞાને કરી બને છે, પણ જ્ઞાનથી મૂળમાંજ નથી. મૂળમાં તો એક નિરાકાર સ્વરૂપ સર્વકાળ છે. બીજું અસ્તિત્વ કોઇ કાળે નથી.

એ પ્રમાણે મેં તને જે નિશ્ચયતાની વાત કહી, તે સાંખ્ય-શાસ્ત્રની યુકિત છે. તેનો તને નિશ્ચય થયોજ હશે. પણ તને એવું લાગશે કે, આ સર્વ સાચું છે તોપણ વૃત્તિએ કરી કર્મ થાય છે તે બંધન કરશે. કેમકે એ સાંખ્ય શાસ્ત્રના સિદ્ધાંતનું કર્મો કરતી વખતે સ્મરણ રહેતું નથી. તો કર્મ બંધનથી છુટવાનો યોગશાસ્ત્રનો સિદ્ધાંત કહું છું તે સાંભળ. બુદ્ધિવાન થઇ નિશ્ચય પકડી તે પ્રમાણે વરતીશ તો તું કર્મબંધનથી છુટી જઇશ. ॥ ૩૯ ॥

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥**

હે અર્જુન! સાંખ્યયોગમાં કહેલા તત્ત્વનો જો બુદ્ધિથી નિશ્ચય થયો તો 'અહંતા' એટલે હુંપદ મુદલજ રહેતું નથી. તેને એક નિરાકાર જે સત્ય છતાં હું કહેનારો ભાસે છે, તે મારૂં નિરાકાર સ્વરૂપ છે એવો નિશ્ચય થયો તો ઇશ્વર પ્રાપ્તિ સિવાય બીજાં કોઇ ફળની ઇચ્છા રહેતી નથી, અને શુદ્ધ નિષ્કામ થવાય છે. કોઇ પણ કામ કારવામાં તેને (નિષ્કામીને) દોષ લાગતો નથી. કેમકે ફળની ઇચ્છા વગર તે કર્મ કરેછે, અને ફળ મળે કે ન મળે તોપણ તેથી સંતોષ માની લ્હે છે. આ ધારણાથી જન્મ મરણના ભયથી તે તરેછે, કેમકે તેને અજ્ઞાનરૂપી અહંકાર ટળી જાયછે. એવા મોક્ષધર્મીને ભવબંધનનો ભય રહેતો નથી, માટે સાંખ્યે કરી કહેલાં તત્ત્વોનો જેને નિશ્ચય થાય તે તરી જાયછે એમ જાણ. ॥ ૪૦ ॥

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

વળી અનેક ઇચ્છાઓ જેના મનમાં ભરેલી છે, તે સદા જન્મ-મરણના ભ્રમમાં અંટકાજ છે, અને એમની બુદ્ધિ તે દૂર્બુદ્ધિજ છે, પરંતુ પરબ્રહ્મ-ઇશ્વરસિવાય સર્વ અસત્ય છે, એવી જેની બુદ્ધિ તેજ સદ્બુદ્ધિ સમજવી ॥ ૪૧ ॥

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**

એવા સુબુદ્ધિ વગરના જનો મોક્ષફળ તરફ જોતા નથી અને 'વેદમાં કહેલી પુષ્પિતવાણી—એટલે આ લોક તથા સ્વર્ગલોકને આપનાર વાણી—તેજ કર્મનું ફળ છે; બીજું શ્રેષ્ઠ ફળ કંઇ નથી' એવું માનેછે, તે અજ્ઞાનીઓ છે. તેનેમ કેમકે યજ્ઞાદિક કર્મો કરવાથી અંતઃકરણ શુદ્ધ થવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિનો વિચાર સુજેછે અને મોક્ષ મળેછે. અહંકાર-અજ્ઞાન નાશ પામેછે અને જન્મ-મરણ ટળેછે કે જે મોક્ષ છે. વેદમધ્યે કર્મના એવો મહિમા છે અને તેનું મોક્ષફળ કેવળ અવિનાશી છે.

હવે યજ્ઞ યાગાદિક કર્મો કરવાથી સ્વર્ગપ્રાપ્તિ તથા આ લોકમાં અખંડ સુખપ્રાપ્તિ થાય છે એવું વેદમધ્યે કહેલું છે, પણ તે કર્મરૂપી ઝાડનું ફળ નથી, ફુલ છે. કેમકે વેદમધ્યેજ કહેલું છે કે, સ્વર્ગલોક તથા આ લોકનો પ્રલયકાળમાં નાશ થાયછે. હવે જ્યારે સ્વર્ગાદિક લોકોનો નાશ થાય ત્યારે તેમાંનું ફળ અખંડ શી રીતે રહે? તેથીજ પુણ્ય છે ત્યાંસુધી સ્વર્ગાદિક ફળ અખંડ છે; પણ પુણ્ય પુરૂં થયા પછી તેનો નાશ થાયછે એમ જાણવું.

આ અજ્ઞાની વેદવચન નહિ સમજતાં સ્વર્ગપ્રાપ્તિનેજ કર્મનું અક્ષય ફળ માને છે તે જન્મમરણના ફેરા ભોગવેછે, અને 'વેદ-શાસ્ત્ર હું જાણું છું' એવું કહેનાર પણ બંધન પામેછે. ॥ ૪૨ ॥

**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

જેમ કાચનો તખતો મોઢું જોવાને બનાવેલો છતાં ભાંગીને આંખમાં નાખવાથી આંખો ફુટેછે, તેમ અનેક રીતનાં વેદોક્ત ક્રિયાકર્મ કરે, પણ 'હું જીવાત્મા ઇશ્વરથી જૂદો છઉં' એમ જાણી વિષયવાસના છોડવાનું ફળ તજી દેછે; અને ઉપર કહેલું તખતો ફૂટી આંખમાં નાખવા જેવું વિપરીત વિષયાસકતપણું ધરેછે. વળી તે અંતઃકરણ શુદ્ધ થવાનાં કર્મો કરતાં તેનું રૂપ સ્વર્ગ પ્રાપ્તિ તથા આ લોકમાં સુખભોગ પ્રાપ્તિ થાય એવું સમજે છે અને ભોગ મેળવવા તરફજ કર્મ કરતી વેળા લક્ષ લગાડે છે, એથીજ તેને ભોગ ભોગવવા માટે મહાદુઃખ ખમવું પડેછે. જો કે તેમનું કહેવું સત્ય હોય છે, તોપણ ખરો રસ્તો બતાવતું નથી ને ખરાં સુખ મળતાં નથી.

એક માણસે બીજાને પૂછ્યું કે, આ કાચની આરસીનો શું ઉપયોગ થાયછે? ત્યારે તેણે કહ્યું કે. "ફુટીને આંખોમાં નાંખવાથી આંખો ફુટે છે." એ તેનું કહેવું સાચું છતાં, જેમ મોઢું જોવાનો આરસીનો ઉત્તમ ઉપયોગ દેખાડતું નથી, તેમ વિષયસુખ ભોગવવાની ઇચ્છાથી જેઓ મદાંધ થાયછે તેમનું કહેવું અંતઃકરણ શુદ્ધિ થવાનાં કર્મો કરીને પણ જન્મ-મરણનાં બંધનજ દેખાડે છે. ॥ ૪૩ ॥

**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ४४**

વિષયવાસનામાં જેમનું ચિત્ત એવું લંપટ થયું છે, તેઓ સર્વ ધર્મકર્મો આસક્તી રાખીનેજ કરેછે, અને કર્મો કરવામાં તેમને સંતોષ થતો નથી, તેથી તેનું ફળ પશ્વાદિક જીવોની યોનીમાં જન્મ લેઇ ભોગવવું પડેછે. પણ એથી પરમાત્માની ઐક્યતાનું સમાધાન એવા કામીજનોને કદી પણ થતું નથી. ॥ ૪૪ ॥

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ४५**

હવે હે અર્જુન! વેદમધ્યે જે ત્રણ ગુણના વિષય કહેલા છે તે જોઇને જેના જેવું બીજું કંઈ નથી એવો તેથી જુદો તું અદ્વૈત–નિરાકાર સ્વરૂપ થા. એટલે તું નિરંતર જ્ઞાનસ્વરૂપ થઇશ. પછી તને સાધન કરવાનું કાંઈ રહેશેજ નહિ; ને હમેશ શાન્તિ મળશે. “વેદમાં જે ત્રણ ગુણો કહેલા છે તેથી જુદો હું શી રીતે થાઉં,” એમ તું કહીશ તો સાંભળઃ–

પંચભૂતાત્મક પંચવિષયરૂપી તારા શરીરસુદ્ધાં સઘળી સૃષ્ટિ એજ તમોગુણ છે. તેથી તું જૂદો છે. સૃષ્ટિના અનેક વ્યાપાર અને તેમાં તરેહવાર કપટ, ચિંતા તથા ધાસ્તિથી ચાલેલાં છે એ રજોગુણથી તું જૂદો છે, એવું વેદમાં કહેલું છે. એ રજો તથા તમોગુણનું માટલું અને માટી, તેમ પાસેનું (ઉપાદાન) કારણ, હું જે એક સમષ્ટિ ઇશ્વર તે મારી જ્ઞાનશક્તિ અથવા પ્રકૃતિ છે. અર્થાત મારૂં જ્ઞાન કહેતાં સત્ત્વગુણજ કારણ છે, એવું વેદમાં કહેલું છે. વળી એજ વેદમાં સત્ત્વગુણ, તથા તું વ્યષ્ટિ જીવાત્મા, આ મારા સત્ત્વ-ગુણ સુદ્ધાં ત્રિગુણાત્મક ઇશ્વરસ્વરૂપની જાતના છતાં, મારાથી જૂદા છે એવું પણ કહેલું છે. એથી હે અર્જુન! આ દેહમાંહેના જીવા-ત્માને–તું મારા ત્રિગુણાત્માક સૃષ્ટિરૂપી શરીરને ભૂલી, પોતાના જીવસ્વરૂપને વિસર્યો છે. તે ભૂલ દૂર કરી એ મારા ત્રણ ગુણથી જૂદો થા. પછી તારૂં જીવસ્વરૂપ, મારા ત્રણ ગુણમાં ભૂલેલું હતું તેજ દ્વૈતરૂપ છે, એવું લક્ષમાં લાવ; અને એક નિરાકાર સ્વરૂપના ન તૂટનારા અસ્તિત્વમાં તારો જીવરૂપી ભેદ કેમ રહેશે, તેનો વિચાર કર. એથી તને જણાશે કે, મારૂં અસ્તિત્વ મૂળમાંજ અસ્તિત્વરૂપ ન છતાં, ‘હું છઉં’ એવો જે નિશ્ચય મેં ધર્યો છે, તે અજ્ઞાનનો

ભાવ છે. એવા નિરાકારનો અસ્તિત્વ સ્વાર્થ મૂળમાંજ નથી, તેથી તે અજ્ઞાન અત્યંત અભાવરૂપ અથવા વાંઝણીના પુત્રની પેઠે કેવળ મિથ્યા છે.

આ પ્રમાણે તું વિચાર કર. એટલે આત્મજ્ઞાનરૂપજ તું "નસ્ત્રૈગુણ્ય" અર્થાત્ ત્રણ ગુણથી જુદો છે. પછી તારો યોગક્ષેમ શું કરવાનો? એથી યોગવગરજ સુખી થઇશ, તથા નિત્ય શાન્ત રહીશ. સર્વકાળ જે જ્ઞાનરૂપ નિરાકાર તેજ તું રહીશ, કે જેમાં કદી પણ ત્રિગુણાત્માક અજ્ઞાન આવ્યું નથી, તેમ ગયું પણ નથી. એવું રી નિરાકારનું અસ્તિત્વ છે, તેજ તું થઇશ ॥ ૪૫ ॥

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

હે અર્જુન! તું નિષ્કામ છે માટે, વેદમાં જે મોક્ષનો અ ર્થ છે તેને લેવો જોઇયે. સર્વ ધર્મના અર્થ વેદમાં સંપૂર્ણ છે. જે મ લુગડાં ધોવાની કુંડી માંહેલા ખાબોના પાણીથી અથવા તેવાજ બી ત મલિન પાણીથી બ્રાહ્મણ સંધ્યાર્પણ કરેછે-નિસ્ત્રૈગુણ્ય થવાનો વિચાર નિષ્કામ પુરૂષોને કહેલો છે, તેજ વેદમાં ત્રિગુણાત્મક કામનિક કર્મોનું પણ કરવાં કહેલાં છે. વેદમાંહેનાં તે સર્વ કર્મોનું જ્ઞાન બ્રહ્મવેત્તા બ્રાહ્મણોનેજ હોય છે, અને તે બ્રાહ્મણો અધિકાર પ્રમાણે વેદમાં કહ્યા પ્રમાણે કર્મ કરવાનું કહે છે. ॥ ૪૬ ॥

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

તને કર્મ કરવાનો અધિકાર છે, માટે આ લડાઇનાં કર્મનો ત્યાગ કરવાની ઇચ્છા તું ધરીશ નહિ. તે ઇચ્છા વેદવિરૂદ્ધ છે, પણ તારે મોક્ષ મેળવવો છે, માટે આ કર્મનાં ફળોમાં તું ફસીશ નહિ. મતલબ કે તું આત્મજ્ઞાને કરી અભિમાન રહિત થા, એટલે

પાપપુણ્ય ભોગવનારો થઇશ નહિ. પછી કર્મના બંધમાં ગુંથાઇશ નહિ, તેથીજ તે સર્વ કર્મ પરમેશ્વરને અર્પણ થશે, એમ તું જાણ. ॥ ૪૭ ॥

**योगस्थ : कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्यो : समो भुत्वा समत्वं योग उच्यते ४८**

તેથી હે! તું યોગ્યસ્થ થા; એટલે શરીર મધ્યે અહંકાર ધરનારો તથા પુનર્જન્મ લેનારો જે ભાવ છે તે મટે. એ ભાવ એવા વિચારથી છોડ કે,-નિરાકાર પરમાત્માનું અસ્તિત્વ બધે ભરપુર છે. માટે તેમાં અહંકાર ધરનારૂં ", હું પદ " મુદ્દલજ નથી; છતાં હું છું એવું અજ્ઞાનથીજ કલ્પવું તે વંધ્યાના પુત્રની પેઠે મિથ્યા છે. આ વિચારથી એક નિરાકાર સત્ય છે તેજ માત્ર, બીજો તેને છે એવું હું કલ્પનારો ન છતાં છે, એવો પક્કો નિશ્ચયને અન્વયે જ્ઞાન કહેવું, અને એજ યોગ્યસ્થપણું સમજવું.

એવા જ્ઞાને કરી રહે છે, તેનેજ આરંભેલું કર્મ સિદ્ધ થયું અથવા ન થયું તોપણ તે સરખુંજ લાગે છે. કેમકે કર્મ કરનારો હું તથા કરેલું કર્મ, સર્વ અજ્ઞાનથી ઉપજ્યાં. અન્વય ગાન યોગીને બંધન કેમ કરી શકે? સૂરજ અને અંધારાંનો મૂળમાંજ વિરૂદ્ધતા છે, તો બંધન કેમ કરશે? સૂરજના પ્રકાશને અંધારાનો સંગ થતોજ નથી, તેમ તું નિરાકાર છે તેવોજ રહે; અને અજ્ઞાન તથા (તજ્જન્ય) તેથી થયેલા અહંકારનો સંગ, ને તે અજ્ઞાનમાંનું મિથ્યાજ્ઞાન, તેથી તું છુટો થા. એટલે. નિરાકારમાં તું સમ થયો. જેને યોગ કહેછે.

પછી તું જે કર્મ કરીશ તેનો ભય થશે નહિ. કેમકે અભાવને સત્ય કહેનાર અભાવરૂપ અજ્ઞાન છે. ત્યાંસુધી અહંકાર સત્ય અને નિરાકારનો વિયોગ છે. એજ યોગસ્થ કહેવાનો અર્થ

સમજવો. તથા 'સંગ છોડવો' એટલે 'હું હુંજ' એ નિશ્ચયનો સંગ છોડવો. તે સંગ, અજ્ઞાન છુટયાસિવાય છુટતોજ નથી માટે યોગસ્થ થા, પછી સંગ છોડ-એમ કહ્યું. એમ કરવાથી કર્મસિદ્ધ થયું કે ન થયું, તોપણ સરખુંજ લાગશે. શરીર પદાર્થ કર્મ કરવા માટેજ છે વાસ્તે કર્મ કર. ॥ ૪૮ ॥

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

આલોક તથા સ્વર્ગ લોકના ભોગ ભોગવવાની જેમને ઇચ્છા હોયછે, તેઓ કામ્ય કર્મો કરેછે, અને ભોગ ભોગવવા માટે જન્મ મરણના ફેરા ખાયછે. વાસ્તે તેઓનું કામના સહીત કર્મ, પોતાના આત્માના નિશ્ચય (સ્વાત્મનિશ્ચય) કરતાં તદ્દન હલકું છે; કેમકે વિષયસુખ ભોગવવાની ઇચ્છાથી માયામાં ફસી પડાય છે. માટે હે અર્જુન! તું પોતાના નિરાકાર સ્વરૂપના નિશ્ચયથી સંસાર સુખની ઇચ્છા છોડી દઈ, સર્વ કર્મો કર, અને આત્મજ્ઞાનને આધીન રહે, એટલે સદાકાળ મુકત રહીશ, ને જન્મ મરણના સપાટામાં આવીશ, નહિ. ॥ ૪૯ ॥

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्वयोगः कर्मसु कौशलम् ॥५० ॥**

હુંપદનો નિશ્ચય જે અજ્ઞાન, તે નિરાકારના એક અખંડ ભાવમાં કદી પણ નથી. એ પ્રમાણે જાતે કરીને જે નિશ્ચય કરી લે છે, તેને બુદ્ધિવાન જાણવો. એવા બુદ્ધિવાન માણસ, અમુક કામનીક કર્મો સારાં, અમુક નરસાં-એમનો કામનાસુદ્ધાં મુળથીજ ત્યાગ કરે છે, કેમકે તેને બુદ્ધિસહિત સ્વાત્મસ્વરૂપે રહેવાથી કામના રહેતીજ નથી. માટે હે અર્જુન! તું પણ એવો બુદ્ધિશાળી થા. એટલે અહં-કારથી છુટો પડીને ઇશ્વરની ઇચ્છાએ જે શરીર ઉત્પન્ન થયું છે, તેનાં

સહજ પ્રાપ્ત થયેલાં કર્મો તે ઈશ્વરનાંજ છે, એમ નક્કી માન. કેમકે અહંકાર મૂકી કર્મો કરવાં તેજ કુશળ કર્મો કહેવાય છે. અને તેજ ઈશ્વરનાં કર્મો થાય ભ. ॥ ૫૦ ॥

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम ॥ ५१ ॥**

જેઓનું અંતઃકરણ શુદ્ધ એટલે લાલચ વગરનું થયું છે, તેઓ, નિષ્કામ અથવા સ્વાભાવિક કર્મો કરતાં તે વિષેનો અહંકાર અને અહંકારનાં મૂળ કારણ અજ્ઞાનને પણ તજી દે છે. એનું કારણ, અહંકાર રહ્યો, તો કરેલાં કર્મોનું તેમાં શુભ ચિત્ર રહેશે, અને તેજ પ્રગટ થઇ નડે છે, એવું થાય છે. તેથીજ તે બુદ્ધિયુક્ત આત્મજ્ઞાની થઈ, અહંકારરૂપી અજ્ઞાન, પ્રથમથીજ આગ્રું કરે છે, ને જન્મમરણના બંધનથી છુટી જાય છે; એટલુંજ નહિ પણ સર્વ ઉપાધિ રહિત નિરાકાર સ્વરૂપમાં એકત્ર થઇ મળી જાય છે. ઐક્ય થવા વિષે કહ્યું તે કેવળ બોધ માટે છે, કેમકે નહિ તો અજ્ઞાન જવા પછી નિરાકારરૂપે રહે છે, જે સ્થિતિ અજ્ઞાન મટયા પછી તેમને મળે છે. ॥ ૫૧ ॥

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥**

હે અર્જુન ! તું ગોત્રજોના અને સ્ત્રી-પુત્રાદિકના મોહમાં જ્યાં સુધી ડુબ્યો છે ત્યાંસુધી સાંભળેલો તથા હવે પછી જે સાંભળીશ તે બોધ તારા મનમાં ઉતરશે નહિ, પણ અત્યંત અભાવરૂપી દેહાભિમાન તથા ગોત્રજોની મમતાને વિચારથી છોડી દઇશ, ત્યારેજ તું (જ્ઞાતા) બરાબર સમજનાર થઇ, મોક્ષને પામશે. ॥ ૫૨ ॥

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥**

અનેક પ્રકારની વાતો સાંભળીને તારી બુદ્ધિ ભમી ગઇ છે, પણ તે જ્યારે વિચારથી નિર્મળ થશે ત્યારે આત્મજ્ઞાનની સ્થિરતા

થશે, અને યોગ સ્થિતીને પામીશ. વળી નિરાકારનો વિયોગ, જે અહંકાર અને અજ્ઞાને કરીને તને થયો છે તે તેથી મટી જશે. ॥ ૫૩ ॥

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥**

હે કેશવ ! જ્ઞાની અને સમાધિવાળા પુરૂષો કેમ ઓળખાય ? તેઓ શી રીતે વર્તે છે, શી રીતે બોલે છે. અને શી રીતે રહેછે તે મને કહો. ॥ ૫૪ ॥

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**

હે પાર્થ ! મનમાં ઉત્પન્ન થનારા સર્વ સંકલ્પોની કામના અથવા ઇચ્છાઓને છોડી, પોતાના જીવાત્મસ્વરૂપે કરી, તેજ સ્વરૂપમાં સંતોષિત થઇ રહે, તેને 'સ્થિતપ્રજ્ઞ જ્ઞાની' જાણ. એવા જ્ઞાનીની સર્વ ઇચ્છાઓ કઇ રીતે છૂટી જાય છે, તે સાંભળ:-

કોઇ માણસ ભાંગ પીએ છે, ત્યારે તેના મસ્તકમાં ઘણી તરેહના સંકલ્પો ઉઠવા લાગેછે. તે સંકલ્પ પંચ વિષયોમાંથી જે વિષય લેવાની જે ઇંદ્રિય નથી તેનું માત્ર જ્ઞાન ન હોવાથી ઉઠતા નથી. પરંતુ પંચ જ્ઞાનેંદ્રિયો મજબુત હોય તોપણ પંચ વિષયોના ઘણા સંકલ્પ ભાંગ પીવાથી ઉઠે છે. એ ઉપરથી સંકલ્પો ઉઠવાને ભાંગ વગેરે પદાર્થો કારણ છે. જેમ ભાંગમાં સંકલ્પ ઉઠવાના પદાર્થો ઘણા છે તેમ ભાત રોટલીમાં થોડા છે; આથી સીદ્ધ થયું કે, પદાર્થોથીજ સંકલ્પો ઉઠે છે. વળી વેદના ઉપનિષદમાં પણ લખ્યું છે કે, અન્નથીજ મનમાં સંકલ્પો ઉઠે છે. હવે જેણે જે જોયું નથી, તેને તેનો સંકલ્પ ઉઠતો નથી. એનું કારણ એ કે, જોયેલી વસ્તુની યાદ રહે છે. શરીરની અંદર વીજળી તથા પ્રકાશ-ઉષ્ણતાથી પણ હલકા (કમતી ગુરૂત્વનો) વાયુભાગ છે, તે ઉપર જોયેલી વસ્તુની આકૃતી

ઉઠે છે, તથા સ્વપ્ન-સૃષ્ટિ માહેલા સંકલ્પોની છાપ પડે છે. તે એવી તો યાદ રહે છે કે, એટલા વખત સુધી જાગ્રત સ્વપ્નની ખબર પડતી નથી અને ઘોર નિદ્રાનું સુખ મળે છે. એ સાક્ષિપણાનું લક્ષણ, સંકલ્પની સાક્ષિના લક્ષણ જેવુંજ હોય છે. સારાંશ કે મનોમય સંકલ્પો ઉઠવાનું કારણ પદાર્થો છે અને તે પંચ પ્રાણરૂપી વાયુ પદાર્થથી યાદ રહેછે એમ નક્કી થયું.

હવે યોગની પૂર્ણ સિદ્ધિ થવા પહેલાં પરભાષાના શબ્દો પોતાની ભાષામાં ( મનોમય ) મનસંબંધી જાણવામાં આવે છે, તેનું કારણ આપણે પોતાની ભાષાથી જેમ 'છાસ-દહીં' કહિયે છિયે, તે વખત તે પદાર્થની આકૃતિનો સંકલ્પરૂપી અર્થ આપણા મનમાં ઉઠેછે. અંગ્રેજલોકો તેનેજ 'કર્ડ્સ-વ્હે' એમ કહે છે તે વેળા તેના મનમાં પણ, તેજ સંકલ્પરૂપી આકાર પડેછે. માટે ભાષાઓ અનેક હોય, તોપણ અર્થની આકૃતી ભાષાના શબ્દો બોલવા પહેલાંજ મનમાં ઉઠેછે. સર્વ ભાષા બોલનારાઓના અર્થની આકૃતિ મનમાં એકસરખીજ હોયછે, તેથીજ યોગીને તે મનોમય આકૃતિ દીસે છે. એથીજ પરભાષાના શબ્દો પોતાની ભાષામાં જણાય છે; પરંતુ અર્થની આકૃતિ ઉઠવી એ પદાર્થનો ધર્મ છે પદાર્થધર્મને જાણનારા "મેંદુ" અથવા "મજ્જાન તંતુઓ" નથી. તે તંતુઓ મુખ્ય ઇંદ્રિયો છે ખરી, પણ જાણનાપણાનો ધર્મ જો તેઓનોજ હોય તો જ્ઞાતા જિવાત્મા જ્યારે, મેંદુની અંદરની પોકળ જગ્યામાં શ્યામસુંદર વિષ્ણુ મુર્તીને ગળાની નીચેની પોકળ જગ્યામાંથી જોય છે, ત્યારે તે પ્રતિમાને રહેવાની પોકળ જગ્યામાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, દિશા, કાળ, મન અને આત્મા એ નવ દ્રવ્યો એટલે સાત પદાર્થ માહેના એક પદાર્થ-જેને તે એક પદાર્થના નવ ભેદમાંથી, વિષ્ણુ મૂર્તિ હોનારા એક સમષ્ટિ આત્માનું માત્ર અસ્તિત્વ તે ઠેકાણે હોય છે; અને બીજે

વ્યષ્ટિ જીવાત્મા જે ગળાના નીચલા ભાગ માહેલો તેનું બીજું અસ્તિત્વ હોય છે. તે વ્યષ્ટિ જીવાત્મા, સર્વેથી છુટો થયો તો પણ આખા જગત્‌ની તેને યાદ હોય છે, નથા સર્વ પ્રાણીઓના વ્યષ્ટિ જીવાત્માઓ, આ યોગ સંપૂર્ણ સિદ્ધ થવા પહેલાં દેખાય છે. એ ઉપરથી મુખ્ય યાદ રહે તે વ્યષ્ટિ જીવાત્માનો ધર્મ સિદ્ધ થયું. પરંતુ તે ઠેકાણે તે વ્યષ્ટિ જીવાત્માએ સંકલ્પો તથા તે પ્રાપ્ત થવાની ઇચ્છાઓ છોડેલી હોય છે. દાખલા તરીકે, કુકકર જે પદાર્થો ખાય છે, તેની ઇચ્છા જેમ માણસ ધરતો નથી, તેમ તે જીવાત્મા સંકલ્પો મળવાની ઇચ્છા પણ રાખતો નથી. વળી તે નિર્વીકલ્પ નહિ, પણ સવિકલ્પ સમાધિથીજ, પોતાના જીવાત્માસ્વરૂપમાં સંતુષ્ટ રહે છે, તેથી તેની નિશ્ચયાત્મક વૃત્તિ અથવા બુદ્ધિ થઇ. એવા પુરૂષનેજ "સ્થિતપ્રજ્ઞ"

આ પ્રકારના પુરૂષો, શરીરથી સર્વ ભોગ ભોગવે છે, તોપણ તેમને યોગસિદ્ધિથી મળેલો નિશ્ચય જતો નથી. એજ સ્થિતિમાં બીજા સંકલ્પ ઉઠેછે, પણ તેની ઇચ્છા અથવા કામના ઉત્પન્ન થતી નથી, કેમકે 'હું સંકલ્પરૂપી પદાર્થોથી જુદો છું' એવી તેની પક્કી ખાતરી છે. આ તુર્યાવસ્થાનો વિચાર, કેટલાક અંગ્રેજ, ફ્રેંચ, જર્મન વિદ્વાન પણ સમજતા નથી તેથી તેમનુ માનનાર (અનુયાયી) નાસ્તિક અથવા ટુંક વિચારવાળા નીવડે છે. જે પૂર્ણ યોગ જાણનાર નથી. ઉપર કહેલો યોગી, સર્વ ઇચ્છાથી રહિત, અને પોતાની બુદ્ધિથી પોતાના જીવસ્વરૂપનો નિશ્ચય પામેલો, તેમજ સ્થિતપ્રજ્ઞ કહેવો; કેમકે તે નિયથી પોતાના સ્વરૂપમાં સંતોષ માને છે.॥૫૫॥

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

હે અર્જુન, એવા ઉત્તમ પુરૂષને પણ, બીજા માણસની પેઠે પ્રિય અપ્રિય વિષયો પ્રાપ્ત થાયછે, ને તેથી સુખ દુઃખ ઉપજે છે.

પરંતુ તે મનમાં વિચારે છે કે,—જે થાય છે તે શરીર, ઇંદ્રિયો, પ્રાણ, જીવ તથા જગત્ એવાં પાંચ કારણોથી થયા છે, માટે દુઃખ માનવાનું કે સુખ પામવાની ઇચ્છા ધરવાનું પણ કારણ નથી; કેમકે શરીર, ઇંદ્રિયો, પ્રાણ અને સુખ વૈભવ —એ સર્વેનું ઉપદાન કારણ એક સમષ્ટિ ઈશ્વર છે; તે ઈશ્વરથી હું જીવ સર્વકાળ જૂદો છું, માટે મને અગાઉ સુખ—દુઃખ થયું નથી, હમણાં થતું નથી અને આગળ થશે નહિ. કેમકે વાંઝણીના દીકરાની હૈયાતીનો નિશ્ચય ધરવા જેવું અજ્ઞાને કરી મેં દેહાભિમાન ધરેલું હતું, તે છોડયું, એટલે કાંઇ પણ રહ્યું નહિ, એવું જાણવામાં આવ્યું. હવે અભિમાનના સંભવ જેવું ઘેલાપણું મને શા વાસ્તે જોઇએ? હું દુઃખથી શા વાસ્તે ડરૂં, તથા સુખ ભોગવવાની ઇચ્છા શા માટે ધરૂં ? અને તે નહિ મળવાથી ક્રોધ શા માટે કરૂં ? આ સર્વ વિષયસુખરૂપી પ્રકૃતિનો ભોગવનાર પુરૂષ છે તેને સુખ-દુઃખનાં કારણો જોઇયે. પછી હું પોતે શા વાસ્તે કલ્પું કે દુઃખ ન જોઇયે ને સુખ જોઇયે?

એવો વિચાર કરનાર જે મનનશીલ મુની છે, તે નિશ્ચય ધરે છે કે હું અગાઉ શરીર નહોતો, હમણાં પણ શરીર નથી, અને હવે પછી પણ શરીર નહિ હોઉં, વાસ્તે અત્યંત અભાવરૂપ શરીરનું અભિમાન, જે મેં સાચું માન્યું હતું તે છોડયું, એટલે હમણાં તેનાં લક્ષણો પણ બિલકુલ નથી. એવું છતાં દેહાભિમાનનો જો હું ભાવ ધરીશ તો મને જ્ઞાન નથી એવું ઠરશે. એ પ્રમાણે વિચાર કરી જે સ્વસ્થ રહેછે તે પુરૂષનેજ સ્થિર બુદ્ધિમાન કહેવો; તથા મનન કરીને ઉત્તમ સ્થિતિ પામ્યો, તેથી તેને મુનિ કહેવો ॥ ૫૬ ॥

**यः सर्वत्रानभिस्नेहस्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनंदति न द्वेष्टि तस्यप्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**

ઉપર કહેલાં લક્ષણવાળાએ જીવસ્વરૂપને ઓળખી, તેનોજ બુદ્ધિથી નિશ્ચય કર્યો, માટે તે સ્થિર બુદ્ધિવાળો થયો. તે પુરૂષ

પોતાનું જીવસ્વરૂપ નિરાકાર વિષે કેવું નિશ્ચલ છે તે જોય છે. ત્યારે જાણે છે કે 'હું છું' એવો ભાવ નિરાકારે તો ધર્યો નથી, માટે તે ભાવ ધરનારો કોઇ બીજો છે પણ તે વખતે તેને સમજાય છે કે, નિરાકારના અસ્તિત્વમાં બીજી વસ્તુ વાંઝણીના દીકરાની પેઠે મુદ્દલજ નથી માટે તે ભાવ ધરવો એ અજ્ઞાન છે. તેમજ 'હું છઉં' એ નિશ્ચય ધરનાર અજ્ઞાન છે એમ જાણવું.

એથી તે પુરૂષ અજ્ઞાનને હુંપણાની બુદ્ધિયે જોવા ગયો, તો અહંતા વગર બુદ્ધિને અજ્ઞાનમાં ઐક્ય કરી, 'અજ્ઞાન નથીજ,' એવા નિશ્ચયથી સમાધિ પામ્યો. અને તે નિર્વિકલ્પ સમાધિ ઉત્પત્તિ, સ્થિતિ અને નાશમાં કદીપણ આવતી નથી, એવી સ્થિતિને ભોગવે છે. એવા પુરૂષ શરીરની મિથ્યા બુદ્ધિ જાણી શરીરથી વર્તે છે, તેથીજ તે "પ્રજ્ઞાપ્રતિષ્ઠિત" એટલે શ્રેષ્ઠ થયા એમ જાણ. જગતની સાથે એટલે ચાર દેહની ચાર અવસ્થા સાથે તેને તદ્દન સંબંધ નથી અને વિષયભોગના સ્નેહથી જે કામને લોકો શુભાશુભ કહેછે તે આવતાં તેને હર્ષ-શોક થતો નથી, તેમજ મળતી વસ્તુ વિષે પ્રીતિ અથવા દ્વેષ પણ ઉપજતો નથી. એવા માણસની પ્રજ્ઞા એટલે જ્ઞાનની વૃત્તિ પ્રતિષ્ઠિત અથવા અચળ થઇ એમ જાણ. ॥ ૫૭ ॥

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वश: ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

હવે જેની બુદ્ધિ નિરાકાર સ્વરૂપમાં શાંતિ પામી, તેનાં લક્ષણ એવાં હોય છે કે, જેમ કાચબો પોતાના હાથ, પગ, માથું, પોતાના (પૃષ્ઠ કોશમાં) ઢાલના અંદરના ભાગમાં સમેટી લેછે અને બહાર કાઢે છે,—તે ક્રિયા જેમ કાચબાને આધીન છે, તેમ સમષ્ટિ ઇશ્વરના વિશ્વરૂપી માયાકોશ માહેલા ચાર દેહનાં ચાર અભિમાન છે, તેને અજ્ઞાનના નાશથી જ્ઞાનીએ મૂળમાંથી દૂર કીધાં છે. એથી હરેક

ઇંદ્રિયને વળગેલો છે, એવું જ્ઞાની માણસના શરીર ઉપર જણાતું નથી. એનાં લક્ષણો ઉપરથી તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત એટલે શાંતી પામી એમ સમજવું. સારાંશ કે તેણે નિરાકારના અસ્તિત્વમાં, 'હું જીવ તથા મેં ધરેલા ચાર દેહ સુદ્ધાં સકલ સૃષ્ટિનું ઉપાદાન કારણ સમષ્ટિ ઈશ્વર' આ બેઉ, દોરી ઉપર જેવો સાપનો મિથ્યા ભ્રમ થાયછે, તેવોજ નિરાકારના અસ્તિત્વમાં ભ્રમરૂપ મિથ્યા માલમ પડેછે. દોરીને સાપનો ભાસ થયો નથી અથવા દોરી સર્પ થઇ નથી, તેવો નિરાકાર જીવ ઈશ્વર થયો નથી, તેમ તેને જાણતો નથી. પણ જેમ ભ્રમ ન હોય તો 'હું છઉં' એમ પણ નથી, તેમ 'ઈશ્વર છે' એમ પણ નથી.

એવા વિચારે પ્રજ્ઞા પ્રતિષ્ઠિતની ઈચ્છા વાંઝણીના દીકરાની કલ્પનાની પેઠે વિષયો મળવાની મિથ્યા થઇ. એથીજ એવા વિચારશીલ મનુષ્યોની બુદ્ધિ, કીર્તીવંત થાય છે, ને શાંત હોય છે. મતલબ કે, વિષયો ભોગવનારો હું અને ભોગવવાના વિષયો, એ મૂળમાંજ નથી, એવો તેનો નિશ્ચય થાય છે. પછી તે વિષયોની ઈચ્છા શા માટે કરે? તે પ્રજ્ઞા પ્રતિષ્ઠિત એટલે નિરિચ્છક જ્ઞાની પુરૂષને મૂળમાંજ ઈચ્છા હોતી નથી તેથી વિષયો તરફ ઇંદ્રિયોને લગાડવાને સાધન કરવું પડતું નથી; કેમકે તેની ઇંદ્રિયો વિષયો ભોગવે છે તોપણ તે પોતાને આધીન હોય છે. ॥ ૫૮ ॥

**विषया विनिवर्तंते निराहारस्य देहिन: ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

હવે હે અર્જુન તું કહીશ કે સંસારસુખ ભોગવતાં ઈંદ્રિયો કેમ સ્વાધીન રહે, તો સાંભળ:—કોઇ અજ્ઞાની માણસને દશ બાર દિવસ અન્નજળ મળે નહિ, તો તેની દશે ઈંદ્રિયોના વિષયો નહિ સરખા થાય છે; પરંતુ તે ભોગવવાની ઇચ્છા, સદા કાયમ રહે છે. કેમકે

તે માણસ 'હું સત્ય છું તથા વિષયરૂપી જગત્ પણ સત્ય છે' એમ માને છે, માટે તેની ઇચ્છા મરતી નથી. અને નિરાકાર વસ્તુ સિવાય 'હું તથા બધું જગત્ મિથ્યા છે, અથવા મુદલજ નથી,' એવું વિચારે કરી જોયું તો તેની ખાત્રી થઇ. પછી વાંઝણીના પુત્રની પેઠે તેને મિથ્યા ઇચ્છા કેમ ઉપજશે ? નહિ ઉપજે. તે પ્રમાણે પરમાત્મસ્વરૂપનો નિશ્ચય થયા પછી વિષયોની ઇચ્છા થયા પછી વિષયોની ઇચ્છા મુદલ રહેતી નથી

આ ઉપરથી સાફ દર્શાય છે કે. અજ્ઞાની માણસ ખાય છે, પીયે છે. તેથી તેની ઇચ્છા તથા ઇંદ્રિયોના વિષયો ઉત્પન્ન થાય છે. અને તત્ત્વજ્ઞાની ખાય છે પીયે છે તેને પણ વિષયો ઉપજે છે, પણ ઇચ્છા હોતી નથી હવે અજ્ઞાની બિલકુલ ખાય પીયે નહિ તો ઇચ્છા માત્ર રહીને ઇંદ્રિયોના વિષયો મરી જશે અને જ્ઞાની જો તેમ કરે તો ઇચ્છા સુદ્ધાં તેના ઇંદ્રિયોના વિષયો નાશ પામશે. એ ન્યાયે હે અર્જુન ! તું મનમાં લાવ કે. હુંપદ ધરનારાં, જ્ઞાનનાં મૂળકારણ અજ્ઞ નથી જેને પરસ્વરૂપ અનુભવમાં આવ્યું, તેની બુદ્ધિ શાંતિ પામી, એટલે ઇચ્છા વગરની થઇ. ॥ ૫૯ ॥

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चित : ।**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मन : ॥ ६० ॥**

એ માટે હે કુંતીપુત્ર ! એવી પૂર્ણ શાંતિ જેને પ્રાપ્ત થઇ નથી અને તે મેળવવાના વિચાર જે કોઇ કરે છે, તે સાધક પંડિત જનને પણ, દશ ઇંદ્રિયો પોતપોતાનાં સુખો તરફ જોરથી પ્યાર દેખાડીને ખેંચી લેઇ, અને જુલમથી તેના મનને હરે છે. ॥ ૬૦ ॥

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्पर : ।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥**

એથી સર્વ ઇંદ્રિયોને અનુકુળ અથવા માફકસર ખાવા પીવાનું ફરવા હરવાનું આપવું. અને બધો વખત મારૂં નિરાકાર સ્વરૂપ

સાંભળવું, વિચારવું તથા ધ્યાનમાં રાખવું. એથી સમષ્ટિ ઇશ્વર સ્વરૂપની ઐક્યતા આવે છે; કેમકે જીવાત્માજ નિરાકાર તરફ હમેશાં લાગ્યો, એટલે ઇંદ્રિયોને તે શિવાય બીજો આધાર નથી એવું થાય છે. પછી હું જેમ તેઓને રાખીશ તેમ તેઓ રહેશે, અને પ્રારબ્ધ-ભોગ સિવાય બીજા ભોગ તરફ જશે નહિ. ઇંદ્રિયો એવી થઇ એટલે વશ થઇ એમ સમજવું. પછી તેને કંઇપણ વિચાર કરવાનો હશે તે ઇંદ્રિયોની અડચણ વગર સહેલથી થઇ શકશે, અને નિશ્ચયાત્મક શાંત બુદ્ધિ મેળવી શકાશે. ॥ ૬૧ ॥

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

હવે આ પ્રમાણે જીવાત્માએ કર્યું નહિ અને મનને વિષયો-નુંજ ચિંતન કરવા તરફ હમેશાં લગાડ્યું, તો જેમ ઇંદ્રિયો વિષયો તરફ મનને જબરીથી લઇ જાયછે, તેમ મન પણ બલાત્કારે ઇંદ્રિયોને વિષયો તરફ લગાડે છે. એટલે જેમ યુદ્ધ કરવું એ ઇંદ્રિયોને વહાલું નથી, તોપણ મન તેઓને યુદ્ધ કરવાતરફ જુલમથી લગાડે છે, તે પ્રમાણે ઇંદ્રિયોને ખેંચી ઇશ્વરભજન તરફજ લગાડવી જોઇએ, અને મન પણ વશ કરી તે તરફજ લગાડવું જોઇએ એક વખત મનને વિષયોનુંજ ધ્યાન બંધાયું, તો તેથી ઇંદ્રિયોને જે હમેશાં વિષયો-નો સંગ છે તેજ મનને પણ લાગુ પડી જાયછે. પછી ધીરે ધીરે તે વિષયસંગી મનના પેટમાં કામ એટલે અમુક વિષય મેળવવાની ઇચ્છા થાયછે, પણ તે નશીબને આધીન હોવાથી પાર પડતી નથી. હવે કામ જે, મન તથા ઇંદ્રિયોને મળ્યો તે છુટતો નથી, તેથી ક્રોધ પ્રવેશ કરેછે પણ ક્રોધ હિતશત્રુ છે કેમકે તે કામની પેઠે અમથો રહેતો નથી, પણ વિષયો મેળવતાં આડે આવનાર દરેકને મારી ઠાર કરવા સારૂ ઇંદ્રિયોને દોડાવે છે. ક્રોધ ઉત્પન્ન થયો તોપણ

યાદ રહે છે કે, બીજાને મારવાથી હું મરવાનોજ માટે તે પણ અમથા બેસી રહેછે. ॥ ૬૨ ॥

**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥**

ક્રોધને બેઠેલો જેમ મોહ ઉપજે છે. મોહ કલ્પના કરવા લાગે છે કે, મારી કુટીને કોઇપણ રીતે વિષયસુખ મેળવવું. એથી તેને કરવા ન કરવાનાં કાર્યોનું કાંઇપણ ભાન રહેતું નથી; ને તમામ નિશ્ચય વગરનું થાયછે. જેથી બુદ્ધિનો નાશ થયો એમ સમજવું. બુદ્ધિનો નાશ થવાથી કામ, ક્રોધ, મોહ, એકદમ તૂટી પડે છે ને પારમાર્થિક કર્મોનો નાશ કરેછે. ॥ ૬૩ ॥

**रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥**

એ માટે હે અર્જુન! વિષયોનો સંગ જ્ઞાનવૃત્તિને લગાડવો નહિ. એટલે રાગ જે કામ તથા દ્વેષ જે ક્રોધ, તે જ્ઞાનવૃત્તિમાં ઉત્પન્ન થશે નહિ. પછી જ્ઞાનવૃત્તિ પોતાના સ્વરૂપનો વિચાર કરવા તરફ લાગી રહેશે, એટલે અજ્ઞાનરૂપી અસ્તિત્વનું તેનામાં જે અભિમાન 'હું છઉં' એવું છે તે સદ્દગુરૂના ઉપદેશથી નાશ પામશે. વળી ઇંદ્રિયો પ્રારબ્ધરૂપી હોવાથી પોતપોતાના વિષયો ભોગવશે પણ નિરાભિમાની પુરૂષ તેમાં સપડાશે નહિ. ॥ ૬૪ ॥

**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥**

'હું છું' એ અજ્ઞાન, સદ્દગુરૂના ઉપદેશે નાશ પામતાં જન્મ-મરણનું વારંવાર થતું દુઃખ પણ નાશ પામે છે. અને શાંત પરબ્રહ્મ-સ્વરૂપજ 'હું હું' કહેનારો ન છતાં 'છઉં' એ નિશ્ચયથી તત્કાળ શાંતી પામે છે, ॥ ૬૫ ॥

**नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।**
**न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥**

વસી ઇંદ્રિયો તથા મનને હમેશાં વિષયોમાં લગાડનારો અને કામ ક્રોધનો નઠારા કર્મોતરફ ઉપયોગ કરનારો અથવા બુદ્ધિવિનાનો માણસ અયુક્ત કહેવાય છે. મરણ પછી શરીર માહેલું જીવતત્ત્વ રહેછે અને તે તત્ત્વને સૃષ્ટિરૂપી ઇશ્વરની તરફથી કર્મનું સારૂં નરસું ફળ મળેછે, તેની નાસ્તિકને સમજ હોતી નથી ને તેથીજ તે દુરાચરણ કરેછે, તેને નીરાકરણના અસ્તિત્વમાં અજ્ઞાનનો નાશ કદી હું પણું છોડવું, એ ભાવના ક્યાંથી થાય? મુળ વગર ડાળાં ન નીકળે તેમ 'મરણ પછી કાંઇ રહે છે' એજ બુદ્ધિ અથવા નિશ્ચયાત્મક વૃત્તિ રહી નહિ તો પછી મોક્ષ થવાની અથવા નિરાકારમાં મળી જવાની ભાવના ક્યાંથી ઉઠે? અને એવી જ્ઞાનભાવના વગર શાંતિ એટલે નિર્વિકલ્પ–નિરાકાર સ્થિતિ ક્યાંથી મળે? અને એ સ્થિતિ ન મળી તો "सुखस्यात्मनोरुपं" એટલે સુખસ્વરૂપ એક પરબ્રહ્મ છે, તે રૂપે રહેવું ક્યાંથી થાય? માટે હે અર્જુન, વિચાર કરી, અનુમાનિક અથવા નક્કી જ્ઞાને કરી યુક્ત થા. અયુક્ત માણુસ જેવો વિષયલંપટ થાઇશ નહિ. ॥ ૬૬ ॥

**इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥**

કેમકે 'હું' કહેનારો હું મિથ્યા હોઇને નિરાકારરૂપે કરી 'સત્ય છઉં' એ મનની નક્કી કલ્પના તેનુંજ નામ બુદ્ધિ છે. તે બુદ્ધિ, સુષ્ટિરૂપી સમુદ્રમાંથી મિથ્યા અહંકારને, નિરાકારરૂપી કીનારે પહોંચાડવાની હોડી છે. તે હોડી એટલે નક્કી કલ્પનારૂપી બુદ્ધિ ઉપર બેસી, મિથ્યા અહંકારને એ સુષ્ટિરૂપી સમુદ્રમાંથી જોતાં છતાં ઇંદ્રિયો પારબ્ધ ભોગો ભોગવે છે. તે ભોગોજ હોડીને માફક વાયુરૂપે લાગે

છે એમ સમજવું. અને તેજ વિષયો વધારે ભોગવવા એવી મનમાં કલ્પના પકડી, એટલે ઉલ્ટો ખરાબ પવન લાગ્યો એવું થાય છે. એથી અહંકારને નિરહંકાર કિનારો દીસતાં છતાં પણ બુદ્ધિરૂપી હોડી ગોથાં ખાય છે ને કિનારે પુગાતું નથી પછી વિષયસાગરૂપી સંકલ્પનો ઘણો પવન લાગ્યાથી નિશ્ચયાત્મક કલ્પનારૂપી બુદ્ધિ—નૌકા, સુષ્ટિરૂપી સમુદ્રમાં ડુબે છે. એથી આ અહંકાર પશુ પક્ષ્યાદિકોની કલ્પના જેવો સુષ્ટિ—સમુદ્રમાં ગોથાં ખાત્ર છે, એથી તે પશુ પક્ષી થાય છે. તેઓની યોનીમાં હું કહેનારો હું ન છતાં 'નિરાકાર છું' એવી નિશ્ચાત્મક કલ્પના એટલે બુદ્ધિરૂપી નૌકા, કોઇપણ વેળા ઉત્પન્ન થતી નથી એવો તે અહંકાર ભવસમુદ્રમાં ડુબે છે. ॥ ૬૭ ॥

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वश : ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

માટે હે મહાબાહુ ! જે કોઇ પોતાનાં મન તથા ઇંદ્રિયોને ખેંચી મોક્ષમાર્ગ તરફ લગાડે છે એટલે નિરીચ્છ રાખે છે, તેનીજ જ્ઞાનવૃત્તિ ઉંચા પ્રકારની છે એમ સમજવું. ॥ ૬૮ ॥

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ૬૯ ॥

કેમકે 'અહંતા પકડનારો હું મિથ્યા છું' એ વિચારમાં જ્ઞાની હમેશાં જાગ્રત હોય છે, તેથી સર્વ જીવોની પેઠે તે વિષયસુખનો લાલચુ હોવાની સ્થિતિને વિસરી જાય છે. સર્વ લોક ભોગવિલાસમાં ભમતા રહે છે, અને અહંકારનો નાશ કરવાનો વિચાર મુળેજ કરતા નથી, એવો જ્ઞાની અજ્ઞાનીનો ખુલ્લો ભેદ છે. ॥ ૬૯ ॥

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी

સમુદ્રમાં નદી, નાળાં મળતાં છતાં જેમ તે પોતાની મર્યાદા મુકતો નથી, તેમજ પ્રારબ્ધયોગથી જ્ઞાનની સર્વ કામ-ભોગ પ્રાપ્ત

થાય, પરંતુ તેને પરબ્રહ્મના સુખથી તે અધિક લાગતાં નથી; અને તે સુખભોગ ન મળે તોપણ તેની નિરાશી તેને મુદ્દલ લાગતાં નથી. કેમકે તે નિશ્ચય બુદ્ધિયે કરી શ્રેષ્ઠ નિરાકાર થયો છે. હે અર્જુન! એવા પુરૂષનેજ સાંતિ મળે છે; બાકી જે વિષયસુખનો દાસ થઇ પડયો છે, તેને સર્વ કાળ દુઃખજ છે ॥ ૭૦ ॥

**विहाय कामान्य : सर्वान्पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहकारः स शांतमधिगच्छति ॥ ७१ ॥**

શ્રીકૃષ્ણચન્દ્રના ઉપદેશની અહીંથીજ પુર્ણાહુતી કરી. એટલામાં તેનું મન શાન્ત પડી ગયું. દૈવયોગ બળવાન છે. પૃથુને નવો ઉપદેશ મળી ગયો. તેનો ગર્વ ગળી ગયો. એક વેળાએ એક મહાસંતનો પરિચય પડી ગયો અને તેણે મેવાડનું ભાવીદર્શન સંભળાવી દીધું !—

વાંચનાર? આ મહાદર્શન ખરેખર મેવાડની ઝાહોઝલાલી માટે વખણાયલું, ને ક્ષત્રીવીરો માટે બહુ બોધક છે—તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૪ થું.

### પૃથુના માનસિક ગર્વપર મેખ! સંત–સમાગમ પ્રતાપરાણાની યાદ.

પૃથુરાજે, માળવાન નવ્વાબને કેદ કરી, એક દીવસ માટે કબજે રાખી, રાણા રાયસિંહના ચરણમાં નમાવીને છોડી દીધા પછી. તેને એવું અભિમાન પ્રાપ્ત થયું, કે રજપૂતાનામાં પોતાનાસમાન બળિષ્ટ કોઇપણ નથી. અને તે પ્રભાવે ચિતોડની રાજસંસ્થાના સર્વાંગે અધિકારી તરીકે પૃથુ રાઠોડની આણ ફરવી જોઇએ. આ મસ્તાનીમાં મદાંધ થયલો હતો. અતી દારૂણ વીરત્વમાં મચેલો હતો.

તેમને ગીતાજ્ઞાનની એવડી અસર થઇ હતી. કુટુમ્બ પ્રત્યે માયાનો ભાવ પ્રકટતો—પણ તત્ક્ષણ વેરાઇ જતો હતો. સ્વાર્થ સામો આવી ઉભો રહેતો હતો. એક પ્રસંગ તેને માટે ઉમદો આવ્યો હતો. જંગલમાં, સંગની ચર્ચા જોવા માટે ફરતાં ફરતાં એક સરિતા કિનારાના જીર્ણ શિવલયમાં એક વૃદ્ધ સંત રહેતો હતો. તાપ અને થાકથી અકળાઇને વિરામ લેવા માટે ત્યાં જતાં, મહાત્માએ તેનો સારો સત્કાર કર્યો હતો. કુદરતી રીતેજ પૃથુકુમારનું વલણ આ સાધુપ્રતિ વળવા માંડ્યું, ને ગુરૂપદ મેળવવા ઇચ્છા હોય, એવી આતુરતા બતાવી. મહાત્માએ શાન્ત સ્વરે જણાવ્યું કે, બેટા! આ જગતમાં કોઇનું કંઇ અમર કે અચળ રાજ રહેલું નથી. તાપસી અને યોગી, સમાધીસ્થ અને વીરાગી સર્વે જનોનાં કાળે ભક્ષણ કર્યાં છે માટે કોઇપણ જાતની અચળ ગર્વિષ્ટતા રાખવી નહિ! ત્હારા વડીલો પણ મેવાડ ગર્જાવી રહેલા હતા. ત્હારો પિતા પણ તેવોજ સમર્થ છે. અને ત્હારા સ્નેહથી ઉત્પન્ન થયેલો ત્હારો દાસીપુત્ર '**વનવીર**' પણ એકવાર મેવાડ રાજ્યાસનપર બિરાજશે!" આ સાંભળી પૃથુ ચમક્યો.

"ત્યારે શું મારે પુત્ર સંતાન બીજું નથી?"

"ના. ફકત ગુપ્ત પુત્ર '**વનવીર**' છે તે વિરાજશે."

"ત્યારે મારી સ્વતંત્રતાનોજ તે"—

"ના. ત્હારો વડીલ ભાઇ સંગ જેને ચારણી માતાનું વરદાન છે. તેજ મેવાડનો મહાન રાજા થશે. બાબર જેવા રણવીર યવનરાજને જીતીને મેવાડની ગાદી ગજવશે. બળવાન ગણાશે.

"ત્યારે મ્હારો હક અને મ્હારી સત્તા!"

"તે વિષે હાલ હું કંઇ કહી શકતો નથી. પણ સંગના પુત્ર ઉદયસિંહની બાલ્યાવસ્થામાં ત્હારો કુમાર વનવીર, કામચલાઉ રાજ્યસત્તા મેળવશે."

"ને તે પછી?"—

"તે પછી ઉદયકુમાર રાજ કરશે, પણ તેની નીતિ-રીતિ સારી ન હોવાથી ટુંકી વયમાંજ ગત થશે. અને તેનો પુત્ર પ્રતાપસિંહ, મહાન ધીરવીર, મહાત્મારૂપ પ્રકટશે. આહા! એ પ્રતાપી નરવીર આખા રજપુતાનામાં પંકાશે દિલ્હીના અકબર બાદશાહ, અને તેના શાહજાદા સલીમનું અવકૃપા પાત્ર થયા છતાં, અડગ-અટંકી અને વીરત્વ ભરેલું પાત્ર રહેશે. માત્ર તેની પુત્રી '**અશ્રુ**' સલીમના પ્યારમાં મસ્ત થવાથી તેને દુઃખ થશે. પણ યવનો તેના પર જુલ્મ કરવા છતાં, કષ્ટ વેઠીને પણ નમન નહિ કરે! એ તે ખરો મેવાડી રાજા. પૃથુ!"

"ત્યારે તેનું ભાવી વૃત્તાંત તો જણાવો! આપ તો ત્રિકાળજ્ઞી છો!" પૃથુના આગ્રહથી મહાત્માએ, 'પ્રતાપરાણા' નું ઇતિહાસિક વૃતાંત કહેવા માંડયું!—

"સંગપુત્ર ઉદેસિંગ ચિતોડથી નાસી જઇને અરવલીના પહાડોમાં ભરાયો. એ પહાડની એક ખીણુના મોં આગળ ઉદેસિંગે એક તળાવ કરાવ્યું હતું. તેને હજી પણ તેના નામપરથી ઉદયસાગર કહે છે. ત્યાં આગળ એક બંધ બાંધ્યો કે જેથી એક વહેળો આવતો અટક્યો. અહીં કેટલીક ટેકરીઓ ઉપર એણે એક મહેલ બંધાવ્યો, તેને નવ ચોકી કહે છે. આ મહેલની આસપાસ ધીમે ધીમે બીજાં મકાનો થયાં અને આખરે એક ગામ જેવું થયું. તેને પોતાના નામ ઉપરથી ઉદેપુર નામ આપ્યું, ને પછી તે મેવાડની રાજધાની થઇ, જે આજે પણ છે.

ચિતોડ ખોયા પછી ઉદેસિંહ માત્ર ચાર વરસ જીવ્યો. અને બેતાળીશ વરસની કાચી ઉમરે મરણ પામ્યો. તેને પરણેલી સ્ત્રીઓની થયલા પચીસ છોકરા [1]હતા. ગાદીએ બેસવાનો હકક સૌથી મોટા

---

૧ તેમના વંશજોને રાણાવત કહે છે.

છોકરાનો છતાં તે ધારો એક કોરે મુકી માંહેમાંહે છોકરા લડી મરે એવું કામ રાણાજીએ મરતી વખતે કર્યું. રાણાએ પોતાના વહાલા કુંવર જગમલને ગાદીનો વારસ ઠરાવ્યો. રાણાને બાળવા લઇ ગયા ત્યારે જગમલ ગાદીએ બેઠો. સૌથી મોટો ઝાલોરના સોનીગડા રાવની બેનનો કુંવર પ્રતાપ હતો. રાવે પોતાની બેનના કુંવરને ગાદી શા માટે નહિ મળી, એવું સલુમ્બ્રાના ઠાકોર કૃષ્ણસિંગને પૃછ્યું. તેણે કહ્યું મારો વિચાર પ્રતાપસિંગને ગાદી આપવાનો છે પછી કૃષ્ણસિંગ ને ગ્વાલીયરનો રાજા દરબારમાં ગયા. પ્રતાપસિંગ સવાર થઇને દેશ તજવાની તૈયારી કરતો હતો, તેવામાં પેલા બંને જણાએ આવીને એકેક જણે જગમલનો એકેક હાથ ઝાલી ઉઠાડયો; અને કહ્યું કે મહારાજા, આ જગા તો આપના મોટા ભાઇ પ્રતાપસિંગની છે. એમ કહી પ્રતાપસિંગને તરવાર બંધાવી ગાદીએ બેસાડયો; તથા તેને નમીને મેવાડના રાણા તરીકે પોકાર્યો. રાણો ગાદીએ બેસે ત્યારે સલુમ્બ્રાનો ઠાકોર તેને તરવાર બંધાવે અને એજ વજીરાત કરે, એવો વંશપરંપરાનો રિવાજ છે. તે પ્રમાણે ચંદાવતે કર્યાથી સઘળા સરદારો ને પટાવતો તેને નમ્યા; તથા આગળ જતાં પ્રતાપસિંગના સંકટના સમયમાં પણ તેને છેવટ સુધી વળગી રહ્યા.

જે વખતે રાજધાની દુશ્મનોએ જીતી લીધી હતી, પૈસા ટકા જતા રહ્યા હતા, સગાં વહાલાં અને જાતિભાઓમાંના ઘણા ખરા મરણ પામ્યા હતા, ને બાકીના પોતાની થએલી હારથી ના હિંમત થઇ ગએલા હતા, તે વખતે રાણો પ્રતાપસિંહ મેવાડની કીર્તિવંત ગાદીએ બેઠો. તોપણ પ્રતાપનામાં ખરો ક્ષત્રિય ગુણ હતો અને તેથી તેણે પોતાની સત્તા પાછી મેળવવાનું અને પોતાના કુળની આબરૂ સાચવવાનું સ્થાન ચિતોડ લેવાનો ઉદ્યોગ જારી કર્યો. એ ઇચ્છા બર લાવવાની ઉત્કંઠામાં તેના દુશ્મનની સેના ને સાધન કેટલાં છે તેની ગણુતરી કરવાની દરકાર રાખ્યા વિના એના બળવાન દુશ્મન (અકબર)

સાથે લડાઇ કરવાની તેણે તૈયારી કરી. પોતાના રાજ્યના ઇતિહાસમાં એના બાપદાદાએ કરેલાં પરાક્રમો વાંચવાની આદત હોવાથી તથા મેવાડીઓના દુસ્મનને એક કરતાં વધારે વાર ચિતોડમાં કેદ કરેલા વાંચવાથી તેને એમ ભાસ્યું કે વખતે ચડતી પડતી વારાફરતી છે. વળી દિવસ ને રાત્રી વારાફરતી થાય છે. હમણા મેવાડમાં રત્રિ છે તો પાછો મેવાડનો દિવસ ઉગશે ખરો, અને તે પ્રમાણે કદાપિ દિલ્લીનું અસ્થિર રાજ્ય મારી મહેનતથી ઉંધુ વળી ફરીને કેમ ન ઉગે ? પ્રતાપનું ધારવું વાજબી ને ઉમદા હતું. પણ પ્રતાપ જ્યારે આવા ઉમદા વિચાર કરતો ત્યારે તેનો પાકો સામાવાળીઓ એના વિચાર ઉંધા વાળવાને એક યુકિત રચતો હતો. જે યુકિત પ્રતાપના જાણવામાં આવ્યાથી તેનું હૈયું ભરાઇ આવ્યું. એ પહોંચેલા મોગલ બાદશાહે પ્રતાપના સ્વધર્મી અને સગાઓને તેની સામા લડવાને ઉભા કર્યા. મારવાડ, અંબર, વિકાનેર અને ચિતોડની છેલ્લી લડાઇમાં જેલમની સાથે લડનાર બુંદીનો રાજા પણ અકબરને મળી ગયો અને તેની તાબેદારી કરવા લાગ્યો, એટલુંજ નહિ, પણ પ્રતાપનો પોતાનો ભાઇ સગરજી અકબરને આશરે ગયો. અને એ દગાના બદલામાં અકબરે તેને કંદહાર અને તેની આસપાસનો મુલક આપ્યો. અકબરના શાહજાદા જહાંગીરનો મોટો સરદાર મોહોબતખાં તે આ સગરજીનો પુત્ર થાય. મોહોબતખાં મુસલમાન થઇ ગયો હતો.

આ પ્રમાણે જેમ જેમ આપદાનો વધારો થતો ગયો તેમ તેમ નાહિંમત ન થતાં પ્રતાપનું ધૈર્ય પણ દ્રઢ થતું ગયું. પ્રતાપે પ્રતિજ્ઞા લીધી કે “ મારી માના ધાવણને હું કીર્તિ અપાવું ત્યારેજ ખરો.” અને તે પ્રમાણે એણે છેવટ સુધી પોતાની પ્રતિજ્ઞા બરોબર પાળી. દિલ્લીની પાદશાહતના એકંદર લશ્કર સામે અને અકબર જેવા પરાક્રમી દુશ્મનની સામે રજપૂતસ્થાનના બીજા રાજાઓની મદદ ન છતાં, પચીશ વરસ પોતે એકલો બહાદુરીથી લડયો. અને એક

વખતે મેદાનમાં નાશ કરતો તો બીજીવાર આ પહાડથી આ પહાડ એમ ભટકતો અને તેમના જેવાજ જંગલી માણસોની અંદર પોતાની ગાદીના વારસ અમરસિંહને ઉછેરતો હતો, એ કાંઇ નાનીસુની વાત ન કહેવાય. બાપા રાવળના દીકરા શાશવંત મનુષ્યને શિર નમાવે, એ વિચારજ પ્રતાપને નહિ ખમી શકાય એવો લાગતો, અને તેથીજ એણે અકબરના તખ્તથી અકબરને તાબે થવાની કે માગણીઓને (તેઓ આખા હિંદુસ્તાનના પાદશાહ હતા તોપણ) કન્યા દેઇને તેની સાથે સંબંધ કરવાની જેજે માગણીઓ આવી તે સઘળી તેણે ધિઃકારી કાઢી.

એ વખતે એણે જેજે પરાક્રમો કર્યાં, તે મેવાડની દરેક ખીણમાં હાલ પણ હયાત છે. એ પરાક્રમો દરેક ખરા રજપૂતના અંતઃકરણમાં આજ સુધી કાયમ રહેલાંછે. અને ઘણાં ખરાં તો તેજ વિજયી મોગલના ઇતિહાસમાં તેમના ઇતિહાસ કર્તાઓએ નોંધેલાં છે. એ સઘળાં પરાક્રમો આ ઠેકાણે કહેવાથી અને પ્રતાપે જેજે કષ્ટો સહન કર્યાં તે સઘળાં વર્ણવાથી જે લોકોએ મેવાડમાં મુસાફરી કરી નથી તેને ગપ્પાં લાગે. બાકી મેવાડની અંદર પ્રતાપસિંહના પરાક્રમની વાતો હજુ તાજી છે. જો પ્રતાપના સરદારોના વંશજોની સાથે આપણે વાતો કરીએ તો તેઓ તેમના વડવાઓનાં બહાદુરી ભરેલાં કામો વર્ણવેછે, તે સાંભળતાં આપણાં રૂવાં ઉભાં થાયછે. અનેઘણીવાર તો એ વાતો કરતાં શ્રોતાવકતાની આંખો આંસુથી ભરાઇ જાયછે.

પ્રતાપના સરદારો ધૈર્યથી તેને છેવટ સુધી વળગી રહ્યા. જોકે તેના સરદારોને જાગીરની અને પૈસાની લાલચોથી ફોડવાને ઘણો પ્રયત્ન થયો હતો, તોપણ તેનો એકે સરદાર તેને છોડીને ગયો નહિ. એ તેમની સ્વામી ભક્તિને ધન્ય છે. પ્રતાપસિંહના

પક્ષમાં રહી જેમલના છોકરાઓએ અને તેમનીજ સાથે નિમકહલાલ ચંદ્રસિંહના કૂળના વંશજો સલુંબ્રાએ પોતાના પ્રાણ આપ્યા. મેવાડના ઇતિહાસનાં પચરંગી પાનાંમાં આ પડતીના વખતનાં પાનાં શુલ્ર થતાં દીવાની પેરે સૌથી વધારે પ્રકાશિત છે. કેટલાક સરદારો તો પ્રતાપના પડતા નસીબની વખતે પ્રતાપસિંહની સાથેજ લડવું ને મરવું એવા આગ્રહથી તેને વળગી રહ્યા. આવા સરદારોમાં દેલવાડાનો સરદાર મુખ્ય છે, કે જેની સ્વામી ભક્તિથી તેને રાણાની જમણી બાજુએ બેસવાનો હક્ક મળ્યો. રજપૂતોના આવા ધૈર્યનો, સ્વામી ભક્તિનો, દેશાભિમાનનો, સ્વાત્માર્પણનો, ને પરાક્રમનો મુકાબલો કરવાને દુનિયાના ઇતિહાસમાં બીજી પ્રજાની ખોળ કરવી તે ધુમાડાના બાચકા જેવું છે, ધન્ય છે રજપૂત વીરાઓ તમને!

ચિતોડના નાશની યાદગીરી રાખવાને ચિતોડ ફરીને પાછું અસલની માફક કીર્તિવંત થાય ત્યાંસુધી પ્રતાપે પોતે અને પોતાના વંશજોને શોખની અને ભપકાની વસ્તુઓ વાપરવાની મના કરી. સોનારૂપાની થાળીઓ દૂર કરીને તેને બદલે પત્રાવળીમાં જમવું, ઘાસ ઉપર સુવું. અને દાઢી મુડાવવી નહિ એમ ઠરાવ્યું. વળી તેથી પણ વિશેષ તેમની પડતી જલદીથી માલમ પડવાને અને ચડતી કરવાની જલદીથી ઉશ્કેરણી થવાને પહેલાં લડાઇમાં કે વરઘોડામાં નગારખાનું હરોલમાં રહેતું, તે સૌથી પાછળ રાખવાનો ઠરાવ કર્યો. મેવાડની પડતીની આ છેલ્લી નિશાની હજુ-પણ છે. તેઓ હજુસુધી દાઢી કાતરતા નથી. અને જો કે ગમે તે બાનાથી પણ સ્વદેશાભિમાની પ્રતાપની કરેલી મના તજી દીધીછે, તોપણ તેની યાદગીરીની નિશાની હજુ સુધી રહેલી છે—પ્રતાપના વંશજો સોનારૂપાની થાળીઓમાં જમેછે અને ઢોલીઆ ઉપર સુઇ રહેછે. તોપણ થાળી નીચે પત્રાવળાં ને ઢોલીઆ નીચે ઘાસ રાખેછે.[૧]

---

૧ ટાડ રાજ્યસ્થાન પુસ્તક ૧ લું.

પ્રતાપસિંગ ઘણીવાર કહેતો કે "જો ઉદેસિંગ થયોજ ન હોત, મ્હારી ને સંગ રાણાની વચમાં બીજો કોઇ રાણો થયો નહોત તો કોઇ મુસલમાને રાજસ્થાન ઉપર કોઇવાર અમલ કર્યો ન હોત." પાછલા સૈકામાં હિંદુઓની સ્થિતિમાં સુધારો થયો. મુસલમાનોના દબાણથી પડી ભાગેલાં રાજ્યો આગળ પડવા લાગ્યાં. તેમાં અંબર મારવાડનાં રાજ્યો મુખ્ય હતાં. તેઓ એટલાં બળવાન થયાં હતાં કે મારવાડનું એકલું રાજ્ય દિલ્લીના પાદશાહ ફીરશાહના સામું થઇ શક્યું હતું. તેમજ ચંબલ નદીના બંને કાંઠા ઉપર નાનાં નાનાં ઘણાં રાજ્યો હસ્તીમાં આવી બળવાન થયાં હતાં. મુસલમાનોની પાસેથી રાજ્ય પાછું છીનવી લેવાને માત્ર એક પરાક્રમી સરદારની ખામી હતી. એવો સરદાર તેમને સંગ મળ્યો હતો. તેનામાં અધિરાજા થવાને યોગ્ય સઘળા સદ્ગુણો હતા. વળી ચિતોડના રાણાને હિમાલયથી રામેશ્વર સુધીના સઘળા રાજાઓ કુળવાન ગણીને માન આપતા હતા. એવા સરદારને તાબે રહેવાની અગત્ય તેઓ સમજતા, હતા, અને એવા સરદારની ખામીથીજ તેમણે તેમના બાપદાદાનું જૂનું દેશીરાજ્ય ગુમાવ્યું હતું. એ સંગના જેવોજ સરદાર તેમને પ્રતાપસિંહ મળ્યો હતો. તેણે જો ઉદેસિંગ ન થયો હોત, અથવા અકબર જેવો જોરાવર પાદશાહ એના સામો ન હોત તો એણે હિંદુ રાજ્યની પુનઃસ્થાપના કરી હોત. પણ હિંદુ રાજ્યને કમનસીબે તે વખતે દિલ્લીની ગાદીએ બળવાન ને અકલબાજ પાદશાહ હતો. તેણે રજપૂત ઐક્યમાંથી યુકિતથી ઘણાં બળવાન રજપૂત રાજ્યોને નોખાં પાડ્યાં, એટલુંજ નહિ, પણ તેમને પ્રતાપસિંહની સામા લડવાને ઉભાં કર્યાં. તેથી પ્રતાપસિંહ એકલો પડી ગયો. અને તેથીજ તે હિંદનાં રજપૂત રાજ્યોનું નસીબ ફેરવી શક્યો નહિ.

અનુભવી ને અકલવાળા કેટલાક સરદારોની મદદથી પ્રતાપે તે વખતને અનુકૂળ આવે એવો પોતાની ટુંકી ઉપજને અનુસરીને

રાજ્યમાં સુધારો કર્યો. અમુક પ્રકારે નોકરી કરવી ઠરાવીને નવી જાગીરો આપી. રાજ્યગાદીની જગા કોમલમેરમાં હતી તે જગા મજબુત કરી. અને એજ પ્રમાણે ગગુંદા ને બીજા પહાડી કિલ્લા પણ મજબુત કર્યા. મેવાડના સપાટ દેશમાં લડવાનું અશક્ય હોવાથી એના વડવાઓની રીત મુજબ તે પહાડોમાં ભરાયો ને એની રૈયતને પણ પહાડોમાં ભરાઇ જવાનો હુકમ કર્યો. તથા જે ન જાય તેને દેહાંત દંડની શિક્ષા ઠરાવી. તેથી બનાસ અને બેરીસ નદીની અને અરવલીની પૂર્વના ઉંચ પ્રદેશ વચ્ચેનો ફળદ્રુપ દેશ એના વખતની લાંબી મુદ્દત ચલેલી લડાઇના વખતમાં દીવા વગરનો રહ્યો.

આ વખતે પોતાના હુકમનો બરાબર અમલ થવાને પ્રતાપે જે સખ્તાઇ વાપરી તેની ઘણી વાતો જોડાએલી છે. થોડા સવારો સાથે લેઇને પોતાના હુકમનો બરાબર અમલ થએલો જોવાને પ્રતાપ ઘણીવાર પર્વતોમાંથી બહાર આવતો. એ પ્રમાણે એની સખ્તાઇથી સપાટ ફળદ્રુપ દેશ ઉજ્જડ જેવો થઇ ગયો. અનાજને બદલે ખેતરોમાં ઘાસ ઉગી નીકળ્યાં, ધોરી રસ્તામાં બાવળીઆ ઉગ્યા ને વસ્તીવાળાં ઉજડ થએલાં ગામોમાં શિકારી જાનવરો વસવા લાગ્યાં. એક વખત એક ભરવાડે છાનાંમાનાં પોતાનાં બેદાંને બનાસ નદી ઉપર ઉગેલા સારા ઘાસમાં ચાર્યાં, તેની તપાસ કરીને તેને મારી નાંખ્યો, ને બીજા લોકોમાં ભય બેસાડવાને તેને ઉંચો લટકાવ્યો. આવા સખત ઉપાયો લેઇને પ્રતાપે રાજસ્થાનનો આ મેવાડી બાગ જીતનારાઓને નિરૂપયોગી કરી મુકયો. એ વખતે દિલ્લી ને યુરોપ વચ્ચે વેપાર સરૂ થયો હતો, તે વેપારનો માર્ગ મેવાડમાં થઈ સુરત ને બીજાં બંદરો મારફત હતો; તે પ્રતાપે લુટ ચલાવ્યાથી બંધ પડયો.

પ્રતાપની સાથે લડાઇ ચલાવવાને અકબર પંડે આવ્યો, ને અજમેરમાં પોતાની છાવણી કરી. આ પ્રખ્યાત કિલ્લો, આગળ

જતાં અકબરના બાવીશ સુબામાંના એક સુબાની રાજધાની થઇ, તથા ત્યાં પાદશાહી લસ્કર રહેવા લાગ્યું. શેરશાહની સામા બહાદુરીથી લડનાર મારવાડનો રાજા માલદેવ, અંબરના રાજા ભગવાનદાસનો દાખલો લઇ અકબરને શરણે આવ્યો. પ્રતાપ ગાદીએ બેઠા પછી બીજે વરસે જોધપુર અને મેરતીઆ આગળ લડાઇમાં હાર્યા પછી માલદેવે પોતાના દીકરા ઉદેસિંગને અકબરની છાવણીમાં તાબે થવાનું કહેણ લઇ મોકલ્યો. ઇ. સ. ૧૫૭૩. અજમેર જતાં નાગોર મુકામે અકબરે ઉદેસિંગની મુલાકાત લીધી. તે વખતે અકબરે મંડોરના રાવને રાજાનો ઇલકાબ આપ્યો. આગળ જતાં જોધપુરના રાજા મહારાજાના નામથી ઓળખાવા લાગ્યા, અને ત્યારથી મારવાડના રાજાને મોગલ પાદશાહને જમણે હાથે બેસવાનો હક્ક મળ્યો. રજપૂતોની ખાસિયત નઠ્ઠ કઇ એણે જે મોટાઇ મેળવી તે કરતાં, તે વગરજ રાઠોડ રાજા એના દેશીઓમાં વધારે આબરૂદાર હતો. પહેલ વહેલી ઉદેસિંગેજ પોતાની દીકરી અકબરના દીકરા સલીમ વેરે પરણાવી. ઉદેસિંગે આબરૂ વેચી તેના બદલામાં અકબરે તેને વીશ લાખ રૂપિઆની ઉપજના ચાર પ્રાંતો આપ્યા. મારવાડ ને અંબરના રાજાઓનો દાખલો લઇ રાજસ્થાનના નાના રાજાઓ પણ દિલ્લીના તાબામાં આવ્યા. આ રાજાઓને મોગલ ઇતિહાસ કર્ત્તાઓ રાજ્યના થાંભલા અને શણગાર તરીકે લખેછે તે બીલકુલ વાજબી છે.

પણ એ બધું પ્રતાપને નુકસાનકારી હતું. તેનાજ દેશીઓને તેનીજ જાતના તેની સામા થયા. તેઓ પ્રતાપના મહાન્ ઠરાવની નકલ કરવાને બદલે તેની અદેખાઇ કરવા લાગ્યા. રાજસ્થાનના બુંદી સિવાયના સઘળા રાજાઓએ હિંદુ આચાર છોડી દીધો, તેથી પ્રતાપે તેમની સાથેનો વ્યવહાર બંધ કીધો; અને પોતાનો વ્યવહાર દિલ્લી, પાટણ, ધાર, ને મારવાડના જૂના રાજકુળના પોતાના

પટાવતો સાથે ચાલુ કર્યો. પ્રતાપને અને તેના વંશજોને ધન્ય છે કે મોગલ રાજ્યની આખર આવી ત્યાંસુધી પણ તેમણે મોગલોને કન્યા દીધી નહિ; એટલુંજ નહીં, પણ મારવાડને અંબરના રાજાઓ સાથે પણ વ્યવહાર રાખ્યો નહિ. સદ્ગુણના જુસ્સાની જીત લખતાં કોને અભિમાન ન આવે? મારવાડ ને જેપુરના રાજા વખતસિંગ અને જેસિંગ લખી ગયાછે કે અમો રજપૂતોની ખાસિયત તજી દઇ મોટાઇ મેળવીછે, ને ખરી રજપૂતાઇને વળગી રહેવાથી મેવાડ પડતી હાલતમાં આવ્યુંછે, તથા અમે, પાદશાહની મહેરબાનીથી અમન ચમનમાં મશગુલ છીએ, તોપણ અમારે પવિત્ર થવાને માટે કન્યા વ્યવહારમાં દાખલ થવાને શુદ્ધ થવાં માટે રાણાજીના કાલાવાલા કરવા પડયા. અને અમારી આ માગણી રાણાએ ફરીને મુસલમાનોને કન્યા નહિ દેવાની સરતે કબુલ કરી. તે સાથે બીજી સરત એ કરી કે મેવાડની કન્યા જે રાજ્યમાં દીધી હોય, તેના પુત્ર પાટવી હોય કે નહિ, તોપણ તેજ તે રાજ્યનો વારસ થાય. આ સરત મોગલ રાજ્યની પડતીને લીધે તૂટી નહિ. આબરૂ વેચીને મોટાઇ મેળવવા કરતાં, આબરૂ નહિ વેચવામાં પ્રતાપની મોટાઇ રજપૂત વટ રાખવાથી કેવી સચવાઇ? મોટા કહેવાતા રજપૂતોનેજ પ્રતાપના વંશજોના કાલાવાલા કરવા પડયા એ કેટલી મોટાઇ? જો પ્રતાપે રજપૂતોની ખાસિયત તજી દઇ બીજાઓનો દાખલો લઇ રજપૂતોની પવિત્રતા સાચવી નહોત તો હાલમાં પવિત્ર રજપૂતો કયાંથી હોત? પણ મહાન્ પ્રતાપના મહાન્ સદ્ગુણોથીજ એ પવિત્રતા સદા સુધી સચવાઇ રહી.

મુસલમાનોને કન્યા દીધાથી પ્રતાપ ને તેના પટાવતો આ પ્રખ્યાત રાજાઓને કેટલા ધિક્કારતા હતા, તે આ નીચેની વાત ઉપરથી માલમ પડેછે. અંબરની ગાદીએ એ વખતે રાજા માનસિંહ રાજ્ય કરતો હતો. એ રાજા અંબરના રાજાઓમાં ઘણો પ્રખ્યાત

થઇ ગયોછે. એ રાજ્યની ચડતી પણ માનસિંગથીજ થઇછે. પોતાના રાજ્યની મજબુતી કરવાનો ઉપાય હિંદુઓ સાથે લગ્ન સંબંધ કરીને કરવાની જે રીત બાબરે પાડી હતી તે ખરી છે, એવું માનસિંગે સાબિત કરી આપ્યું. એ માનસિંગની બેન હુમાયું વેરે પરણાવી હતી, માટે રાજા માન અકબરનો મામો હતો. માનસિંગ બુદ્ધિ અને બહાદુરી વડે તથા અકબર સાથે આ સગાઇ હોવાથી અકબરના સઘળા સરદારોમાં પ્રખ્યાત થઇ ગયોછે. અકબરે જે જય મેળવ્યા હતા તેમાંના અર્ધાઅર્દ્ધ તો આ માનસિંગે મેળવ્યા હતા. માનસિંગ કછવા જાતનો રજપૂત રાજા હતો કછવા ભાટોએ રાજા માનનાં બહુ વખાણ કર્યાંછે. "ઇરાનમાંના પેરોપામીસન પર્વત સુધી પશ્ચિમમાં તે આરાકાન સુધીનો પૂર્વમાં સઘળો મૂલક એ રજપૂત રાજાએ રજપૂત લશ્કર વડે જીતીને તાબે કર્યો." એમ તેઓ લખી ગયાછે. અને એ વાતમાં સચ્ચાઇ પણ છે.

માનસિંગ દક્ષિણમાંથી સોલાપુરની જીત કરી દિલ્લી જતો હતો, ત્યારે પ્રતાપસિંહે મુલાકાત માટે કોમલમેર જે રાણાની રાજધની હતી, ત્યાં બોલાવ્યો. પ્રતાપસિંહ તેની મુલાકાત માટે ઉદેસાગર સુધી આવ્યો. એ સરોવરને કાંઠે જમવા માટે રસોઇ તૈયાર કરાવી. જમવા માટે પાટલા માંડ્યા પછી પ્રતાપસિંહના કુંવર અમરસિંહને પીરસવાનું કામ સોંપી માનસિંગને તેડું મોકલ્યું. માનસિંગ આવ્યો, પણ ત્યાં રાણોજી ન આવ્યાથી કારણ પૂછતાં અમરસિંગે જણાવ્યું કે રાણાજીનું માથું દુખેછે, તેથી આપ જમવા માટે બેસી જાઓ. મેમાનગત માટે પણ તેથીજ રાણાજીએ મને મોકલ્યો છે. રાણાનું નહિ આવવાનું ખરું કારણ માનસિંહ સમજ્યો. તેથી તેણે નમ્રતાપૂર્વક કહ્યું કે "રાણાજીને કહો કે તેમનું માથું દુખવાનું કારણ હું સમજ્યોછું, પણ જે ભૂલ થઇ, તે સુધરે તેમ નથી." હવે કાંઇ બીજું બાનું રહ્યું નહિ હતું એટલે અમ-

રસિંહે દિલગીરી બતાવી કહ્યું કે "જે રજપૂને તૂર્કને કન્યા દીધી, અને જે કદાચ તેની સાથે જમ્યા પણ હોય, તેની સાથે રાણાજી જમશે નહિ." માનસિંગ આ અપમાન ખમે એવો નહોતો. અને જ્યારે પ્રતાપસિંહેજ એને નોતરૂં દેઇ આ અપમાન આપ્યું, ત્યારે તે વાજબી પણ નહિ હતું. તેથી માનસિંગ જમ્યા વગરજ અન્નદેવને અપમાન ન થાય, માટે થોડા દાણા પાઘડીમાં મૂકી ઉઠ્યો. અને બોલ્યો કે "અમે તમારી આબરૂ સાચવવા માટે અમારી બેનો ને દીકરીઓ તૂર્કને આપી અમારી આબરૂ ગુમાવી છે. પણ હવે આ દેશમાં તમે રાજ્ય કરી શકવાના નથી. માટે જો તમારો એવો દૃઢ નિશ્ચયજ હોય તો દુખમાં પણ તમે તેવાજ રહેજો." આ મુલાકાતનો એ રીતે ઓચિંતો છેડો આવ્યાથી રાણાજી ત્યાં આવ્યા. એટલે માનસિંગે ઘોડેસ્વાર થઇ પ્રતાપસિંહ તરફ ફરીને કહ્યું કે "જો હું તમારો અહંકાર નીચો નમાવું નહિ તો મારૂં નામ માનસિંગ નહિ." ત્યારે પ્રતાપે કહ્યું કે "ભલે તમે જ્યારે આવશો, ત્યારે હું પણ તમને ખુશીથી ભેટવાને તૈયાર છું." તેવામાં એક જણે લગાર મશ્કરીમાં કહ્યું કે "એ જ્યારે આવશે ત્યારે એના ભાણેજ અકબરને લાવ્યા વગર નહિ રહે." માનસિંગ ગયા પછી જ્યાં ભાણાં નાંખ્યા હતાં તે જગ્યા અપવિત્ર થએલી ગણી ત્યાં ગંગાજળ લાવી છાંટ્યું. તથા ત્યાં રાણાના જે સરદારો આવ્યા હતા તે સરદારોએ માનસિંગના આવવાથી જાણે અભડાયા હોય તેમ નાહિને કપડાં બદલ્યાં. આ દરેક વાતની અકબરને ખબર થઇ. તેથી આ અપમાન પોતાને મળેલું ગણી, અને જે વહેમ તે નાશ પામેલો ધારતો હતો તે ફરીને તાજો થએલો જોઇ અકબરને રીસ ચઢી. તેણે ધાર્યું કે પ્રતાપની તોફાનાઇ અટકાવીશું નહિ તો બધા રજપૂતો મારો પક્ષ છોડી જતા રહેશે. તેથી જે લડાઇઓએ પ્રતાપનું નામ અમર કર્યું છે, તે લડાઇઓમાંની પહેલી લડાઇ જલદીથી શરૂ થઇ. એ

પહેલી લડાઇ હલ્દીઘાટ આગળ થઇ. મેવાડમાં જ્યાંસુધી સીસોદીઆનું રાજ્ય હશે, અથવા એ લડાઇની વાત કહેવાને મેવાડનો એક પણ ભાટ જીવતો હશે, ત્યાંસુધી હલ્દીઘાટ ભૂલાવાનો નથી.

પોતાના પાટવી કુંવર સલીમની સરદારી નીચે અકબરે સૈન્ય મોકલ્યું, અને સલીમના સલાહકાર તરીકે રાજા માનને તથા પ્રતાપના ભાઇ સગરજીના દીકરા મોહોબ્બતખાનને મોકલ્યા. સલીમના સામા થવાને પ્રતાપનો મુખ્ય આધાર પોતાના બાવીશ હજાર રજપૂતો અને મેવાડના પહાડો ઉપર હતો. અરવલીને પશ્ચિમ છેડે થઇને આવતાં મોગલાઇ લશ્કરને કાંઇ અંતરાય નડ્યો નહિ. તેઓ જ્યારે આ અજાણ્યા દેશના ભયંકર રસ્તાના નાકા આગળ આવ્યા, ત્યારે ત્યાં સઘળા એકઠા થયા.

પ્રતાપસિંહ જે જગાએ ભરાઇ બેઠો હતો, તે જગ ની આસપાસ, ને તેમાં વિશેષે નવી રાજધાનીની પશ્ચિમ બાજૂએ પહાડો હતા. એ જગા ઉત્તરમાં કોમલમેરથી દક્ષિણમાં રીકમનાથ સુધી ૮૦ મૈલ લાંબી અને પશ્ચિમમાં મીરપુરથી પૂર્વમાં સાતુલા સુધી શુમારે ૮૦ મૈલ પહોળી હતી. આ સઘળી જગા પહાડો ને જંગલો તથા ખીણો ને નાળાંથી ભરેલી હતી. સઘળી દિશા તરફથી રાજધાની ઉપર આવવાના રસ્તા એટલા સાંકડા હતા કે તે રસ્તાને સાંકડી ખીણ કહીએ તો ચાલે. રસ્તાની દરેક બાજૂએ ઊંચા છાતી વરામ ખડકો હતા, અને તે રસ્તા બે ગાડી સામસામી મુશ્કેલીથી જાય, એટલા પહોળા હતા. તે રસ્તાઓમાં કોઇ કોઈ ઠેકાણે કુદરતી બનાવની એવી જગાઓ હતી કે જ્યાં આગળ હજારો માણસનું લશ્કર રહી શકે. હલદીઘાટનું મેદાન પણ એવું હતું. આસપાસ પર્વતો ને ખીણના મોં આગળ નાના ટેકરા આવ્યાથી જાણે ખીણ બંધ થઇ ગઈ હોય તેવું હતું. તેથી એ જગા મુશ્કેલ હતી.

આ જમાએ પ્રતાપ પોતાના બાવીશ હજાર રજપૂતો ને ભીલોનું લશ્કર લઇ આવ્યો. સઘળું લશ્કર જમાવ થયું એટલે તેમને ભેગા કરીને પ્રતાપસિંહે કહ્યું કે “મારા શૂરા ભાઇઓ, આજે આપણે આપણી આબરૂ સાચવવા, આપણા દેશનું રક્ષણ કરવા, અને દિલ્લીનો પાદશાહ જેપુર ને જોધપુરવાળાને મુસલમાન કર્યા તે પ્રમાણે આપણને મુસલમાન કરવા ધારે છે તેથી બચવાને એકઠા થયા છીએ. અંબરવાળા નાકકટ્ટાએ નાત વટારી તેમ પોતાના જેવા આપણને કરવાને એના મામાને લઇને લડવા આવ્યો છે. પણ આજે આપણે તેને બતાવી આપીશું કે કછવા જેવા કંઇ સીસોદીઆ બાયલા નથી કે તેઓ તેઓ ડરીને મુસલમાન થશે. શૂરા સીસોદીઆ પ્રાણ તજશે પણ પોતાની રજપૂતવટ કદી તજવાના નથી. સીસોદીઆ ગમે તો રાજ્ય ખોશે, પ્રાણ આપશે, ને પાયમાલ થશે, પણ તેઓ પોતાની વહાલી આબરૂ ખોશે નહિ. આ લોકના ચાર ઘડીના ચાંદરણા માટે તેઓ સ્વર્ગનું અનંતકાળ લગીનું સુખ વેચશે નહિ. સીસોદીઆ મેવાડની તસુએ તસુ જમીનને માટે છેવટ સુધી લડશે, ને તેમના પરાક્રમનો તેમને સ્વાદ ચખાડશે, પણ તેઓ તાબે થઇ મુસલમાન થવાના નથી. છેવટે સીસોદીઆ તમારી સંખ્યાના બળથી હિંમત હારી પાછા હઠવાના નથી. તેઓ છેવટ સુધી તમને નિરાંત વળવા દેવાના નથી. મારા શૂરા ભાઇઓ, આપણે એ વટલેલ કછવાઓને, ને રાઠોડોને બતાવવું કે તમારા જેવા સ્વદેશશત્રને સીસોદીઆઓએ કોઇ દિવસ લેખામાં ગણ્યા નથી ને ગણવાના પણ નથી. મુસલમાનોની સંખ્યા ઘણી છે તોપણ શું થઇ ગયું ? એવાં ઘેટાંના ટોળાથી શું સિંહ નાહિમ્મત થશે ? શું સિંહો બકરાંના ટોળાથી હઠી જશે ? એવાં બકરાંને મારવામાં કે ભગાડવામાં સિંહ બચ્ચાને કેટલી વાર લાગવાની છે ? પેલો અલ્લાદીઓ ખુની ઘણાંએ બકરાં લઈ આવ્યો હતો. વળી માળવા ને ગુજરાતવાળા

ક્યાં ઓછાં બેટાં લઈ આવ્યા હતા? વહાલાઓ, આપણા બાપદાદાઓએ એવાં ધર્મશત્રુ બેટાંઓનો કેટલીએવાર ભગાડીને નાશ કર્યો હતો, તે તમને ક્યાં માલુમ નથી. માટે મારા શૂરા સિંહો ચાલો, તૈયાર થાઓ. મુસલમાનો તૈયાર થઇ આવે છે, તેમને રોકવાને, નસાડવાને, અને નાશ કરી જડ મૂળ કહાડવાને તૈયાર થાઓ, ચાલો અને આપણી તલવારનો સ્વાદ તેમને ચખાડો. પણ જો તમારામાંનો કોઇ મુસલમાન અને મુસલમાન થઇ ગએલા રજપૂતોના સંખ્યાબળથી ડરતો હોય, જેને પોતાના દેશની આબરૂ કરતાં પ્રાણ વધારે વહાલો હોય તે હમણાં સુખેથી જાય ને ઘર ભેગો થઇ જાય. જાઓ મારી રજા છે. એવા અધકચરાથી આપણને કાંઇ મદદ મળવાની નથી પણ ઉલટા તે આપણને સાચવવા ભારે થઇ પડશે. માટે ભાઇઓ, એવા અધકચરા હો તે પહેલેથી સુખે ઘેર જાઓ. હું તમને રજા આપું છું." પણ કાં રજપૂત કાં ભીલ કાં જુવાન કાં વૃદ્ધ, સૌ ઉભા રહ્યા. સઘળા પોતાના દેશનું, ધર્મનું ને આબરૂનું રક્ષણ કરવાને સ્થિર થઇ ઉભા. તેઓ સ્વદેશાભિમાનના જુસ્સામાં મોટા આવેશથી સૌ સાથે બોલી ઉઠ્યા કે "મહારાજા, અમે પણ આપની પ્રજા ને બચ્ચાં છીએ. અમારામાં જો આપના જેવાજ સદગુણો ન હોય તો અમને ધિ:કાર છે. અમે તો આપનીજ સાથે મરીશું, કાં મારીશું. અમે અમારા ધર્મનું, દેશનું, ને રજપૂતવટનું રક્ષણ કરીશું, ને તેમ કરતાં મરીશું તો મોક્ષ પામીશું. પણ અમારી જાત લજવીશું નહિ. મહારાજા, આ દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી અમે તમારીજ સાથે રહી સુખ દુ:ખના ભાગીઆ થઇશું, આબરૂ ગુમાવીને જીવવાનું કોઇ મેવાડી પસંદ કરવાનો નથી. તે તો કચ્છવા ને રાઠોડોને સોંપ્યું. માટે મહારાજા અમને હુકમ આપો. એમ બોલી તેમણે સઘળાઓએ "એકલિંગજીની જે, મેવાડપતિની જે, હિંદુ ધર્મની જે." એ પ્રમાણે ત્રણવાર જય પોકરાવી. જયજય-

કારનો અવાજ શમ્યો, કે રાણા સાહેબ બોલ્યા, "મારા બહાદુર શરવીરો ને સુભટો, આપણે કાંઇ ઉતાવળનું કામ નથી. દુસ્મનોને આપણી ખીણો નજીક આવવા દો, આપણે માત્ર સાવધ રહો કે આપણા ઉપર એ દગાખોરો છાપો મારે નહિ. તેઓ ઘણા છે માટે આપણે વધારે સાવચેતી રાખવી જોઇએ. પછી ભીલો તરફ ફરીને તેમને કહ્યું—શરા રાવતા ને નાયકો, તમે રજપુતોની સાથે મેદાનમાં લડશો તે કરતાં ડુંગરી લડાઇમાં તમે વધારે ફાવશો. તલવારો આગળ તીર કામઠાં ટકશે નહિ. માટે તમે ડુંગરાની આ ધારો ઉપર ને શિખરો ઉપર જાઓ ને ત્યાંથી દુસ્મનો ઉપર તીરોનો વરસાદ વરશાવજો, અને દુસ્મનો આ ધારોની નજીક આવે કે તેમના ઉપર મોટા મોટા પથરાની ગદાઓ ગબડાવી પાડજો, ને તીર ને પથરાના વરસાદથી નાશ કરજો. જોજો ભાઇઓ? સાવધ રહેજો; અને કદાપિ આપણો પાસો અવળો પડે તો તેમને હાથ નહિ આવતાં ડુંગરાની છુપી બખાલોમાં ભરાઇ જઇને મને આવી મળજો. ને જો હું પણ કામ આવ્યો હોઉં તો તમારા બાળક રાણાનું રક્ષણ કરી સાચવજો કે આગળ ઉપર મેવાડનું રાજ્ય પાછું સ્વતંત્ર થઇ આબાદી ભોગવે." એમ કહી ભીલોને બરાબર ગોઠવ્યા પછી રજપુતો તરફ ફરીને બોલ્યો કે—મારા વીરાઓ, મારૂં એટલું વચન યાદ રાખજો કે આ લડાઇમાં આપણે અમર નામ કરી આપણી આબરૂ સાચવીશું, એ તો નક્કીજ છે, પણ જો મેવાડને કમનસીબે હું કામ આવ્યો, તો તમે નકામાં પતંગીઆની માફક અવિચારથી જીવ ગુમાવશો નહિ. મારી સાથે તમે પણ બધા કામ આવી ગયા તો તમારા બાળક રાણાનું રક્ષણ કોણ કરશે? દુઃખની વખતે તેની સહાય કોણ કરશે? અને તેથી પણ વધારે આપણા દેશની સ્વતંત્રતા પાછી મેળવવાને રાણા અમરસિંહને કોણ મદદ કરશે? માટે આ મારો છેલ્લો હુકમ છે ને મને આશા છે કે તમે તેને માન આપશો કે જો દૈવ ઇચ્છાથી આ લડાઇમાં

હું કામ આવું, તો તમે તરતજ પાછા જઇ તમારા બાળક રાણાને આ પહાડોની ગુપ્ત ગુફાઓમાં આપણા વનપતિ ભીલ રાજાઓના રક્ષણ નીચે લઇ જઈ ઉછેરજો, કે આગળ ઉપર આપણો દેશ મુસલમાનોના હાથમાંથી છોડવે, ને આ લડાઇનું વેર લ્હે." આ આજ્ઞા સઘળાઓએ પોતાની ઇચ્છા નહિ છતાં માથે ચઢાવી.

આ પ્રમાણે બંદોબસ્ત કરી રહ્યા, કે મુસલમાનો ત્યાં આવી પહોંચ્યા. બંને લશ્કર સામસામા આવ્યાં કે રજપુતો ભૂખ્યો સિંહ જેમ હરણના ઉપર તળપ મારે તેમ મુસલમાનો ઉપર હાથમાં નાગી તરવારો લઇ તુટી પડયા. સામસામી ભાલા ને તરવારો ઉછળવા લાગી. એક બીજાનાં ધડ માથાં જુદાં થવા લાગ્યાં. લોહીની નદીઓ વહેવા લાગી ને તેમાં માથાં વગરનાં ધડ ને ધડ વગરનાં માથાં તણાવા લાગ્યાં. લડાઇ દેવીને બંને તરફના જોદ્ધાઓ ભોગ આપવા લાગ્યા. મુસલમાનો ઘણા હતા, ને રજપુતો થોડા હતા તેથી હિંમત ન હારે, માટે પ્રતાપસિંહ લડાઇને મોખરે વિકાળ સિંહ રૂપ ધારણ કરી ઘુમવા લાગ્યો, અને શત્રુનો કચરઘાણ કહાડવા લાગ્યો. તેને લઇ તેના શુરા સામતો પણ પોતપોતાના માણસો લઇ મરણીઆ થઇ શત્રુ ઉપર તુટી પડવા લાગ્યા. પ્રતાપે મોખરે રહી રાજા માનને પોતાની તરવારનો સ્વાદ ચખાડવાને ઘણોએ ખોળ્યો, પણ તે તો કયાંએ છુપાઇ ગએલો તે હાથ લાગ્યોજ નહિ. જ્યારે પ્રતાપસિંહ માનસિંગને ખોળવામાં કોઇ રીતે ફતેહ ન પામ્યો, ત્યારે તેણે છેવટે અકબરના વારસ સલીમ ઉપર પોતાનો ઘોડો ઠેકાવ્યો, અને એકજ ભાલે તેના માવતનાં પ્રાણ લીધાં. તેમજ સલીમના રક્ષકોને પણ ખુદાને આશરે પહોંચાડયા. અને જો સલીમે બખતર પહેર્યું, ન હોત તો અકબરના વારસને પણ પ્રતાપે કયારનોએ ઘોરમાં પહોંચાડયો હોત. પ્રતાપસિંહનો પ્રતાપી ઘોડો પણ એના જેવોજ હતો. આ આ લડાઇના જે જે નકશા ચીતારેલા છે, તે બધામાં પ્રતાપનો ઘોડો

ચૈતક સલીમના હાથી ઉપર એક પગ ચઢાવી ઉભેલો અને પ્રતાપ ભાલા સહિત સલીમ ઉપર ધસેલો ચીતર્યો છે. હાથીનો હાંકનાર મરાયો, એટલે સલીમનો હાથી કોઇના કબજામાં ન રહ્યાથી સલીમને લઇને નાસી ગયો આ જગાએ ખુનામરકીની હદ રહી નહિ. મોગલો સલીમનો બચાવ કરવાને અને સલીમને મારવા આવેલાને મારવાને તે સ્થળે એકઠા થયા, તેમ બીજી તરફથી પ્રતાપસિંહ મોગલો વચ્ચે ઘેરાઇ ગયાથી તેને બચાવવાને મેવાડી જોદ્ધાઓ ખુબ જુસ્સાથી તુટી પડયા; અને મોગલોને કાપી પ્રતાપસિંહની આસપાસ ખુલ્લો રસ્તો કરવા લાગ્યા. એ સમયે પ્રતાપને ત્રણ ભાલાના ને ત્રણ તરવારના જખમો થયા હતા અને એક ગોળી વાગી હતી, પણ તે કશાની દરકાર રાખ્યા વગર પ્રતાપ ગાંડા હાથીની માફક ઘુમવા લાગ્યો. એની દોધારીના સપાટામાં જે આવતા, તે એકજ ઝટકે પુરા થતા. તે વખતે લડાઇની દેવીએ જાણે પ્રતાપની તરવારમાંજ વાસો કર્યો ન હોય તેમ જણાતું; પ્રતાપને માથે રાજછત્ર હોવાથી તેને મારવાને કે પકડવાને સઘળું મોગલાઈ બળ ત્યાં આગળ એકઠું થયું હતું, છતાં ત્રણ વાર પ્રતાપે પોતાની તરવારના બળથી પોતાની આસપાસની જગા મોગલો વગરની કરી, પણ મોગલો એ એટલા બધા જુસ્સામાં આવ્યા હતા કે તેઓ ફરી ફરીને એજ જગાએ એકઠા થતા હતાં, છેવટે મોગલોનું બળ વધ્યું, ને પ્રતાપ ઘેરાઇ ગયો. એને માથેથી રાજછત્ર ખસે નહિ તો પ્રતાપનો પ્રાણ બચવો મુશ્કેલ હતો. તેથી તે અડીની વખત સાદરીના ઝાલા રાજા માનસિંગે સાચવી. તેણે પ્રતાપની જગાએ પોતાનો પ્રાણ અર્પી સ્વાત્માર્પણનો ઉત્તમ દાખલો આપ્યો. માનસિંગે મેવાડનું રાજછત્ર પોતાને માથે ધરાવીને પ્રતાપસિંહને ત્યાંથી પાછો કહાડ્યો ને બચાવ્યો. માનસિંગ પોતાના સઘળા લશ્કર સાથે મુસલમાનોપર આગળ ધસ્યો, અને બહાદુરીથી લડતાં લડતાં મરાયો. આ શૂરા ઝાલા રાજાની

સ્વામીભક્તિની યાદગારી માટે હલદીઘાટની લડાઇ થઇ ત્યારથી તે આજ સુધી તેના વંશજોને માથે મેવાડનું રાજછત્ર ધરાયછે;[1] અને તેઓ રાણાના જમણા હાથપર બેસેછે.[2] રજપૂતો ગમે એટલા મરણીઆ થઇ શૂરથી લડયા, પણ એમની સઘળી મહેનત વ્યર્થ ગઇ. મૂઠીભર બહાદુરોની બહાદુરી લાખો માણસોના દળ આગળ શી વિસાતમાં? મોગલોની તોપોના ને બંદૂકોના માર શૂરા રજપૂતોની તરવારોજ ચાલે? એટલે હલદીઘાટના બચાવ માટે મળેલા બાવીશ હજાર મેવાડીઓમાંથી માત્ર આઠ હજાર જીવતા રહ્યા. સ્વામીભક્તિનાં ને સ્વદેશ રક્ષણ માટે સ્વાત્માર્પણનાં દૃષ્ટાંતો આ લડાઇમાં જેવાં બન્યાં છે, તેવાં બીજી કોઇ લડાઇમાં ભાગ્યેજ બનશે।

બીજા કોઇપણ સોબતી વગર પ્રતાપસિંહ એકલો ચૈતક ઉપર પાછો ફર્યો. આખો દિવસ ચાલતાં ચૈતક અટક્યો નહિ. પ્રતાપને પાછો ફરેલો જોઇ તેની પાછળ બે મોગલ સરદારો પડયા હતા. તેમણે એને પકડી પાડયો હોત, પણ એટલામાં એક નાની નદી આવી; તે ચૈતક કૂદી ગયો, ને મોગલોના ઘોડાથી નહિ કૂદાયાથી તેમને થોડી વાર લાગી. પણ પ્રતાપની પેઠે તેનો ઘોડો ચૈતક પણ ઘવાયો હતો, તેથી તેની પાછળ પડનાર મોગલો આવી પહોંચશે એમ તેને જણાયું. એટલામાં એક જણને મેવાડી ભાષામાં તાણીને બુમ પાડતાં સાંભળ્યો કે "ઓ આસમાની રંગના ઘોડાવાળા સવાર હોઓ" આ સાંભળી પ્રતાપે પાછળ જોયું તો માત્ર એક સવાર તેના જોવામાં આવ્યો. એ સવાર એનો ભાઇ સકતો હતો.

---

૧ ટાડ રાજસ્થાન.

૨ ઝાલા રાજા માનસિંગના વંશજો હજુપણ સાદરીમાં રાજ્ય કરેછે, અને આ લડાઈને લીધે મળેલા સઘળા હક ભોગવે છે. મેવાડમાં સાદરીના ઝાલા રાજા સિવાય બીજા કોઈના નગારાં રાજમહેલના દરવાજા સુધી વગાડાતાં નથી. એ હક પણ હલદીઘાટની લડાઈમાંજ તેમને મળ્યો. તથા ઝાલા રાજાને 'રાજ'નો ખીતાબ પણ ત્યારથીજ મળ્યો છે.

એ સકતાને અને પ્રતાપને અણબનાવ હોવાથી તે અકબરને જઇ મળ્યો હતો; અને તે સલીમની સાથે લશ્કરમાં આવ્યો હતો. તેણે પ્રતાપને સોબતી વગર એકલો નાસી જતો જોયો. ત્યારે તેના મનમાંથી સઘળી દુશ્મનાવટ જતી રહી. અને તેના અંતઃકરણમાં પોતાના ભાઇપરનો પ્રેમ ઉભરાઇ આવ્યો. તથા તે સાથે મેવાડીઓની હારથી તેના મનમાં દિલગીરી થઇ. તેથી તે પ્રતાપની પાછળ પડયો. પણ તે માત્ર પેલા બે પઠાણોને મારવા માટેજ. તેણે પોતાના ભાલા વડે બંને પઠાણોને માર્યા. અને પછીથી પ્રતાપને બુમ પાડીને બોલાવ્યો. આ વખતે તેમની જીંદગીમાં પહેલીજ વાર બંને ભાઇઓ હેતથી ભેટયા. અહીં આગળ ચૈતક ઉપરથી તંગ છોડી નાંખ્યો કે તે જમીન ઉપર પડયો ને મરણ પામ્યો. તેથી સકતાએ પોતાનો "અંકારો" નામનો ઘોડો પ્રતાપને આપ્યો, તે ઉપર પ્રતાપ સવાર થયો. ચૈતક મરી ગયો ત્યાં આગળ કરેલો ચોતરો આજે પણ આરોલ પાસે છે. આ સઘળો દેખાવ ઉદેપુરનાં અર્ધાઅર્ધ ઘરોમાં ચીતરેલો આજપણ જોવામાં આવે છે. સકતાની સ્વદેશપ્રીતિ પણ વખાણવા યોગ્ય કહેવાય. સ્વદેશપ્રીતિ માટે વેરભાવ છોડી દેવો એ ગુણ પ્રશંસનીય છે. એ ગુણની ખામીથીજ પૃથુરાજ સામો શાહબુદ્દીન જીતી શકયો. તે વખતે જો સઘળા રજપૂતો સ્વદેશ રક્ષણ માટે વેરભાવ ભૂલી ગયા હત, તો હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય થાતજ નહિ. પણ હાય! વેરભાવ ને કુસંપેજ હિંદનું સત્યાનાશ વળ્યું છે.

પ્રતાપ ને સકતા વચ્ચેની મુલાકાત ટુંકી હતી હસમુખો સકતો સલીમના લશ્કર તરફ પાછો જતી વખતે પ્રતાપની મશ્કરી કર્યા વગર ન રહ્યો તેણે કહ્યું કે "કેમ ભાઇ? માણસ જીવ લઇને નાસતો હોય, ત્યારે તેને કેવું લાગતું હશે!" તેણે પ્રતાપને કહ્યું કે "ભાઇ લાગ આવશે, કે હું તને પાછો આવી મળ્યા વગર નહિ રહું." એમ કહી

તે સલીમ પાસે પાછો આવ્યો. સકતાને સલીમે હકીકત પૂછી ત્યારે તેણે કહ્યું કે "પ્રતાપે બંને પઠાણોને મારી નાંખ્યા, એટલુંજ નહિ પરંતુ મારા ઘોડાને પણ મારી નાંખ્યો. તેથી હું પેલા પઠાણના ખોરાસાની ઘોડા ઉપર પાછો આવ્યો છું," પણ આ વાત સલીમના માનવામાં આવી નહિ, તેથી સલીમે સકતાને કહ્યું કે "જો તું સાચેસાચું કહી દેશે તો તારો જે ગુનો હશે તે માફ કરીશ." ત્યારે સકતાએ કહ્યું કે "મેવાડના રાજ્યનું જોખમ મારા ભાઇ ઉપર છે. તેને જ્યારે જોખમમાં આવેલો દીઠો ત્યારે મારાથી તેનો બચાવ કર્યા વગર રહેવાયું નહિ." આ સાંભળી સલીમે પોતાનો બોલ પાળ્યો, પણ તેને પોતાને ત્યાંથી રજા આપી. તેથી તે પોતાના ભાઇ પાસે જવાને નીકળ્યો. પણ પોતાના ભાઇને મળતાં કોઇ યોગ્ય નજરાણો કરવો, એ વિચારથી એણે ભૈનસ્રોર ઉપર છાપો મારી જીતી લીધું. અને ઉદેપુર આગળ પ્રતાપને આવી મળ્યો. પ્રતાપે તેને ભૈનસોરની જાગીર આપી. એ સક્તાના વંશજો સકતાવત કહેવાયછે. એ સકતાવતોની રાજધાની ઘણી મુદ્દત સુધી ભૈનસોરમાં રહી. જે બે મોગલ સરદારોને સકતાએ માર્યા હતા તે બે ખોરાસાની ને મુલતાની હતા; માટે સકતાની ને તે જગાની યાદગીરી સારૂ એ જગાને ત્યારથી તે આજસુધી "ખોરાસાની મુલતાની હદ" કહેછે.

સંવત ૧૬૩૨ના શ્રાવણ શુદ ૭ નો દિવસ મેવાડના ઇતિહાસમાં યાદ રહેવા જોગ થયો. તે દિવસે મેવાડીઓના શૂરા લોહીથી હલદીઘાટ છંટાઇ ગયો. રાણાના નજીકના સગાઓમાંના પાંચસેં જોદ્ધાઓ તે દિવસે મરાયા. ગ્વાલિયરના પદચ્યુત રાજા રામસિંગે અને તેના કુંવર ખંડેરાવે તેના ૩૫૦ તુવાર યોદ્ધાઓ સાથે રણસંગ્રામમાં પડીને રાણાની મેમાનદારીનો બદલો વાળ્યો. બાબરે તેમને ગ્વાલિયરમાંથી કહાડી મૂક્યા પછી તેઓએ મેવાડમાં રાણાનો

આશરો લીધો હતો. તેમના ગુજરાનને માટે દરરોજ આઠસેં રૂપિઆ આપવા માટે રાણાજીએ હુકમ કર્યો હતો. રાયભકત ઝાલા રાજા માનસિંગ પોતાના દોઢસો જોદ્ધાઓ સાથે મરાયો. અને મેવાડના દરેક ઘરમાં ઘર ચલાવનારના મોતથી શોક નિવાસ કર્યો.

એ રીતે જીત પામી ફૂલાતો સલીમ ડુંગરી મૂલક છોડી અજમેર ગયો વર્ષાઋતુ બેઠાથી લડાઇનું કામ અટકી પડ્યું, તેથી થોડા મહિના પ્રતાપને વિસામો મળ્યો. વર્ષાઋતુ ખુલ્યા પછી પાછા દુશ્મનો લડવાને આવ્યા. તેમની સાથે પ્રતાપે સંવત ૧૬૩૩ના મહા શુદ સાતમને દિવસે લડાઇ શરૂ કરી, પણ તેમાંએ પ્રતાપ હાર્યો; તેથી કોમલમેરમાં જઇ ભરાયો; ત્યાં તેને શાબાજખાન કાકાએ ઘેરી લીધો. કોમલમેરનો એણે બહાદુરીથી લાંબી મુદ્દત સુધી બચાવ કર્યો, પણ છેવટે જે કૂવાના પાણી ઉપર તેમનો આધાર હતો તે કૂવાનું પાણી જીવડા પડી બગડ્યું, આબુનો દેવરા રાજા, જે આ વખતે અકબરના પક્ષમાં હતો, તેણે દગાથી આ પાણી બગાડ્યું એમ કહેવાયછે. પ્રતાપ કોમલમેરથી કેઓન્ડના કિલ્લામાં ભરાયો, ને સોનીગડા જાતનો સરદાર ભાણ આ કોમલમેરનો બચાવ કરવા રહ્યો. તેણે છેવટની ઘડી લગી બચાવ કર્યો, પણ આખરે તે મરાયો. આ જગાએ મેવાડનો રાજબારોટ પોતે કવિતા ગાઇને અને પોતાનો દાખલો આપી લશ્કરને ઉશ્કેરતો હતો તે મરાયો. નિર્દય પાદશાહની સામે છેવટ સુધી લડવાનાજુસ્સાની ને પ્રતાપનાં પરાક્રમોની સ્તુતી વિષેની એની કવિતા હજુ પણ દરેક જણ મેવાડમાં ગાયછે. રાજબારોટ મરાયાથી તેની સાથે કાવ્ય શકિત નાશ પામી નહિ. કેમકે રાજાઓ ને સરદારો, ભાટ ને ચારણ, નાના ને મોટા બહાદુર રજપૂતોને શૂર ચડે એવા જુસ્સાવાળી કવિતા સ્વદેશભિમાની પ્રતાપના ગુણ ગાવાને નવી બનાવી ગાવા લાગ્યા, અને પ્રજાના આ જુસ્સાથી પ્રતાપ અને તેના માણસો યુદ્ધ કરવામાં ઝંપલાવા લાગ્યા.

કોમલમેર લીધા પછી માનસિંગે ધરમતિ ને ગગુંદાના કિલ્લાને ઘેરી લીધા. મોહોબતખાંએ ઉદેપુર જીતી લીધું, અને પ્રતાપના સગામાંના એક જણે [1] ઓગણાપાનોરાનાં રહેવાસીઓ પ્રતાપને સામાન પૂરો પાડતા હતા તે અટકાવ્યો, તથા ફરીદખાન ચપન [2] ઉપર હુમલો કરીને દક્ષિણ દિશા તરફથી કેઓન્ડ જઇ પહોંચ્યો. આં પ્રમાણે ચારે બાજૂએ પ્રતાપ ઘેરાઇ ગયો. સંતાઇ રહેવાની છાનામાં છાની જગાએથી પણ એક ખીણથી બીજી ખીણ ભણી એમ નસાડવા માંડયો. એટલે પ્રતાપને જીતવાની કાંઇ આશા રહી નહિ. એટલું છતાં પણ જ્યારે એના દુશ્મનો એને ધડકતી છાતીએ કોઇ છુપાસ રહેવાની જગોએ ભરાઇ રહેલો ધારતા હતા, ત્યારે તે પોતાની છુપી સંજ્ઞાઓ વડે પોતાનાં માણસો એકઠાં કરીને અણચિંત્યો દુશ્મનો અસાવધ હોય ત્યારે ધસારો કરતો. ફરીદ ધારતો હતો કે પ્રતાપ હવે મારા હાથમાં કેદ પકડાઇ જવાનો; પણ એવામાં પ્રતાપ એક વાર યુક્તિથી એને એક ખીણમાં આંતરી લીધો. તે વખતે તેની પાસે માત્ર એકજ માણસ રહ્યું હતું. પણ ઉદાર પ્રતાપે તેને નહિ મારતાં તેનાં હથીઆર મૂકાવી જવા દીધો. વાહવા !! પડતીમાં પણ મોટું મન રાખનાર પ્રતાપ તારાં કેટલાં વખાણ કરવાં !!! મોગલો આવી જાતની લડાઇમાં માહિતગાર નહિ હોવાથી કોઇ કોઈવારજ દુશ્મનો હડીએ ચડે એવા દુશ્મન સાથે લડવાને કંટાળી ગયા. આગળ જતાં મરાઠાઓએ પણ એમને એજ રીતે થકવ્યા હતા. એવામાં વર્ષાઋતુ બેઠી, નદીનાળાં ભરાઇ ગયાં, ભરાઇ રહેલાં પહાડી ઝરણોને લીધે હવા ઝેરી થઇ ગઈ, તેથી તેઓ પાછા પોતાની છાવણીમાં ગયા. એ રીતે વર્ષાઋતુ પ્રતાપને થોડો થોડો વિસામો આપતી.

---

૧. મેવાડની વંશાવળીમાં અમીદાસ લખ્યો છે.

૨ મેવાડના નૈઋત્ય ખૂણાના પહાડી મુલકને ચપન કહેછે. એમાં આશરે ૩૫૦ ગામડાં હતાં ને તેમાં મુખ્યત્વે ભીલ લોકો રહેતા હતા. કેઓન્ડમાં પણ એ ચપનના પહાડી મુલકમાં મધ્ય ભાગે હતું.

આ પ્રમાણે વર્ષપર વર્ષ જવા લાગ્યાં, પણ દર વર્ષે પ્રતાપનાં સાધનો ઘટતાં ગયાં અને આપદાઓ વધતી ગઈ. સૌથી વધારે ચિંતા એને એના કુંટુંબની હતી. કે તે રખેને દુશ્મનોના હાથમાં સપડાઇ જાય, અને ઘણીવાર તેઓ અણીપર ધીક વખતે બચી જતાં. એકવાર તેઓને પકડાઇ જતાં કાવાના વિશ્વાસુ ભીલોએ બચાવ્યાં. તેમણે નાની નાની ડાળીઓની ગુંથેલી ટોપલીઓમાં ઘાલીને તેમને જાવડાની કલાઇની ખીણોમાં સંતાડયાં. અને ત્યાં તેમને તેઓએ ખાવાપીવાનું આણી આપ્યું, ને સાચવ્યાં. જાવડા ને કેઓન્ડમાં વાઘ વરથી બચાવ કરવા ચાર રાણાના કુંવરોને ટોપલીઓમાં સુવાડી ઝાડની ડાળીઓએ લટકાવતા ને હિંચોળતા, કેમકે રાજકુંવરોને માટે તે વખતે એજ પારણાં હતાં. એ ડાળી ને પારણાં આજલગી સાચવી રાખ્યાં[1] છે. એવાં એવાં અસહ્ય દુઃખોના દરિયા વચ્ચે પણ પ્રતાપની ધીરજ તેવી ને તેવીજ હતી. અકબરે પ્રતાપના સમાચાર લાવવાને મોકલેલા જાસૂસે અકબરને ખબર આપી કે પ્રતાપને અને તેના સરદારોને થોડું ને જંગલમાં ફળફળાદિનું ખાવાનું મળેછે, તોપણ રાજશાહી રીતે, અને સલાહ શાંતિના દહાડાની માફક સંતોષથી જમેછે. પ્રતાપના નહિ નમે એવા મહાન્ મનની વાત સાંભળી અકબર પણ ગદગદિત થયો. અને રાજસ્થાનના સઘળા રાજાઓને પ્રતાપના ગુણ શીખવાને ફરમાવ્યું. એટલુંજ નહિ પણ અકબરના લસ્કરમાં જે જે માણસો આવ્યા હતા તેઓ પણ પ્રતાપની વાત સાંભળી શાબાશીના પોકાર મારવા લાગ્યા. વળી દિલ્લીના સૂબાઓમાંના પહેલાસૂબા ખાનખાનને પ્રતાપનાં પરાક્રમ અને આગ્રહના વખાણની કવિતા મેવાડી ભાષામાં કરેલી તે મેવાડની વંશાવળીમાં સાચવી રાખીછે. તેમાં ખાનખાનાન લખેછે કે–"આ દુનિયામાં સઘળું નાશવંત છે, જમીન ને દોલત

---

[1] ટોડ રાજસ્થાન.

સઘળું જતું રહેશે, પણ મહાન્ પુરૂષના સદ્ગુણો હમેશ લગી રહેશે. પત્તા (પ્રતાપ) એ જમીન ને દોલત સઘળું તજી દીધું, પણ કોઇને કોઇ વાર માથું નીચું નમાવ્યું નહિ. હિંદુસ્તાનના સઘળા રાજાઓમાં માત્ર એણે એકલાએજ રજપૂતોની લાજ રાખીછે." ધન્ય છે પ્રતાપ તને, કે તારા સદ્ગુણોને! તારા દુશ્મને તારીજ ભાષામાં કાવ્ય કરી તને આપ્યું ને તારી કીર્તિ અમર કરી.

પણ કેટલીકવાર એવો વખત આવેછે કે જીંદગીથી પણ વધારે વહાલાની જરૂરીઆત હોઇને માણસ વધારે ઝનુની થઇ જાય છે. પ્રતાપની રાણી ખડકોમાં કે ગુફાઓમાં સંતાડ્યા છતાં સલામત નહિ હતી. એનાં નાનાં બાળક જે સઘળાં રાજશોખને યોગ્ય હતા તે ખોરાક વગર ટળવળતા હતા. કેમકે મરણીઆ મોગલો એટલી દૃઢતાથી એમની પાછળ પડ્યા કે પાંચવાર તૈયાર થએલી રસોઇ, વખત નહિ મળવાથી ખાધા વિના તેમને નાશી જવું પડ્યું. એક વખત એની રાણી અને એના કુંવરની સ્ત્રીએ મોલ (એક જાતનું મેવાડમાં ઘાસ થાયછે) ને દળીને તેના રોટલા કર્યા અને દરેકને એકેક અર્ધો હમણાં ખાવાને અને અર્ધો બીજીવાર ખાવાને માટે આપ્યો. વખતે પ્રતાપ પોતાના કમનશીબ ઉપર એક ખુણે બેઠો બેઠો વિચાર કરતો હતો, એટલામા એની દીકરીએ ચીસ પાડી, તે સાંભળી એ ઉભો થયો. એ દીકરીએ પોતાનો અર્ધો રોટલો રાખી મૂક્યો હતો, તે એક રાની બિલાડી લેઇ ગઇ તેથી ભૂખની મારી બુમે બુમે પાડવા લાગી. અત્યાર સુધી પ્રતાપને હૈયું દૃઢ હતું, એનાં છોકરાંને અને સગાં વહાલાંને રણસંગ્રામમાં મરતાં જોયાં હતાં, તોપણ તે બાબત એને કાંઇ લાગ્યું નહિ હતું. કેમકે રજપૂત તેજ માટે જન્મે છે, પણ ખોરાકને સારૂ એનાં છોકરાંને રડતાં જોઇ એનું હૈયું ભરાઇ આવ્યું. એણે આવી સ્થિતિમાં આવી રીતે માત્ર નામનુ રાજ નામ ધારણ કરવું ધિક્કારી કહાડ્યું અને પોતાનાં દુ:ખ ઓછાં કરવાં માટે અકબરને તાબે થવું એ ઠીક, એવો વિચાર કરવા લાગ્યો.

પણ આ વિચારની વાત અકબરના છુપા જાસુસોથી અકબરને માલમ પડી. એક દિવસે એ છુપા જાસુસે સલીમને જઇને જાહેર કર્યું કે પ્રતાપસિંહ એટલો દુઃખી હાલતમાં આવી ગયો છે કે એણે આપને તાબે થવાનો વિચાર કર્યોછે. આ ખબર સાંભળીને સલીમ અત્યંત ખુશી થયો. તેણે એ વાત અકબરને લખી મોકલી. એ કાગળ વાંચતાં અકબર પણ ખુશી થયો. તેણે આખા શહેરમાં ખુશાલીમાં દિવસ ગુજારવાનો હુકમ કર્યો. આ વાતની ખબર પડતાંજ વિકાનેરનો પૃથુરાજ તેની પાસે આવ્યો, ત્યારે અકબરે તેને પણ સલીમનો કાગળ વંચાવ્યો. મારવાડના રાજ્યમાંથી વિકાનેરનું રાજ્ય થોડી મુદ્દત થયાં જુદું પડયું હતું. ત્યાંના રાજાનો ભાઇ આ પૃથુરાજ હતો. વિકાનેરનું રાજ્ય સપાટ પ્રદેશમાં આવ્યાથી તેઓ મારવાડના રાજા માલદેવની માફક દિલ્લીના પાદશાહની સામા થઇ શકયા નહોતા, ને તેથી તેમને પણ બીજા રાજાઓની માફક અકબરને તાબે થવાની ફરજ પડી હતી. પૃથુરાજ ઘણો બહાદુર ને સ્વદેશાભિમાની સરદાર હતો. તેમ તે પંડે કવિ હતો. પોતાના દેશનું કામ હોય તો પોતાની કવિતાવડે તથા પોતાની તરવારવડે કામ લાગે તેવો એ હતો. એટલુંજ નહિ પણ રાજસ્થાનના કવીઓની સભામાં આ રાઠોડ રાજકવિને પ્રમુખ તરીકે ઠરાવ્યો હતો. એ પૃથુરાજ પ્રતાપના નામને પણ પૂજતો હતો. તેને અકબરે આ સમાચાર કહ્યાથી તેનું અંતઃકરણ બહુ દાઝયું. તેણે જુસ્સામાં અકબરને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે પ્રતાપની કીર્ત્તિની અદેખાઇ કરનાર કોઇ દુસ્મને આ દગો કરેલોછે. હું એને સારી પેઠે ઓળખું છું. તમારી આખી પાદશાહતને માટે પણ એ તમારે તાબે થાય એવો નથી. માટે જો આપ રજા આપો, તો હું મારા માણસ સાથે લખી મોકલી પ્રતાપને પુછાવું. અકબરે તેમ કરવાની તેને પરવાનગી આપી. એમને એ કાગળ લખવાની દેખીતી મતલબ ખરી વાત શી છે તે

જાણવાની હતી, પણ તેના અંતઃકરણની મતલબ તો અકબરે કહેલી વાત સાચી હોય તો તેને તાબે થતો અટકાવવાની હતી. એ મતલબથી અકબરની પરવાનગી લઇ તેણે કવિતાની અંદર એક કાગળ લખી પોતાના ખાસ માણસ સાથે પ્રતાપ ઉપર મોકલ્યો, એ કવિતા સદાકાળ વખણાશે. એ કવિતાનો તરજુમો આ નીચે આપ્યોછે. પણ મારે કહેવું જોઇએ કે તે કવિતામાં જે જુસ્સો છે, તે જુસ્સો નીચેની કવિતામાં લાવી શકાયો નથી. મહારાણાની એ અસલ કવિતા મેળવીને મુકવાની હતી, પણ ઘણો પ્રયત્ન • કરતાં પણ એ કવિતા નહી મળી શકવાથી ટાડ સાહેબે એ કવિતાનો અંગ્રેજીમાં તરજુમો કરેલોછે, તે અંગ્રેજી ઉપરથી તરજુમો કરી નીચેની કવિતા બનાવીને મુકવાની જરૂર પડીછે.

## લાવણી.

ધન્ય ધન્ય પરતાપ તુજને, ધન્ય ધન્ય માતા તારી,
ક્ષત્રીવટ તેં ખરી સાચવી, જતી આબરૂ ઉગારી;
ખોઇ પરાક્રમ રોઇ રહ્યા સૌ, ક્ષત્રી ક્ષત્રીવટ ખોતે,
ક્ષત્રાણીની લાજ લૂટાતી, જુએ બાયલા બનિ પોતે. ૧

બજાર બન્યું રજપૂતો કેરૂં, દલાલિ દિલ્લીપત કરતો,
સસ્તું સસ્તું સહુ ખરીદ્યું, શુર ક્ષત્રિ કેરૂં હરતો;
સંગ કુલજ શુર પ્રતાપ વિના, સહુ ક્ષત્રિ સસ્તા લીધા,
પ્રતાપની ખરિદી કરતાં તો, સહુ મુસલ્લા બહુ બીધા. ૨

ચાર દિવસનું ચાંદરણું આ, ટળી અંધારૂં ઘબ વળશે,
એ અજવાળે ખરા ક્ષત્રિ તે, સુકીર્ત્તિ સહુ સ્થળમાં રળશે;
પરાક્રમો કરિ કીર્ત્તિ રળે તે, કીર્ત્તિ અમર તેને કરશે,
નામ બોળું ને નઠોર નીકળે, તે નકિ નર્ક વિશે ઠરશે. ૩

રજપૂતોને વા'લી આબરૂ, વેચિ આબરૂ દિન થયા,
અરે હાય! ને બજારમાં શું, ચિતોડગઢ વેચવા ગયા;
નહી નહી એ કદી બને નહિ, ચિતોડ વેચાયે કદીએ,
જીભ કાપવી પડે મુખથી, જો કદિ એહ વચન વદીએ. ૪

સિસોદીઆ સૌ કપાવિ નાંખ્યા, ધન દોલત ખરચી સઘળી,
દેશ બાગ ઉજડ કરી નાંખી, પ્રતાપ પણ તેં કીર્ત્તિ રળી;
ક્ષત્રીવટ તેં ખરૂં સાચવ્યું, સઘળાએ વેચી દીધું,
ખરો નામ મહિમા તેં રાખ્યો, અમર નામ તે તો કીધું. ૫

અકબર દલાલ પાસે સરવે, લાજ ક્ષત્રિ કેરી લજવી;
અહો સંગ તારા પૌત્રે તો, સુકીર્ત્તિ સૌ સ્થળમાં ગજવી,
ખરો મર્દ તું પ્રતાપ નીવડયો, ખરા ખપર ખાંડે ખપવ્યા,
ખરા સિસોદી સામત સઘળા, ખરા મુસલ્લાને થકવ્યા, ૬

સહુ ક્ષત્રિનો દલાલ અકબર, નથી અમર આ દુનિઆમાં,
પાપ કુંભ ભરપૂર થશે ત્યાં, કાળ ઝડપશે જોતામાં,
ક્ષત્રી વિનાના ઉજડ ક્ષેત્રમાં, ક્ષત્રી બિજ બોવા માટે,
સહુ ખોળશે ખરૂં ક્ષત્રિ બિજ, પસ્તાતા વાટે ઘાટે. ૭

કોઇ સ્થળે જડશે પણ કયાંથી, પ્રતાપસિંગ તાગ પાખી,
વિશે મુખે તારી ગમ વળશે, લાજ ક્ષત્રિની તેં રાખી;
તે માટે નાના મોટા સૌ આશા તુજ ઉપર રાખે,
ખરૂં ક્ષત્રિ બિજ તું સાચવશે, એમ મુખેથી સૌ ભાખે, ૮

તું થકિ ક્ષત્રી શુદ્ધ નીપજશે, પ્રકાશશે ભૂરિ રાજસ્થળે,
આર્યજનોની આશા પ્રતાપ, તુજ વિન બીજે કયાંથિ ફળે;
અરે તજાએ કેમ તેમને, જે ક્ષત્રી આવે શરણે,
પ્રતાપ આશા ભંગ કરે કદિ, નહિ નહિ કેમ બને મરણે. ૯

રાઠોડની આ પ્રમાણે કવિતામાં ઉશ્કેરણી વાંચ્યાથી પ્રતાપને જે જુસ્સો ઉપજ્યો તે દશ હજાર માણસની બરાબર હતો. તેથી તેનું પડી ભાગતું મન ઉશ્કેરાયું અને તે લડાઇ કરવાને તૈયાર થયો. કેમકે એ કવિતામાં કહ્યું કે સઘળી રજપૂત જાતના લોકોની આશા માત્ર તારા ઉપર છે, રજપૂતોની પવિત્રતા માત્ર તેંજ સાચવીછે, ને એ રજપૂતો જ્યારે મુસલમાનોથી છૂટશે ત્યારે તેઓ પવિત્ર થવાને તારીજ પાસે આવશે. આજસુધી આટલી મહેનતે સાચવેલી એ શુદ્ધ રજપૂતી જ્યારે તું ખોસે, ત્યારે પછી રજપૂતો શુદ્ધ શાથી થવાના? પતિત રજપુતોની એ આશા સફળ કરે એવો માત્ર તુંજ છે. આ માન કાંઇ એને ઓછું નહિ હતું.

મુસલમાનો સાથે લડવાનાં સાધનો ખુટી પડયાં હતાં; પૈસા ને માણસોની ખુવારી ખુબ થઇ હતી, દેશ ઉજડ થઇ ગયો હતો, વેપાર રોજગાર બંધ પડયો હતો, સઘળા લોકો નાસભાગ કરી રહ્યા હતા, એના સગાવહાલા ને મોટામોટા સરદારોને માણસો મરણ પામ્યા હતા, આખો મેવાડ મુસલમાનોએ જીતી લીધો હતો, અને પોતાની આસપાસ સઘળે દુશ્મનો વીંટાઇ વળ્યા હતા, ઘડીઘડી તેમના હાથમાં પોતાનાં છૈયાં છોકરાં પકડાઇ જવાની દહેશતમાં આવી પડયો હતો, પોતાને અને પોતાના કુટુંબને ખાવાના પણ સાંસા પડતા હતા; એવી સ્થિતિમાં મેવાડમાં સલામતીથી રહેવાય, અને કોઇવાર કાંઇપણ સાધન વિના મેવાડને મુસલમાનોના હાથમાંથી છોડાવાય, એવી કાંઇપણ નિશાની પ્રતાપને જણાઇ નહિ. તેણે નકકી કર્યું કે ગમે તેટલું દુઃખ ખમવું ને મરવું, પણ મુસલમાનને તાબે તો થવુંજ નહિ. તેથી એણે ઠરાવ કર્યો કે મેવાડને છેલ્લી સલામ કરી અને લોહીથી છવાયલું ચિતોડ તજીને પોતાના સીસોડીઆને પોતાની સાથે લેઇ જઇ સિંધુ નદીના બેટમાં

આવેલા સોગડી લોકોની રાજધાનીના શહેરમાં વસાવવા અને મેવાડનો કીરમજી ઝુંડો ત્યાં રોપવો. ત્યાં જવાથી પોતાની ને પોતાના હડહડતા દુશ્મનોની વચ્ચે સિંધનું રણ આવ્યાથી એ જગા નિર્ભય હતી. તેથી ત્યાં જવાને માટે પોતાનું કુટુંબ તથા જેઓ પોતાની સાથે આવા સંકટના વખતમાં પણ વળગી રહેલા હતા અને આબરૂ ખોઇને દેશમાં રહેવા કરતાં આબરૂ સાચવવા માટે દેશ તજવાને વધારે પસંદ કરતા હતા, તેવા આગ્રહી સીસોદીઆની ટોળી લેઇ તે અરવલીનો ઘાટ ઉતર્યો; અને સિંધના રણની હદ ઉપર આવી પહોંચ્યો. પણ તેવામાં એક એવો બનાવ બન્યો કે જેથી પ્રતાપને પોતાના ઠરાવ બદલવાની જરૂર પડી; તથા જેથી આજે પણ તેના વંશજો મેવાડમાં રાજ્ય કરેછે. મેવાડના ઇતિહાસમાં જેમ મુકાબલો ન થાય એવી સખત રાજનીતિની નોંધછે, તેમ તેમાં અનુપમ રાજભકિતના દાખલા પણ ઓછા નથી. રજપૂતો કે એ રજપૂતો જેની કૂખમાં જનમ્યા તે રજપૂતાણીઓ તો રાજભકિત, સ્વામીભક્તિ, દેશભકિત ને સ્વાત્માર્પણનાં કે સ્વદેશાભિમાનનાં કામો કરે, પણ વાણીઆ જેવી ધનલોભી જાત ધનલોભ મૂકીને રાજભકિત કે સ્વામી ધર્મ બજાવે એ આશ્ચર્ય પમાડનારૂં છે. ગૂજરાતીઓને એ નવાઇનું છે. પણ એ મેવાડની ભૂમીનાજ પ્રતાપ છે. મેવાડની પવિત્ર ભૂમિજ જાણે પોતાની પવિત્રતા સાચવવાને રજપૂતો, રજપૂતાણીઓ, ભીલો, ભીલડીઓ ને વાણીઆ સર્વેને ઉશ્કેરતી હોયની ! એમ જણાયછે.

વખાનો માર્યો પ્રતાપ પોતાનાં માણસો લેઇ મેવાડ તજીને નીકળ્યો, એ સમાચાર એના જૂના કારભારી ભામાશાહને મળ્યા. પોતાનો રાજા દુઃખી હાલતમાં કાંઇપણ સાધન કે ઉપાય ન રહ્યો ત્યારે દેશ તજીને જાય છે, તો આપણે તેના કારભારી શા કામના ? બળ્યા આપણા પૈસા ને બળ્યું આપણું જીવતર. જેનાવડે આટ-

આટલું કમાયા ને સુખ ભોગવીએ છીએ તેજ દુઃખી હાલતમાં દેશ તજે છે ને આપણે તેનાજ પૈસાવડે સુખ ભોગવવું ? બળ્યુ એ સુખ ને બળ્યા એ પૈસા. આવી અડીની વખતે હું એને કામ નહિ આવું ત્યારે મારૂં જીવતર પણ શા કામનું ? રાજાને દુઃખમાં રીબાતો રહેવા દેઈ હું સુખ ભોગવીશ ? ના ના એ કદી બનવાનું નથી. મારાથી જે થાય તે મદદ મારા રાજાને મારે કરવીજ જોઇએ, એમ વિચારી એકદમ ઊંડી ઘોડે સવાર થઇ રાજાને ખોળતો તે સિંધના રણની હદ ઉપર પ્રતાપસિંહને આવી મળ્યો. પોતાના રાજાને આ પ્રમાણે નીરાશ થતો જોઈ ભામાશાહ પ્રતાપને ભેટી પડયો ને બોલ્યો, "મહારાજ, આપ કયાં પધારોછો ?" પ્રતાપ કહે કે "કામદાર મેવાડમાં રહેવામાં હવે કાંઇ માલ રહ્યો નથી. પાસે નથી માણસ કે નથી પૈસો. સગાંવહાલાં ને મદદ કરનારા પણ મરી ખુટયા. મેવાડ પાછું મેળવવાનાં સાધનએ નથી, અને આશાએ નથી. માટે માત્ર આબરૂ સાચવવાને મેવાડ તજી કોઇ સલામત જગાએ રહેવાને આ તરફ આવ્યોછું. આખી પૃથ્વી આપણી છે, જ્યાં જોગ આવશે ત્યાં જઇને રહીશું. આવાં વચન સાંભળી ભામાશાહ ગળગળો થઈ ગયો. તે પ્રતાપને પગે પડયો ને બોલ્યો, "અન્નદાતા તમે આ દેહના માલિકછો. તમારૂં અન્ન ખાધું છે ને તમારૂંજ ખાઉંછું. મારી પાસે જે કાંઇ છે તે આપનુંજ છે, આ દેહના ચામડાનાં તમારે માટે ખાસડાં સીવડાવવું તોપણ તે થોડુંછે. લાચાર છું કે આ વૃદ્ધ અવયવોમાં હવે કાંઇ તાકાદ રહી નથી. નહિ તો વાણિઓ છતાં પણ આપનું ખાધેલું અન્નપાણી, રે મારી મેવાડ માતા, મને હજાર હાથ જેટલું બળ આપત. મહારાજા સાહેબ, હવે હું કોઇ રીતે આપને મદદ કરી શકું તેમ નથી, પણ મારી પાસે થોડાઘણો પૈસો છે. તે માલિક સાહેબ આપનોજ છે. એ પૈસાવડે આપથી મેવાડ માતાનું જેટલું થાય તેટલું રક્ષણ કરો. પ્રભુ કરશે તો સૌ

સારાં વાનાં થશે, માટે આપ પાછા પધારો. મારી દોલત સઘળી મેવાડની ને આપનીજ છે, અને તે મેવાડના ને આપનાજ કામમાં આવશે તેથી હું પણ કૃતાર્થ થઇશ." આ પ્રમાણે ભામાશાહના આગ્રહથી જાણે મેવાડ માતાએજ તેને મોકલ્યો હોય એમ માની તે તેની સાથે પાછો વળ્યો. ભામાશાહે પોતાની સઘળી દોલત પ્રતાપસિંહની આગળ ભેટ કરી. એવું કહેવાય છે કે એ દોલત પચીશ હજાર માણસને બાર વરસ પહોંચે એટલી હતી!! કેવી રાજભકિત ને સ્વદેશ પ્રીતિ? એવો કોઇપણ વજીર આખા ભરતખંડમાં આજે છે કે જે પોતાના રાજાના દુઃખમાં ભાગ લે, તેને દુઃખે દુઃખી ને સુખે સુખી થાય ને જરૂરને પ્રસંગે સારી સલાહ આપે? જે રાજાના પ્રતાપથી પૈસા કમાયછે તે રાજાના દુઃખમાં ભાગ લેનાર, તેને પૈસા આપનાર, ને મદદ કરનાર તો રહ્યા, પણ પોતાના રાજાને કુમાર્ગે ચઢતો અટકાવવાને સારી સલાહ આપનારાજ કેટલા છે? એ પ્રતાપ પણ ગયા ને એ ભામશાહ પણ ગયા. પરંતુ તેમને સોમે હિસ્સે ગુણ ધરાવનારાજ આજે કેટલા છે? અરે ઇશ્વર? અમારા ઉપર તારી એટલી બધી કેમ કરડી નજર? અમે તારો શો અપરાધ કર્યો છે? અમારા ઉપર ક્ષમા કરી અમારા અપરાધ માફ કર, અને આ દેશમાં પ્રતાપસિંહ જેવા રાજા ને ભામાશાહ જેવા વજીર ઉત્પંન કર. મેવાડને મુસલમાનોના હાથમાંથી છોડવનાર ભામાશાહ હતો. અને એ નામ મેવાડના ઇતિહાસમાં મશહુર છે. વાણીઆ જેવી લોભી જાતના ભામાશાહે આ પ્રમાણે અનુપમ રાજભક્તિનો દાખલો આપ્યોછે, તે હાલના વણિકોને ખસુસ શીખવા યોગ્યછે. ભામાશાહના પૈસા આવ્યાથી તથા પૃથુરાજના કાવ્યમાં આપેલો જુસ્સો યાદ કરીને પ્રતાપ ફરીને મેવાડ જીતવાને આવ્યો. તેની પાસે પૈસા આવ્યા એટલે લઢવૈયા માણસોની કાંઇ ખોટ રહી નહિ. થોડીવારમાં એની અજીત સીસોદીઆની

ટોળીમાં લશ્કરની પૂરતી થઇ. તેમને લઇને આ બહાદુર વીર મેવાડને છોડવવાને આવ્યો. જે વખતે દુશ્મનો ધારતા હતા, કે પ્રતાપ સિંધના રણ તરફ થઇને જેસલમેર નાસી ગયોછે, તેવામાં તેણે પોતાના મેવાડી લોકોની ટોળીઓ એકઠી કરી શાહબાજખાનની દેવર ગામમાં છાવણી હતી તેના ઉપર હુમલો કર્યો, અને તેના લશ્કરના ટુકડે ટુકડા કરી નાંખ્યા. બાકીના નાઠા, તેમની પાછળ પ્રતાપ આમેતસુધી પડયો, ને આમેતના કિલ્લેદારોને પણ કાપી નાંખ્યા. દુશ્મનો આ ભયમાંથી જાગૃત થાય તે પહેલાં તો પ્રતાપે કોમલમેરપર હલ્લો કર્યો, ને તે ગઢ પણ જીત્યો. ત્યાંના કિલ્લેદાર અબદલ્લાખાનને અને તેના લશ્કરને પણ કાપી નાંખ્યું. એ રીતે ૩૨ કિલ્લા અણચિંતા હુમલા કરીને થોડી મુદતમાં જીતી લીધા ને મુસલમાન લશ્કરનો ઘાણ કહાડયો. મેવાડના ઇતિહાસમાં કહેછે કે આ ટાણે પ્રતાપે મેવાડને ઉજડ કર્યો, તથા સપાટ પ્રદેશમાં જે મળ્યું તેનો ભોગ તરવાર દેવીને આપ્યો. સન ૧૮૫૬ની માત્ર એકજ સાલમાં એણે ચિતોડ, અજમેર અને માંડલગઢ વિનાનો પોતાનો સઘળો મુલક જીતી લીધો. પછી પોતાના ઉપર અંબરના રાજા માનસિંગે જે જીત મેળવી હતી તેનો બદલો વાળવાને તેણે અંબરના રાજ્ય ઉપર હુમલો કરીને એના રાજ્યનું વેપારનું મુખ્ય સ્થળ માલપૂરા લૂટી લીધું.

તે પછી પ્રતાપે ઉદેપુર પણ જીતી લીધું. પ્રતાપના પરાક્રમ ને ધૈર્ય ઉપર અકબર અને તેનો સરદાર ખાનખાનાન ફીદા ફીદા થઇ ગયા હતા તેથી, તથા અકબરને આશ્રયે ગએલા રજપૂત રાજાઓ પણ પ્રતાપના પરાક્રમ, સાહસ, ને ધૈર્યથી મોહિત થઇ તેમને પોતાનાં કૃત્યોની શરમ આવ્યાથી તેઓ પ્રતાપ તરફ નરમાસ બતાવતા હતા તેથી, તથા અકબરને બંગાળા ને કાશ્મીરની લડાઇમાં

રોકાવું પડવાથી પ્રતાપસિંહે મેવાડનું રાજ્ય પાછું મેળવ્યું પછી નિરાંત વળી.

એ રીતે દુશ્મનો તરફથી નિરાંત વળી ને એણે ખોએલું રાજ્ય પાછું મેળવ્યું, તોપણ એનું ચંચળ મન કાંઇ સ્થિર રહ્યું નહિ, તેથી એનું શરીર ખસાઇ ગયું ને વ્યાધિ ઉત્પન્ન થઈ, ને ભરજુવાનીમાં મરણ પામ્યો. એ રીતે જેણે એકવાર પોતાનું રાજ્ય પોતાની નિર્બળતાથી નહિ, પણ શત્રુના અજીત બળથી અને લડવાનાં પોતાનાં સાધનો ખુટી પડયાથી ગુમાવેલું તે, ફરીને પાછાં લડાઇનાં સાધનો મળયાથી પોતાના પરાક્રમ, ધૈર્યને આગ્રહથી રાજ્ય મેળવી, તે પોતાનીજ જન્મભૂમિમાં મરણ પામ્યો. પણ મરતી વખતે કાર્થાજીનીયનની પેઠે એ સ્વદેશાભિમાનીને વીર પુરૂષે પણ પોતાના સરદારોને અને દીકરાને પોતાના દેશના દુશ્મનો સામેની લડાઇ બંધ નહિ પાડવાના સોગન ખવડાવ્યા, ત્યારે એ મહાત્માનો જીવ શાંતિમાં ગયો. કાર્થાજીનીયન સરદાર હેમીલ્કરે મરતી વખત તેના દીકરા હાનીબાલને સોગન આપ્યા હતા કે તેના દેશના દુશ્મન રોમન લોકો સાથે મરતા સુધી દુશ્મનાવટ છોડવી નહિ. હાનીબાલે તે સોગન છેવટ સુધી પાળ્યા હતા. હેમીલ્કરને હાનીબાલે જેવા હિંમતથી ખાતરી આપી હતી તેવી ખાતરી પ્રતાપને તેનો દીકરો આપશે, એવો તેને ભરોસો નહોતો. કેમકે એનો દીકરો અમરસિંગ વગર કાન્તિના નિરાંતમાં એણે મેળવેલી કીર્ત્તિ ગુમાવી દેશે, એવાં એનાં ચિન્હ જણાયાં હતાં. તેથી તેની ફીકરમાં એનો જીવ જતો નહિ હતો. આ વખતના જે ચિત્રો ચિત્રેલાં છે તે બહુ દ : ખ ઉપજાવવા જોગ છે. પ્રતાપને એક ઝુંપડામાં મરણની પથારીએ પડેલો અને એના વિશ્વાસુ ને સુખ દુ:ખના સાથીઓને એની આસપાસ બેઠેલા ચીતર્યા છે. મરતા પહેલાં મનને માઠું લાગ્યું હોય એવો અવાજ સલુંબ્રાને કાને પડવાથી તેણે પ્રતાપને પૂછ્યું કે "તમારા

આત્માને શું દુ:ખ છે કે તે શાંતિમાં જતો નથી? "પ્રતાપે ધીરે સાદે કહ્યું કે "મને શાંતિ મળે એવી પ્રતિજ્ઞાની મારે જરૂર છે તે એકે મારો મેવાડ તુર્કને હાથ જવા દેવો નહિ." મરવાની તૈયારી વખતે પોતાનો છોકરો પોતાના જેવો નહિ નીકળે, અને પોતાના ખાતર પોતે પોતાની બાળપણની રિથને ભૂલી જશે, તથા પોતાના દેશ ઉપર પડતા દુ:ખોની દરકાર નહિ રાખે, એવો થશે, એવું પોતે શાથી ધારે છે, તેનો દાખલો સઘળાની આગળ પ્રતાપે કહી સંભળાવ્યો.

પેશોલા તળાવને રાંઠે પ્રતાપે અને એના સરદારોએ પોતાના દુ;ખની વખતમાં વરસાદથી અને તાપથી રક્ષણ થવાને કેટલાંક છાપરાં બાંધ્યાં હતાં. એ ઘરમાંથી પ્રતાપનો કુંવર અમરસિંગ બહાર જતો હતો, તેવામાં તેને ઘર નીચું છે, એ વાત યાદ નહિ રહ્યાથી છાપરામાંનો વાંસ એની પાઘડીમાં ભરાયો અને પાઘડી પડી ગઇ. એ વખતે એના મનને જે માઠું લાગ્યું, તે તેના દેખાવ ઉપરથી પ્રતાપના જોવામાં આવ્યું. ત્યારથી તેના મનમાં ખાતરી થઇ કે સ્વદેશને માટે જે જે મુશ્કેલીઓ ખમવી જોઇએ, તે અમર કદી ખમી શકવાનો નથી. મરતી વખતે તે બોલ્યો કે "એથી એને રહેવાને માટે સુંદર મોટા મહેલ જોઇશે. પછીથી એને સુખ પામવાની ઇચ્છા ઉત્પન થશે. તથા તેમ કરતાં મોજ શોખ ને વૈભવ ભોગવવાની મરજી થશે. છેવટે મેવાડનું સ્વતંત્રપણું તળવવાને આપણે આજ સુધીમાં જે હજારો સગા વહાલા અને આપણા શૂરા સીસોડીઆના લોહી રેડ્યાંછે તે સ્વતંત્રતા ખોઇ દેશે. તેમજ મારા વહાલા સરદારો, તમે પણ એનો દાખલો લેતા એના જેવાજ થશો. તેથીજ મારો આત્મા શાંતિમાં જતો નથી." આ સાંભળી સઘળા સરદારોએ સાથે મળીને બાપા રાવળની ગાદીના સોગન ખાઇને કહ્યું કે "મેવાડ સંપૂર્ણ સ્વતંત્ર થાય ત્યાં સુધી

તેઓ રાજમહેલ બાંધવા દેશે નહિ." આ સાંભળી પ્રતાપનું મન શાંત થયું, અને શાંતિમાં એનો મહાત્મા આ દેહથી જુદો પડયો. મરણ સમયની પ્રતાપની દીર્ઘ દષ્ટિ કેવી સાચી હતી, તે અમરસિંગનો ઇતિહાસ કહી આપશે.

એ પ્રમાણે મરતાં સુધી જેના અંતઃકરણમાં સ્વદેશપ્રીતિ, સ્વદેશ સુખ, સ્વદેશ સ્વાતંત્ર્ય, સ્વદેશાભિમાન અને સ્વદેશોન્નતિએ નિવાસ કરેલો હતો; એવા પ્રતાપી પ્રતાપની જીંદગીનો છેડો આવ્યો. એને દરેક સીસોદીઓ આજે પણ પૂજ્ય બુદ્ધિથી સંભારે છે. અને મેવાડીઓમાં સ્વદેશાભિમાનની હજુ સુધી જે કાંઇ ચિંગારીઓ રહેલી છે, તે નાશ પામશે નહિ ત્યાં સુધી સંભાર્યા

એ વખતે મોગલ રાજ્ય આખી દુનિયામાં જોરાવર હતું. તેમનું લશ્કર અસંખ્યાત હતું. તથા ગ્રીસની સ્વતંત્રા છીનાવી લેવાને ઇરાનીઓએ મોકલેલા લશ્કર કરતાં ઘણું બહાદુર હતું. એવા મહા બળવંત રાજ્યની સામા એક નાના રાજ્યનો રાજા પ્રતાપ થોડા લશ્કર વડે સામો થયો ને લડયો. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મુસલમાનો સામા લડવાને તેનો જુસ્સો કેટલો ઉશ્કેરાયલો હોવો જોઇએ, તથા એનું મૂઠીભર લશ્કર કેટલું ઉશ્કેરાયલું હોવું જોઇએ. ગ્રીક લોકોની વિખ્યાતિ વધારનાર થ્યુસીડાઇડીસ અને ઝેનોફ઼ોન જેવા મેવાડમાં ઇતિહાસ કર્ત્તા હોત તો તે પેલોપોનેસસની[1] લડાઇ કે દશ હજાર ગ્રીકોનું પાછું હઠવું[2] ઇતિહાસમાં જેટલો

૧ ગ્રીસની મોરીઆમાં થયેલી લડાઇઓને પેલોપોનેસસની લડાઇ કહેછે. એ લડાઈઓને પ્રખ્યાત કરનાર થ્યુસીડાઈડીસ થઈ ગયો.

૨ દશહજાર ગ્રીક લોકો ઇરાની રાજાના ભાઇ ડરાયસને મદદ કરવા ગયા હતા, પણ ડરાયસ હાર્યાથી બહુ મુશીબતે એ ગ્રીક લશ્કર પાછું આવી શક્યું હતું. એ હારને પ્રખ્યાત કરનાર તેમનો સરદાર ઝેનોફ઼ોન છે.

આનંદ પમાડે છે, તેના કરતાં મેવાડની અતિશય આપદા વચ્ચે પ્રકાશિત રાજ્યમાં થયેલા પ્રતાપી કામો આપણને વધારે આનંદ પમાડત. પાછું ન હઠે એવું પરાક્રમ, કાર્ત્તિને પ્રકાશિત કરે એવી હિંમત, બીજી કોઇ પ્રજામાં ભાગ્યેજ મળે એવી નિમકહલાલી સાથે આગ્રહ. એ ગુણો તણો પ્રતાપ લોભી, અતિબુદ્ધિવાન, અત્યંત સાધનોવાળા અને ધર્મના જુસ્સાવાળા મુસલમાનો સામે લઢી શકયો. કેમકે એ સબળાં નહિ જીતાય એવા દૃઢ મનની આગળ કાંઇ ગણતીમાં નહોતાં. અરવલીના આખા પહાડમાં એવી કોઇ જગા નથી કે જે જગા પ્રતાપે પોતાના પરાક્રમી કામથી પવિત્ર કરી નહોય. એ પરાક્રમી કામો કોઇવાર પ્રકાશિત જીતનાં અને ઘણી વાર તો પ્રતાપને જશ આપે એવી હારનાં હતાં! હલદીઘાટ એ મેવાડનું થરમાપીલીનું[3] અને દેવર[4] એ મારાથોનનું મેદાન છે.

દિલ્લીના પૃથુરાજને અમર કરનાર તેનો કવિ ચંદ હતો. પણ પ્રતાપને અમર કરનાર તેવો કોઇ મોટો કવિ નહોતો. એટલું છતાં પણ પ્રતાપી પ્રતાપની કીર્ત્તિની કાવ્ય મેવાડમાં ને ગુજરાતમાં આજે પણ ગવાય છે. એ કવિતામાંના કેટલાક ફકરા આ ઇતિહાસ પૂરો કરતાં પહેલાં મૂકવા જરૂરનાછે. બહાદુર રજપૂતોને તથા બહાદુર કવિઓને પ્રતાપ કેટલો પ્યારો હતો, તે એ ફકરા ઉપરથી વાંચનારને જણાશે. એ કવિના ચારણી ભાષામાં ગવાશે!"

---

૩ થરમાપીલી આગળ ગ્રીકોએ ઇરાનીના અસંખ્ય લશ્કરસામે લઢવામાં કીર્તિવંત હાર ખાધી હતી.

૪ મારાથોન આગળ એવાજ જબરા ઇરાનીના લશ્કરને ગ્રીકોએ હરાવ્યું હતું.

## દુહા.

જનની જણતો એડા[1] જણ, જેડા[2] રાણ પ્રતાપ.
અકબર સુતો ઉદ્ધકે[3], જાણ[4] સીરાણે[5] સાપ
વાટ[6] રાણ પ્રતાપે. અખતરમાં અરસી[7]
જાણે ડામરીઆ[8] જાગમે, મેં કહયો મરસી."

## સોરઠા.

અકબર ઘોર અંધાર, અંજાણ્યા ભૂપત અવરે
જાગે જગદાતાર. પોહોરે[10] રાણ પ્રતાપસિંહ.
હે ગોધલા હડાળ[11], આરૂંજે[12] અકબર કણે.
રાણ નાવ્યો[13] રાહ[14], પ્રાંઝો[15] હાડ પ્રતાપસિંહ.
અકબર સમુદ્ર અથાહ[16]. વેળે[17] નત છોગા વહે
મેવાડો તાગમાંહ[18], પોયણ ફૂલ પ્રતાપસિંહ.

આ વૃતાંત સાંભળીને પૃથુને શરાતન વાપ્યું, અને દુષ્ટ યવનો તરફ અતિ તિરસ્કાર પેદા થયો. રાત્રી પડતાં, મહાત્માને નમીને સેવા માટે વચન આપીને, જેસલમેર તરફ રવાના થયો. માર્ગ માંજ ખબર મળી, કે તેના પિતાને અને તેના કાકા સુરજમલને મ્હોટું દારૂણ યુદ્ધ થયું છે. પૃથુ એકદમ પોતાના ખાનગી લશ્કર સાથે મેદાન તરફ ધસી ગયો. આ દાવાનળ એકાએક કેમ ફાટી નીકળ્યો. તે તરફ નજર ફેરીએ !

---

૧ એક. ૨ જેવા. ૩ ઝબકે. ૪ જાણે. ૫ ઓશીકે. ૬ ઘ્રાચ્યા. ૭ અરજી ૮ આગી. ૯ મ[illegible]. ૧૦ ત્રણ કલાકે. ૧૧ એક દોરડે બે બળદ બાંધેલા હોય તે. ૧૨ માથું નમાવવું. ૧૩ ન આવ્યો. ૧૪ ઠેકાણે, કબજે. ૧૫ પહોંચેલા. ૧૬ અથાગ. ૧૭ ભરતીના. ૧૮ તેમાં.

# પ્રકરણ ૫ મું.

## રાજ્ય લોભ!

રાણા રાયમલ્લનો ઇતિહાસ તે પૃથુરાજના પરાક્રમનો ઇતિહાસ છે. પૃથુરાજના કાકાનો દીકરો સુરજમલ ઘણી લડાઇઓમાં પૃથુરાજ સાથે છતાં ચારણી દેવીનું ભવિષ્ય પોતાનાથી અને તે ખરૂં પાડવાનો તેનો વિચાર હતો. જેમલ્લ મરાયા પછી પૃથુરાજ દેશવટે હોવાથી અને સંગનું ઠેકાણું માલમ ન હોવાથી સુરજમલ્લે મેવાડની ગાદી ઉપરનો પોતાનો દાવો આગળ ધર્યો. તેથી રાયમલના બોલાવ્યાથી પૃથુરાજ આવ્યો, ત્યારે તેણે સુરજમલ સાથે પાછો કજીઓ આરંભ્યો. સુરજમલ્લને પૃથુરાજનો કજીઓ પણ રજપૂતોની ખાસિયત જાણવાને વાંચવા યોગ્ય છે.

સુરજમલે ગાદી મેળવવાને જેટલા બન્યા તેટલા ઉપાય કર્યા. રાજ્યલોભ એના મનમાં રમી રહ્યો હતો. લાખારાણાનો બીજો વંશજ સારંગદેવ કરીને હતો તેની સાથે સુરજમલ્લ રાજ્ય વહેંચી લેવાનો ઠરાવ કર્યો; અને બંને માળવાના પાદશાહ મુજફ્ફર પાસે ગયા. એની મદદથી મેવાડના દક્ષિણ ભાગ ઉપર તેમણે હુમલો કર્યો: અને સાદરો, બાતરી વગેરે નાઇ ને નીમચ વચ્ચેનો મુલક જીતી લઇ ચિતોડ ઉપર જવા લાગ્યા. આ ખબર સાંભળી જેટલું લશ્કર હાજર હતું તેટલું લશ્કર લઇને રાયમલ આ બંડખોરોને સજા કરવા નીકળયો. બંનેનો ગંભીરી નદી ઉપર મેળાપ થયો. આ વખતે રાણો એક સાધારણ સિપાઇની માફક બહાદુરીથી લડતો હતો. અને તેને બાવીશ જખમો થયા, ત્યારે મૂર્છા ખાઇ નીચે પડતો હતો: તેવામાં પૃથુરાજ એક હજાર સવાર લઇને આવી પહોંચ્યો, અને ફરીને લડાઇ ચલાવી. પૃથુરાજે પોતાના પિત્રાઈ ભાઇ ઉપર ધસારો કર્યો, અને તેનું શરીર જખમોથી ભરી

કહાડયું. બંને બાજૂનાં ઘણાં માણસો મૂઆં, પણ એકે બાજૂ નમ્યું આપે નહિ. જ્યારે બંને થાક્યા, ત્યારે બંનેએ સાથે લડાઇ બંધ કરીને રાત્રે પાસે પાસે મુકામ નાંખીને પડયા.

રાત્રિએ બંને ભાઇઓની થએલી મુલાકાત ઉપરથી વાંચનારને રજપૂતોની ખાસ ખાસિયત અને લાગણીનો વિચાર આવશે. દુનિયાની શરૂઆતથીજ લડાઇના વખતમાં લડવાઇઆઓમાં કદાચ આ વિલક્ષણ લક્ષણ હતું. આ મુલાકાતની હકિકત સાદરીમાં સૂરજમલ પછી જે ઝાલો ગાદીએ બેઠો તેના લખાણ ઉપરથી લીધેલી છે. રાત્રે પૃથુરાજ પોતાના ભાઇને મળવા આવ્યો, ત્યારે સૂરજમલ પોતાના એક નાના તંબુમાં ગોદડા ઉપર સૂઇને હજામ પાસે જખમો સીવડાવી પાટા બંધાવતો હતો. પૃથુરાજને આવતો જોઇને તે ઉઠયો; અને કાંઈ બન્યુંજ ન હોય તેમ રીવાજ પ્રમાણે પોતાના ભાઇને મળ્યો. પણ ઉઠવાને લીધે કેટલાક જખમો ફરીને સીવવા પડયા. એ બંને જણા વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

પૃથુરાજ—કાકા? તમારા જખમો કેમ છે?

સૂરજમલ—તને જોયાની ખુશીથી મારા જખમો સઘળા રૂઝાઇ ગયા.

પૃથુરાજ—પણ કાકા? મેં રાણાજીને તો હજુ જોયો પણ નથી, હું તો તમને મળવાને દોડયો આવ્યો ને મને ભૂખ લાગી છે. કાંઇ ખાવાનું છે?

ખાવાનું ભાણું આવ્યું અને આ વિચિત્ર ભાઇઓના જોડાએ એકજ થાળીમાં ખાધું. એટલુંજ નહિ પણ જતી વખતે પૃથુરાજને પાન આપ્યું, તે ખાવાને પણ તેણે કાંઇ આંચકો ખાધો નહિ.

પૃથુરાજ—કાકા? સવારના પહોરમાં આપણે બંને જણ લડાઇનો છેડો લાવીશું.

સૂરજમલ—વારૂ ભાઇ વહેલો આવજે.

સવારના પહોરમાં લડાઇ શરૂ થઇ, તેમાં સારંગદેવે ઘણો ઝપાટો માર્યો. ચાર ઘડી સુધી જોસમાં લડાઇ ચાલી. ભાલા ને તરવારોના જખમો ઉપરા ઉપરી થવા લાગ્યા. બને તરફ હજારો રજપૂતોના જીવ ગયા, અને સંખ્યાબંધ ઘાયલ થયા. એકલા સારંગદેવને પાંત્રીશ જખમો થયા. સૂરજમલ ને સારંગદેવ છેવટે હાર્યા, અને સાંદરી નાસી ગયા. પૃથુરાજને સાત ઝટકા વાગ્યા હતા, તોપણ જીત કરી વાજતે ગાજતે ચિતોડ ગયો. આ હારથી નાઉમેદ થઇને બંડખોરોએ પોતાની આશા છોડી દીધી નહિ. બંને ભાઇ ઘણીવાર સામસામે આવી ગયા ને વઢયા. પૃથુરાજ કહેવા લાગ્યો, કે ટાંકણીના માથા જેટલી મેવાડની જમીન ભાઇને હાથ રહેવા દેઇશ નહિ સૂરજમલ કહે કે તારી ઘોર કરવા જેટલી જમીન માત્ર તાબે રહેવા દેઇશ. પણ પૃથુરાજે તેમને નિરાંતે બેસવા દીધા નહિ. અહીંથી તહી નસાડતો તેમની પાછળ લાગ્યો રહ્યો. સારંગદેવ ને સૂરજમલે બાનરોના જંગલમાં સનાઇ રહેવાની જગા કરી હતી ત્યાં પૃથુરાજ ખોળતો ખોળતો આવી લાગ્યો. ઘોડાનો ખોખાર સાંભળતાં સૂરજમલ સમજ્યો કે ભાઇ આવ્યો. એટલામાં પૃથુરાજે આવીને તરવારનો ઝપાટો ચલાવ્યો. જો સારંગદેવની મદદ આવી પહોંચી ન હોત તો પૃથુરાજના ઝટકાથી સૂરજમલના કટકા થયા હોત. સારંગદેવ કહે કે ભાઇ ઘડપણના વખત છે. જવાનીમાં ઝટકા ખવાય, પણ ઘરડપણમાં મૂકી ખમવી મુશ્કેલ પડે. સૂરજમલ કહે કે ભાઇ ઘડપણમાં પણ જ્યારે માગ ભાઇની મૂકી હોય ત્યારે. સૂરજમલે કહ્યું કે ભાઇ, બંધ રહે, જો હું મરી ગયો તો ફિકર નથી. મારાં છોકરાં રજપૂત બચ્ચાં છે. આખા દેશ પડયોછે, ગમે ત્યાં પોતાનું પેટ ભરશે, પણ જો તુ મરી ગયો તો ચિતોડનું શું થશે? મારે કપાળે કાળી ટીલી આવશે અને મારા નામને હમેશાં સુધી કલંક લાગશે.

એ પ્રમાણે લડાઇ બંધ પડી, તરવારો મ્યાન કરી, અને બંને ભાઇ ભેટયા. પૃથુરાજે કહ્યું કાકા ? હું આવ્યો ત્યારે તમે શું કરતા હતા ? સૂરજમલ્લ કહે કે ખાધા પછી નકામી વાતો કરતા હતા. પણ ત્યારે મારા જેવો દુસ્મન, માથા ઉપર ને તમે આવા બેફિકરા કેમ રહ્યા ? શું કરૂં ? તેં મારી પાસે કાંઇ રહેવા દીધું નથી. અને આરામ લેવાને મારે કાંઇ ઠેકાણું તો જોઇએ કે નહિ ? સવારે પૃથુરાજે સૂરજમલ્લને કહ્યું કે આ પાસેના દેરામાં ચાલો આપણે માતાને ભોગ આપીએ. પણ તેનાથી ગઇ રાત્રે થએલા જખમને લીધે જવાય એમ નહોતું, તેથી સારંગદેવ ગયો. એક પાડાનો ભોગ આપ્યો ને બકરાનો ભોગ આપવાનો હતો એટલામાં પૃથુરાજે પોતાની તરવાર સારંગદેવપર ચલાવી. આ બંને વચ્ચે ભારે લડાઇ ચાલી. છેવટે પૃથુરાજે સારંગદેવના માથાનો ભવાનીને ભોગ આપ્યો. સૂરજમલ સાદરી જતા રહ્યા. ત્યાં પોતાની સઘળી જમીન બ્રાહ્મણોને અને ભાટ ચારણોને આપી દીધી. સૂરજમલ કહેતા કે જો મારી જમીન મારાથી નહિ સચવાય, તો રાણા કરતાં પણ વધારે જબરાને આપી દઇશ, કે તેમની પાસેથી રાણાએ લઇ લેવાય નહિ. આ ઉપરથી સમજાય છે કે આ વખતે બ્રાહ્મણ ને ભાટ ચારણોનું પરિબળ વિશેષ હતું. સૂરજમલે પરવારીને મેવાડ છોડયું. બાનથળના જંગલમાં થઇને જતાં અને એક જગાએ શુકન થયા. એક વરૂ એક બકરાના બચ્ચાને લઇ જતું હતું તેને તેની માએ બચાવ્યું. આથી સૂરજમલે ધાર્યું કે આ જગા બહુ મજબુત છે. ચારણી દેવીનું વચન યાદ આવ્યાથી તે ત્યાં રહ્યો. આસપાસના જંગલી લોકોને વશ કર્યા, અને તેજ જગાએ દેવલાનો કિલ્લો ને ગામ બાંધ્યું, ને આગળ જતાં એક હજાર ગામનો ધણી થયો. આજે પણ ત્યાં એના વંશજો અંગ્રેજ સરકારના આશરા નીચે રાજ્ય કરે છે. પ્રતાપગઢ દેવલાના રાજ્યની આ રીતે સ્થાપના થઇ.

---

# પ્રકરણ ૬ ઠું.

## બ્હેનની વ્હારે ભાઈ!

પૃથુરાજ ઘણોખરો વખત કામલમેરમાં રહેતો હતો. અને આજ પરાક્રમો કરી તેણે પોતાની જીંદગી પૂરી કરી. એના દરેક પરાક્રમમાં એની સ્ત્રી તારાબાઇએ પણ ભાગ લીધો હતો એ ચૌદ વરસનો થયો ત્યારથી તે ત્રેવીશ વરસની ઉમરનો થઇ મરાયો ત્યાં-સુધી એણે ઉપર વર્ણવ્યાં એવાંજ પરાક્રમો કર્યાંછે. એતો ખરૂં છે કે એવા વીર પુરૂષની જીંદગી લાંબી મુદ્દત સુધી ચાલતી નથી, તોપણ તે પોતાનું નામ અમર કરી જાયછે. પૃથુરાજ કોઇ દુસ્મનને હાથે લડાઇમાં ઘાયલ થઇને મરાયો નથી. એને દગાથી ઝેર દેઇને મારી નાંખ્યો કહેવાય છે.

પૃથુરાજ કામલમેરમાં હતો. ત્યારે એને માલમ પડયું, કે એનો ભાઇ સંગ શ્રીનગરના ઠાકોરની કુંવરી વેરે પરણ્યો છે. ને તે ઠાકોરે આશ્રય આપ્યો છે. સંગને આશ્રય નહિ આપવાનું કહાવ્યા છતાં શ્રીનગરના ઠાકોરે આ પ્રમાણે માથા ફરેલ થઇ સંગને રાખ્યો, એટલુંજ નહિ, પણ તેની સાથે પોતાની કુંવરીને પરણાવી તે, પૃથુરાજથી ખમી શકાયું નહિ. તેથી તેણે એને શિક્ષા કરવા સારૂ જવાનો ઠરાવ કર્યો. પણ એટલામાં શિરોહીથી એની બેનનો પત્ર આવ્યો. પૃથુરાજની બેનનું લગ્ન શિરોહીના દેવરા રાજા વેરે થયું હતું. એ રાજા અફીણ કસુંબા કરી પોતાની સ્ત્રીને પોતાના ઢોલીઆ નીચે જમીન ઉપર સુવાડતો, અને ઘણું દુઃખ દેતો તેથી તેણીએ પોતાને એ દુઃખમાંથી છોડાવી બોલાવી લેવાને પૃથુરાજને કહાવ્યું કેઃ—

માડી જનયા વીર, પૃથુરાજ મુજ બંધવા;
ગારણા ધારી ધીર, વેગે વા'રે આવજે.

હું દુખીઆરણ બેન, સ્વપ્ને સુખ ન પામતી;
રહું દુઃખમાં દિનરેન, પૃથુ પૃથુ સંભારતી.

દુખી દુઃખ દધિમાંહિ. ઓ બંધુ પૃથુ તું છતાં;
આવી ત્યાંરે આંહિ, દુખી બેનને છોડવો.
રાહ જોઉં દિન સાત, આશા ધારી તાહરી;
નહિતો ઓ પૃથુ ભ્રાત, હું પાડીશ દે' માહરી.

પૃથુરાજે આ સંદેશા સાંભળ્યો, કે તેણે શ્રીનગર વેર લેવા જવાનું માંડી વાળીને શિરોહી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### પૃથુની ભગિની રક્ષા ! શિરોહી પતિ શરણુનાં !

મધ્યરાત્રી વીતિ ગઇ હતી. અષ્ટમીનો ચન્દ્ર પોતાની ગતિમાં શયન કરી રહેલો હતો. કાળી રજની જાણે શિરોહી ઉપર તરાપ મારી રહી હતી. રાજમહેલમાં ધીમી બત્તી બળતી હતી. નિશામાં ચકચુર શિરોહી પતિ પ્રભુરાવ, પલંગ ઉપર આળોટતો હતો. અને વીર પૃથુની, વ્હાલી બહેન, શાણી સુંદરી રાજબા, તેના પતિના પાય તળાંસવા કોમળ હસ્ત નાજુકાઇથી મુકવા જતાં, દારૂડીયો ઘેનમાંથી ઝનગીને એક લાતથી દુર ખસેડતો હતો. નિર્દોષ અને ગરીબ રાજકુમારીનું સ્થુળ શરીર, પવનથી તરણું ઉડે, તેમ બાજુપર ઉડી ગયું, ને અચેત જઇ પડી. આ સમયનો કરૂણાજનક દેખાવ જેતાંજ પૃથુ-રાજની આંખ ફાટી, અને સ્થંભમાંથી જેમ નૃસિંહ સ્વરૂપ પ્રકટે, તેમ પૃથુરાજ, મહેલની બહારની બારીમાંથી વિકાળ સ્વરૂપે અંદર દાખલ થયો.

વાંચનાર ? બહેનના પત્રથી શિરોહી આવી પહોંચેલા પૃથુએ, રાત્રીએ, રાજમહેલમાં છુપો પ્રવેશ કર્યો અને પોતાની વહાલી બહેનની વારે ચડીને, તેનું કષ્ટ વિદારવા. અસુર ઉપર વીરનર. બકરાં ઉપર

વાઘ કૂદે તેમ કૂદી પડયો. અચેત રાજબાને કાને પતિનો ત્રાસરૂપ ધ્વની પડતાં, તેણીને લાગ્યું, કે દારૂડીયો જીવ લ્હેવા આવેછે. તે ભયમાં એકદમ બેભાન હાલતે મહેલની બારીમાંથી, નીચેના બગીચામાં દેહ નાખી દીધો. સદ્દભાગ્યે કુમળા વૃક્ષના દર્ભોમાં કોમળ શરીર પડયું, ને જીવ બચી ગયો. પૃથુને ખબર તેની ખબર ન પડી !

અહીં પૃથુએ, એકદમ પ્રભુરાયને પકડયો. તેની છાતી પર ચડી બેઠો. અને કટાર કહાડીને તેની છાતી પર ભોકવા જતાં આંખ ઉઘડી.

"કોણ ? પૃથુ !" પ્રભુરાયે ત્રાસથી પૂકાર કર્યો. અને ઉઠીને એકદમ, તે પણ બારીમાંથી નીચે કૂદી પડયા—પૃથુ તરતજ નીચે ઉતર્યો. અને પ્રભુરાયને પકડયો. કહે, મ્હારી બહેન કયાં છે ? ચણ્ડાળ નરાધમ ? પશુરૂપ પાતકીજન ? બતાવ, કોમળ બાળા કયાં છે ?

"આ રહી ! કોણ, પૃથુભાઈ ? તું આ ટાણે ?"

"હા, બહેન ? આ કર્મ ચંડાળને તેનું કર્મ બતાવા !"

નિર્દોષ બહેન, પોતાના વ્હાલા ભાઇને વ્હારે આવેલો જોઇને આંસુ છોડી મુકયાં—એકદમ ભેટી પડી. તેવોજ પ્રભુરાય ઉઠીને છટકવા લાગ્યો. પૃથુએ તરતજ તેને પકડયો, અને કટાર ઉગામી !

"શરણે આવ્યો છું. જીવ બચાવો !" પ્રભુરાયે આક્રંદ કર્યું !

"ભાઇ ? મ્હારે ખાતર હવે મુકી દો ! મ્હારા નાથ છે—સ્વામી છે !"

"નાથ ! સ્વામી ! રક્ષણ કરનાર રાજવંશી ! કોણ કહે છે આ નરને ! શિરોહીની પ્રજામાં પાપ રૂપ પેઠેલા અત્યાચારી કીડાને કોણ નાથ કહે ! હવે હું કદી મુકનાર નથી. હું જીવ લ્હેવાનો ! શિરોહી રાજનું નખોદ વાળવાનો—ને બહેનને રંડાપો મળવા છતાં તેના ઘાતકી રાક્ષસનું રૂધિર તો જરૂર પીવાનોજ !" પૃથુએ સક્રોધે

બળ બતાવ્યું. પ્રભુરાય ડર્યો. જાણ્યું કે હવે જીવ જવાનો-તેથી નમી ગયો " મ્હારો અપરાધ !"

"અપરાધ? નીચ મનુષ્ય ? કોમળ સ્ત્રીએ શરણમાં જીવન મુક્યું, તેને હણનારાં રાક્ષસ, હજી પુછે છે કે અપરાધ? સ્ત્રી, ગાય અને બ્રાહ્મણને મારનાર તે ક્ષત્રી પુત્ર ? ના-ના, તું તો મહા કર્મ ચંડાળ પારધી! હવે તને જીવતો રાખી જગતમાં પાપ વધવા દેવાની જરૂર નથી"-

"ભાઈ પૃથુ? એક વાર ક્ષમા કરો!"

"અરે, પણ એ ઝેરી નાગને છૂટો કરતાં જરૂર ડંસ કરશે. બહેન? તું ભોળી છું."

"મને માફ કરો-હવે હું કદી ક્રોધ નહિ કરૂં!"

"તો મ્હારી બહેનને પગ પડીને તેનું ખાસડું મ્હોડામાં લ્હે! તે દેવી સન્મુખ પ્રતિજ્ઞા કર કે કદી પણ આ લક્ષ્મીરૂપ રાજરાણીને આંગળી યા આંખ નહિ બતાવું!"

"કબુલ! મ્હારે કબુલ છે. પ્રતિજ્ઞા પૂર્વક કબુલ છે. શિરોધી પતિના દેવના સોગનથી કબુલ છે." પ્રભુરાયની આંખમાં આંસુ આવ્યાં. ને મસ્તક નમાવી રડી પડયો. રાણી રાજબાને દયા આવી. પૃથુને વિનંતિ કરી: દુઃખથી ભરી પણ પતિવ્રતા પતિએ પતિને છોડાવ્યો. મોતના પંજામાંથી મુકાવ્યો. પૃથુએ, તેના વચન પર વિશ્વાસ મુકીને છોડી દીધો.

આ બનાવથી તરત તો ત્રણે જણમાં આનંદ પ્રવર્ત્યો. પ્રભુરાયે પોતાની ભૂલ જોઇ, અને નમ્રતાથી વર્ત્યો. પૃથુ જેવા એક વીરનર સમાન સગાને ભલું મનાવ્યું. છત્ર માન્યું. અને શરણાગત બન્યો- પૃથુ પણ રાજી થયો-બહેન પણ આગલું દુઃખ વિસરી ગઈ.. અને શાન્તિ પથરાણી, પણ પછી શું થયું? આખરે ઝેરી નાગે, ઝેર વરતાવ્યું-અહા! આ મેવાડી વીરનર પર જાદુ ચલાવ્યું, અને તેને અધવચ રખડાવ્યો! ખરૂં વેર લીધું, ને બાયલાએ આનંદ માન્યો!

# પ્રકરણ ૭ મું.

## પ્રેમ—પરિતાપ !

બિલોર કાચને ફૂટતાં વાર લાગતી નથી. સફેદ કપડાંને ડાઘ બેસતાં વાર લાગતી નથી. તેમ પ્રેમીયોને પરસ્પર વહેમ પ્રકટતાં વાર લાગતી નથી. અખિરાઇ અને ઉત્પાત બન્ને તેની સાથેજ રહેલાં હોય છે. કેમકે તેમાં મોહ અને કામનો અંશ હોય છે !

તારાકુંવરીને એકલી રાખીને, પૃથુકુમાર પોતાની બહેનની આપદા વિદારવાને શિરોહી ગયો. તે પછી આ યુવાન સુંદરીના મનમાં કંઇક અનિવાર્ય સંકલ્પ વિકલ્પ થવા લાગ્યો. પેલી શિતળતાની નામની દાસી અને પેલા બાળ કુમાર સંબંધી તેને વિચિત્ર ભ્રમ પેદા થયો. "એ કુમાર કદાચ પૃથુરાજના પ્રેમભાવથી ઉત્પન્ન થયો હશે ? શું તેની સારવાર પુત્ર તુલ્ય કરવામાં ભેદ હશે ? શું એ વાત ગુપ્ત રાખવામાં અને વિચાર ચોરી જવામાં કુમારની છુપી યા ઉંડી મતલબ હશે ?" આ રીતે અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા.

એક વખત માણસના મનમાં કંઇક વાતનું ગુંચળું વિંટળાય છે, ત્યારે તેને ઉકેલવું બહુ ભારે પડે છે; સર્વ સંકલ્પમાં શંકા-સંકલ્પ જેવો બીકણો વિષય બીજો એક પણ નથી. માણસના મનમાં તરેહવાર પ્રકારે શંકા પેસી જાય છે. ને તેમાં પણ જેનાપર અતી પ્યાર તથા વિશ્વાસ હોય છે, તે સંબંધી કંઇક શંકા થાય છે, તો તે નથી બોલાતું, કે નથી તોડાતું, એવી હાલતમાં ગુંચવાયલું મન, ગોથાં ખાય છે.

તારાના મનમાં એક એવી દુઃખદ કલ્પના ઉભી થઇ, કે જેનું પરિણામ માનસિક લાગણીને કષ્ટ ઉપજાવનારૂંજ આવ્યું.

રાત્રીએ નિદ્રા ત્યાગી ગઇ, પણ મગજના થાકથી શાન્તિ પામી. એટલું છતાં સ્વપ્નામાં તેણે શું જોયું ? મનનીજ ભ્રમણા ! શંકાનીજ વાત ! તેનેજ નાટક થતો તેની નજરે પડયો !—

સ્ત્રીજાતિની શંકાથી થતાં દુઃખ માટે, અને તેની વ્હેમીલી જીંદગીથી સુખી સંસારનાં નિર્મળ ઝરણાં સુકાઈ જવા માટે તે પોતેજ જોખમદાર છે, તેનો એક ચિતાર, હેન્રીવુડની 'ઇસ્ટલીન' નામની નવલકથામાંથી ઉત્તમ મળી આવે છે; ને તેવોજ આ ગંભીર પણ કરૂણાજનક કિસ્સો, તારાના સ્વપ્નામાં પૂર્વભૂમિના સંસ્કારી પ્રવાસરૂપે પ્રકટ થાય છે—

"રઘુરામ જેવો મ્હારો રાઠોડ, શું કંઈ દોષથી મ્હારો ત્યાગ કરી જાય? કદા-સૂર્ય, પૂર્વમાંથી ભલે પશ્ચિમે ઉગે, મેરૂ ડગે કે સમુદ્ર માઝા મૂકે, પણ મ્હારો રામ, એ મ્હારો પ્રભુ જેવો પૃથુરાજ મને દગો તો ના દેય! હું તેમને વ્હાલી છું! મ્હારી તેને કદર અને દયા છે. મ્હારા પ્રત્યે તેનો ભાવ છે; તે એક પત્નિ વ્રતધારી પ્રાણધાર છે. હું સીતા બનીને ટેકથી વરી છું. ધનુષ્ય ભંગ કરનાર વીર ક્ષત્રીવરને સીતા વર્યાં, હું પણ એજ રીતે વરી છું! મ્હારા પૃથુએ ધનુષ્ય ટંકાર કર્યો છે, ને ધનુષ્યને હણીને, પ્રતિજ્ઞા પાળી છે. ક્ષત્રીવટ રાખી છે, કીર્તિ દીપાવી છે; એવા ભાગ્યવંત, પુન્યવંત પ્રતાપી વીર પુરૂષની હું અર્ધાંગના છું! મને મારા રઘુએ પસંદ કરી છે, તો શું મને તજી દે? એ નળરાજા જેવા નબળા નથી! દમયંતીને ભલે વસ્ત્ર કાપીને વનમાં મૂકી ન્હાસી ગયા, પણ મ્હારો પૃથુ નળરાજા નથી, તે તો રઘુરામ છે; પણ શું રઘુએ સીતાને કહાડી મુકી હતી! આ સર્વત્ર ભ્રમણામાં તેણે શું જોયું! સીતા દર્શન ઉત્તર રામનું ચિત્ર દર્શન જોયું! નારાયણની કૃતિ સન્મુખ ચડી!

"રામ રાજગાદી ઉપર બેસીને ઉત્તમ પ્રકારે રાજવ્યવસ્થા અને પુત્રની પેઠે પ્રજાપાલન કરવા લાગ્યા. તેમની રાજનીતિયુક્ત વ્યવસ્થાથી થોડા દિવસમાં આખું કોશલરાજ્ય સર્વ પ્રકારે સુખસંપદમાં પરિપૂર્ણ થઇ ગયું. ટુંકામાં તેમના અધિકારની વેળાએ પ્રજાને જેવું

સુખ મળતું હતું, તેવું ભૂમંડળમાં કોઈપણ કાળે અથવા કોઈપણ રાજાના રાજ્યમાં જોવામાં આવ્યું નહોતું. તેઓ દરરોજ નિમેલે વખતે મંત્રિઓની સાથે શુદ્ધ મનથી રાજકાર્ય સંબંધી વિચાર કરતા હતા; અને બાકી રહેલો કાળ પોતાના ત્રણ ભાઈઓ અને જાનકીના સહવાસસુખમાં ગાળતા હતા.

કાળે કરીને જાનકીને ગર્ભ રહ્યો, તેથી રામને તથા રાજમાતા કૌશલ્યાને ઘણોજ આનંદ થયો; અને રાજમહેલમાં બધે ઉત્સવ જેવું જણાવા લાગ્યું; એટલુંજ નહિ પણ પ્રજા પણ ટુંકમુદતમાં આપણે યુવરાજનું દર્શન કરીશું, એવું જાણીને આનંદથી પોતપોતાના મકાનોમાં ઘણા પ્રકારના ઉત્સવ કરવા લાગી.

થોડા દિવસ પછી મહર્ષિ ઋષ્યશૃંગે, યજ્ઞનું દર્શન કરવા માટે રાજા રામચંદ્રને સહકુટુંબ પોતાના આશ્રમમાં આવવા માટે તેડું મોકલ્યું. તે વેળાએ જાનકીને પૂરા દિવસ થવા આવ્યા હતા, એ વાસ્તે તે પોતે અને તેના આગ્રહથી રામ અને લક્ષ્મણ પણ ગયા નહોતા. માત્ર વૃદ્ધ રાણીઓ અને તેમની જોડે ગુરૂ વશિષ્ઠ અને અરૂન્ધતી જમાઈના યજ્ઞમાં ગયાં. દહાડા પહોંચેલી સગર્ભા જાનકીને ઘરમાં મુકીને ત્યાં જવાને તેઓ કોઈ રીતે ગઝી નહોતાં પરંતુ વશિષ્ઠે જમાઈનું તેડું કબુલ રાખવું જોઈએ એવો વિચાર કરીનેજ ઘણી નાખુશીથી ગયાં હતાં.

કેટલાક દિવસ પહેલાં રાજા જનક, પુત્રી અને જમાઈને જોવા માટે અયોધ્યામાં આવ્યા હતા, તેઓ કૌશલ્યા વગેરે યજ્ઞના દર્શન કરવા ગયાં. તે પછી થોડા દિવસમાં મિથિલામાં ગયાં. સસરા અને પિતાના વિયોગથી રામ અને જાનકી ઘણાંજ શોકાતુર થયાં. પૂર્ણ ગર્ભ અવસ્થામાં શોકમોહાદિથી હાનિનો સંભવ સમજીને રામચંદ્ર સર્વ કર્મ છોડી દેઈને સીતાને શાન્ત રાખવા માટે હંમેશા તેની પાસે રહેતા હતા.

એક દહાડો રામચંદ્ર જાનકીની પાસે બેઠા હતા, એવી વેળાએ ચોપદાર આવીને નમ્રવચનથી બોલ્યો કે મહારાજ! મહર્ષિ ઋષ્ય-શૃંગના આશ્રમમાંથી ખબર લઇને અષ્ટાવક્ર મુની પધાર્યા છે. રામ અને જાનકીએ આ શબ્દ સાંભળતાં ઘણી આતુરતાથી ચોબદારને કહ્યું તેમને જલદીથી અહિં લાવ. ચોપદાર તરત ત્યાંથી જઇને પાછો અષ્ટાવક્રની જોડે તેઓની સાથે આવીને ઉભો રહ્યો. અષ્ટાવક્રે 'દીર્ઘાયુરસ્તુ' કહીને હાથ ઉંચા કરી રામ સીતાને આશીર્વાદ આપ્યો. રામ અને જાનકીએ મુનીને પ્રણામ કરીને બેસવાને આસન આપ્યું. તે બેઠાં; ત્યારપછી રામે પૂછયું ભગવાન ઋષ્યશૃંગ તો કુશળ છે ને? તેમનો યજ્ઞ નિર્વિઘ્નતાથી પૂર્ણ થાય છે કે? સીતાએ પણ પૂછયું, મારા ગુરૂજનો તથા દેવી શાન્તા કુશળતો છે ને? તેઓ સંભારે છે કે એકદમ વિસરી ગયા?

અષ્ટાવક્રે સઉની કુશળતા જણાવી સંભાષણ પૂર્વક જાનકીને કહ્યું, દેવી! ભગવાન વશિષ્ઠદેવે આપને કહાવી મોકલ્યું છે કે, ભગ-વતી વિશ્વંભરા દેવીએ તમને જન્મ આપ્યોછે, સાક્ષાત પ્રજાપતિ રાજા જનક તમારા પિતાછે, તમે સર્વથી શ્રેષ્ટ રાજકુળની રાણીછો, હું તમારી બાબતમાં કંઇપણ જૂદાપણું જોતો નથી, અને રાત્ર-દિવસ એજ પાર્થના કરૂં છું કે 'તમે વીર પુત્રની માતા થાઓ. સીતા આવું વચન સાંભળી લજ્જાયમાન થઇ. રામ ઘણાજ હર્ષિત થઇને કહેવા લાગ્યા, જ્યારે ભગવાન વશિષ્ઠ દેવે આશિર્વાદ આપ્યો છે, ત્યારે અવસ્ય અમારા મનોરથ પૂર્ણ થશે. ત્યાર પછી અષ્ટાવક્રે રામચંદ્રને નમ્રતાથી કહ્યું કે મહારાજ ભગવતી અરૂન્ધતી દેવી વૃદ્ધ રાણીઓ અને કલ્યાણિ શાંતા એમણે ઘણાજ આશીર્વાદ કહ્યા છે અને કહ્યું છે કે સીતાને જે જે ઇચ્છા થાય તે તે તરત પૂરી કર-વાને બંદોબસ્ત કરજો. રામે કહ્યું આપ તેઓને મ્હારા પ્રણામ

પૂર્વક કહેજો કે, જ્યારે જ્યારે એ જે છે ઇચ્છા જણાવેછે તે તે તરત પૂર્ણ કરવામાં આવેછે; તે બાબતમાં હું એક પળ પણ વિલંબ કરતો નથી.

ત્યાર પછી અષ્ટાવક્રે કહ્યું, દેવિ જાનકિ! ભગવાન ઋષ્યશૃંગે સ્નેહથી કહ્યું કે પુત્રિ! તું પૂર્ણ ગર્ભવંતી છે એ વારતે તને અહીં બોલાવી નહિ, એ માટે મને તારો અપ્રિય ગણીશ નહિ. તને ખુશી રાખવાને રામ તથા લક્ષ્મણને તારી પાસે રાખ્યાછે; આરંભ કરેલો યજ્ઞ પૂર્ણ થશે એટલે અમે સઉ અયોધ્યામાં આવીને તારો ખોળો નવા કુમારથી સુશોભિત જોઇશું. રામે આ સાંભળીને હસતે ચહેરે તથા ઉલ્લાસથી અષ્ટાવક્રને પૂછ્યું, ભગવાન વશિષ્ઠ દેવે મને કંઈ આજ્ઞા કરી છે? અષ્ટાવક્રે કહ્યું, મહારાજ! વશિષ્ઠ દેવે આપને કહાવી મોકલ્યું છે કે, જમાઇના યજ્ઞમાં રોકાયાથી મારે કેટલાક દિવસ અહીં રહેવું પડશે; તમે જુવાન છો, અને થોડા દિવસ થયાં રાજગાદી ઉપર બેઠા છો, માટે પ્રજાને ખુશી રાખવાનો સર્વદા યત્ન કરજો; પ્રજારંજનથી ઉપજેલી નિર્મળ કીર્તિજ રઘુવંશનું પરમ ધનછે. રામે કહ્યું ભગવાનની આ આજ્ઞાને માટે હું તેમનો ઘણોજ આભારી થયો. તેમની આજ્ઞા અને ઉપદેશ સર્વદા હું માથે ચઢાવુંછું. આપ તેમના ચરણારવિંદમાં મ્હારા સાષ્ટાંગ પ્રણામ કહીને કહેજો કે, પ્રજાને સર્વ પ્રકારે ખુશી રાખવા માટે મારા સ્નેહ, દયા સુખ-ભોગને ત્યાગ કરવાં પડે, અથવા પ્રાણપ્રીય જાનકીનો પરિત્યાગ કરવો પડે તોપણ તેમાં આંચકો ખાઇશ નહિ. પ્રજારંજનકાર્યમાં હું ક્ષણ પણ આળસ કરીશ નહિ, એવું નિશ્ચય માનજો. રામનાં આવાં વચન સાંભળીને સીતા ઘણીજ ખુશી થઇને કેહવા લાગી, એમ ન થાય તો આર્યપુત્ર રઘુકુલ ધુરંધર કેમ કહી શકાય?

ત્યાર પછી રામચંદ્રે પાસે ઉભેલા ચાકરને અષ્ટાવક્રને વિશ્રામ

કરવાની જગા દેખાડવાની આજ્ઞા કરી. અષ્ટાવક્ર આશીર્વાદ આપીને વિશ્રામ કરવા ગયા ને રામ અને જાનકી પાછાં વાતચીત કરવા લાગ્યાં. એ વેળાએ લક્ષ્મણે આવીને કહ્યું, આર્ય ! મેં એક ચિતારને આપનું ચિત્ર ચિતરવાને કહ્યું હતું તે તેણે આ ચિત્ર તૈયાર કરી આણ્યું છે તે જૂઓ, રામે કહ્યું વત્સ ! દેવી દલગીર થયાથી કેવી રીતે તેને ખુશી કરવામાં આવે તે તું સારીપેઠે જાણે છે. આ ચિત્રમાં કયાં સુધી ચીતર્યું છે ? લક્ષ્મણે કહ્યું, દેવી જાનકીની અગ્નિથી પરીક્ષા કર્યાના બનાવ સુધી.

તે સાંભળીને રામે ઘણોજ અફસોસ દેખાડીને કહ્યું, વત્સ ! તું મ્હારી પાસે હવે આ વાત કહીશ નહિ. આ બનાવ સાંભળ્યાથી અથવા સ્મરણ થયાથી હું ઘણોજ શરમાઉછું, કેવો ખેદનો વિષય છે, કે જેણે જન્મ લીધાથી જગત્ પવિત્ર થયું છે તેને વળી બીજાથી પવિત્ર કરવી ? હાય ! પ્રજારંજન એ કેવું ભય ઉપજાવે એવું વ્રત છે ! સીતાએ તે સાંભળીને કહ્યું નાથ. આપે તે વેળાએ ડહાપણનું કામ કર્યું હતુઃ એમ જો ન કર્યું હોત તો હમેશના નિર્મળ રઘુકુળમાં કલંકનો સ્પર્શ થયો હોત, અને મ્હારો અપવાદ પણ દૂર થાત નહિ. સીતાનાં આવાં વાકય સાંભળીને રામચંદ્ર ઘણો નિશ્વાસ નાંખીને બોલ્યા, પ્રિયે ! હવે આ વાત પડી મુકો; આવો આ ચિત્ર જોઇએ.

પછી સઉ ચિત્રપટ જોવા લાગ્યાં, સીતાએ થોડી વાર સુધી અહીંથી તહીં જોઇને રામને પૂછ્યું, નાથ આ ચિત્રના ઉપલા ભાગમાં પેલું શું ચિતર્યું છે ? રામ બોલ્યા પ્રિયે એ સૌ સમંત્રક જૃંભક અસ્ત્રછે. બ્રહ્માદિ પ્રાચીન ગુરૂઓએ વેદની રક્ષા કરવા માટે લાંબી મુદત સુધી તપશ્ચર્યા કરીને જે તપોમય તેજઃ પુંજ પરમ અસ્ત્ર મેળવ્યાં હતાં. ગુરૂ પરંપરાથી ભગવાન્ કૃશાશ્વની પાસે તે

અસ્ત્ર આપ્યાં, અને તેમની પાસથી રાજર્ષિ વિશ્વામિત્ર તે મેળવ્યાં. ત્યારપછી તે પરમ કૃપાળુ રાજર્ષિએ મારાપર કૃપા દેખાડીને તાડીકા રાક્ષસીને મારવાની વેળાએ મને તે આપ્યાં હતાં ત્યારથી એ બધાં મ્હારી પાસેછે. તને પુત્ર થશે તેના કબજામાં હવે તે રહેશે.

લક્ષમણે કહ્યું, દેવી! અહીં મિથિલાનું વૃત્તાન્ત જુઓ. સીતા તે જોઇને ઘણીજ ખુશી થઇને કહેવા લાગી, ઠીક આર્ય પુત્ર હરધનુ ઉપાડીને ભાગવાને તૈયાર થયા છે અને મ્હારા પિતાજી આશ્ચર્ય પામીને પાંપણ ફરકયા વિના એકી નજરથી જુએછે. આહા! કેવું સુંદર ચિત્ર આંકયુંછે! વળી અહીં વિવાહ વખતની સભા દેખાયછે. આ સભામાં તમારા ચાર ભાઇ તે વેળાને યોગ્ય વસ્ત્રાલંકાર પહેરેલા કેવી શોભા આપેછે? આ ચિત્ર જોવાથી જણાય છે કે જાણે હું તે પ્રદેશ અને તે સમય હાલ જોતી ઉભી છું! સીતાનું આ વાકય સાંભળીને પૂર્વ વૃત્તાન્ત યાદ આવ્યાથી રામ બોલ્યા, પ્રિયે! યથાર્થ કહ્યું. મહર્ષિ શતાનંદે તારા કોમલ હાથને મ્હારા હાથમાં આપ્યો હતો તે સમય હમણા જાણે હોય એમ મને ભાસેછે.

ચિત્રપટની બીજી જગાએ આંગળી દેખાડીને લક્ષમણે કહ્યું, જુઓ આ આર્યા (સીતા), આ આર્યા માંડવી અને આ વધુ શ્રુતકીર્તિ; તેણે લજ્જાથી (પોતાની પત્ની) ઉર્મિલાનું નામ કહ્યું નહિ. લક્ષમણને લજ્જાયમાન જોઇને તેની મશ્કરી કરવા માટે સીતાએ હસતે ચેહેરે ઉર્મિલાના ચિત્રતરફ આંગળી બતાવીને લક્ષમણને પૂછયું વત્સ! આ બાજુએ કોનું ચિત્ર ચિતરેલુંછે? લક્ષમણે કંઇ જવાબ ન આપતાં જરા હસીને કહ્યું, દેવિ! જુઓ જુઓ અહીં હરધનું ભાગવાની વાત સાંભળીને ક્રોધથી લાલચોળ થયલો ક્ષત્રિય કુલને નાશકરનાર ભગવાન ભૃગુનંદન (ફરસુરામ) અયોધ્યા જવાનો રસ્તો રોકીને ઉભા રહ્યા છે અને

પેલી બાજુએ જુઓ, ભુવનવિજયથી આર્ય (રામ), અહંકાર તેમનો તોડવા માટે બાણ ફેંકવા લાગ્યા છે. રામ આત્મ-પ્રશંસા સાંભળવામાં ઘણાજ શરમાતા હતા, તેથી તેમણે લક્ષ્મણને કહ્યું લક્ષ્મણ! આ ચિત્રમાં બીજા ન્હાના પ્રકારનાં જોવાં જેવાં ચિત્ર છે, તે મૂકી દઇને શામાટે આ ચિત્ર ઉપર ચર્ચા ચલવો છો? સીતાએ રામનાં વાકય સાંભળીને આનંદથી કહ્યું નાથ! આમ ના બન્યું હોત તો સંસારના લોકો એક અવાજે આપની આટલી પ્રશંસા કેમ કરત? ત્યારપછી અયોધ્યામાં પ્રવેશ કર્યાની વેળાનું ચિત્ર નજરે પડયાથી આંસુભરી આંખે ગદગદ વાણીથી રામ કહેવા લાગ્યા, આપણે પરણી આવ્યાં તે ટાણે કેટલા પ્રકારના ઉત્સવથી દિવસ ગાળ્યા હતા? પિતાજીને કેટલો આનંદ ઉપજ્યો હતો? ઉત્તમ વહુઓ મળ્યાથી માતાઓ કેવી મગ્ન થઇ હતી, અને તેમની કેટલી બરદાસ કરતી હતી! તથા કેટલી મમતા દેખાડતી હતી! રાજમહેલમાં નિરંતર ખુશી તથા ઉત્સવ કેવાં વ્યાપી રહેતાં હતાં? હાય! એવા સર્વ આનંદના ઉત્સવના દિવસ ગયા છે! લક્ષ્મણે કહ્યું આર્ય! આ મંથરા છે. રામે મંથરાનું નામ સાંભળતાંજ અન્તઃકરણમાં વિરક્ત થઇને કંઇ જવાબ ન આપતાં બીજી તરફ નજર કરીને કહ્યું, પ્રિયે જુઓ જુઓ શંગવેરના નગરમાં ઝાડ નીચે પરમ બંધુ નિષાદપતિની જોડે સમાગમ થયો હતો તે સમયનું આ ચિત્ર એ કેવું સુદર ચિત્ર્યું છે!

સીતાએ તે જોઇ હર્ષ દેખાડીને કહ્યું, નાથ! આ તરફ જટા-બંધન અને વલ્કલ ધારણનું વૃત્તાંત જુઓ. લક્ષ્મણે ખેદ દેખાડીને કહ્યું, ઇક્ષ્વાકુવંશના વૃધ્ધો, પુત્રના હાથમાં રાજસત્તા સોંપીને અરણ્ય-વાસ કરે છે, પરંતુ આર્યને બાલ્ય કાળથીજ તે કઠોર વનવાસ ગ્રહણ કરવો પડયો હતો. ત્યારપછી તેણે રામના તરફ જોઇ કહ્યું આર્ય! મહર્ષિ ભરદ્વાજે જે વડ પાસે આપણને ચિત્રકુટ જવનો

માર્ગ દેખાડીને અમુક વાત કહી હતી તે આ કાલિન્દી કીનારા ઉપરનું વડનું ઝાડ છે તે સાંભળીને સીતાએ કહ્યું, નાથ ! આ પ્રદેશની વાત આપને સાંભરે છે? રામે કહ્યું, પ્રિયે ! હું તે કેમ વીસરી જાઉં ? આ જગાએ તું થાકી ગઇ હતી અને મ્હારા ખોળામાં માથું રાખી ઉંઘી ગઇ હતી.

સીતાએ બીજી તરફ આંગળી બતાવીને કહ્યું, આર્ય જુઓ જુઓ, આ તરફથી દક્ષિણ વનમાં પ્રવેશ કરયો હતો એ કેવું સુંદર ચિત્રેલું છે! મને સાંભરે છે કે આ જગાએ હું સુર્યના સખ્ત તડકાથી ગભરાયલી હતી. તે વેળાએ આપે હાથમાં તાડનું પાંદડું લેઇ મ્હારા માથા ઉપર ધરી રાખીને તડકો રોકયો હતો. રામે કહ્યું પ્રિયે! પેલી નદીના કીનારા ઉપર તપોવનવાસી ગૃહસ્થો વાનપ્રસ્થ-ધર્મ ધારણ કરીને રહેલા છે. તપોવનનાં પેલાં ઝાડની નીચે તેઓ કેવા વિશ્રામસુખ ભોગવવામાં વખત ગાળતા હતા! લક્ષ્મણે કહ્યું, આર્ય ! પેલા ઘણા પ્રવાહ જેમાંથી નીકળી વસ્તીમાં વહેતા જાય છે એપહાડ છે, તે પહાડનું શિખર હમેશાં વાદળાંથી ઘેરાયેલું સુશોભિત રહેછે તેની તલાટીમાં વિવિધ પ્રકારનાં ઝાડ આવી રહેલાં છે તે પાંદડાંથી સદા ભરપૂર અને લીલાંછમ હોવાથી શીતળ તથા મનોહર દેખાય છે. ઉત્તમ પ્રકારના જળવાળી પવિત્ર નદી ગોદાવરી તેના પગ પાસેથી પસાર થતી હોય તે પ્રમાણે મોજા ઉડાડતી વેગેથી વહી જાય છે. રામે સીતાને કહ્યું, પ્રિયે ! તને સાંભરતું હશે કે આ જગાએ આપણે કેવા સુખમાં રહેતાં હતાં? આપણે ઝુંપડીમાં રહેતાં અને લક્ષ્મણ વનમાં ફરીને ખાવાના ફળમુળ વગેરે લાવતો હતો. સવારે અને સાંજે ગોદાવરીના કિનારે હળવે હળવે ફરીને આપણે શીતળ સુગંધ હવા ખાતાં હતાં. હાય ! આપણે તેવી અવસ્થામાં રહીને પણ કેવાં સુખથી દિવસ ગાળતાં હતાં.

લક્ષ્મણે બીજા ચિત્રપટના બીજા ભાગ ઉપર આંગળી બતાવીને કહ્યું. આર્ય ! આ પંચવટી છે અને અહીં શૂર્પણખા છે. આ જોતાંજ મુગ્ધ સ્વભાવથી સીતાની અવસ્થા જાણે તે વખતના જેવીજ થઇ હોય એમ જણાવવા લાગી. તેણે ઉદાસી ચહેરે રામને કહ્યું હા નાથ ! અહીંથી હવે જોવા સાંભળવાને અંત આવ્યો ! રામે હસતે મુખે તેને શાંત કરીને બોલ્યા, હે વિયોગી દુઃખના અનુભવવાળી ! આ ચિત્રપટ ખરેખર અહીંથી તહીં નજર કરીને કહ્યું કેવું આશ્ચર્ય ! ચિત્ર જોયાથી પૂર્વનું વૃત્તાંત વર્તમાનવત્ જણાય છે. દુરાચારી રાક્ષસોએ સોનાના મૃગના છળથી જે ભારે અનર્થ કર્યો હતો, અને જેનો યોગ્ય બદલો તેમને આપી ચુક્યા છિયે, તથાપિ એ વાત યાદ આવ્યાથી કાળજું કોરાઇ જાય છે. એ બનાવ બન્યા પછી આર્યજનશૂન્ય સ્થળે વિકલ હઇડું પણ પીગલ્યા શિવાય નહી શકે નહિ ! વજ્રના જેવું હૃદય પણ જેથી ભેદાયા વિના રહેશે નહિ.

લક્ષ્મણનું આવું વચન સાંભળીને સીતા આંસુભરી આંખે મનમાં ને મનમાં કહેવા લાગી. હાય ! આ અભાગિણીને માટે આર્ય પુત્રને કેટલું કષ્ટ ભોગવવું પડયું હતું ! ! આ વેળાએ રામની આંખમાંથી પણ આંસુ પડવા લાગ્યાં, તે જોઇને લક્ષ્મણે કહ્યું, આર્ય ! ચિત્ર જોઇને આપ આટલા બધા ચિંતાતુર કેમ થાઓ છો ? રામે કહ્યું, વત્સ ! તે વેળાએ મ્હારી હાલત એવી ખરાબ થઇ હતી કે, જો વેર લેવાનો સંકલ્પ હંમેશા અન્તઃકરણમાં જાગૃત રહ્યો ના હોત તો કદી પણ પ્રાણ ધારણ કરી શકત નહિ ! આ ચિત્ર જોવાથી તે અવસ્થા સાંભરી આવે છે અને જાણે મ્હારા હૃદયની મર્મ ગાંઠો શિથિલ થઇ હોય એમ જણાય છે ! તેં એ સર્વ સાક્ષાત્ જોયું હતું. ત્યારે હવે અજાણ્યાની પેઠે શા માટે વાત કરે છે !

ઉપર પ્રમાણે રામનાં વચન સાંભળીને લક્ષ્મણ જરા દિલગીર અને લજ્જિત થયો તેથી ચાલતી વાત ફેરવીને રામની ચિત્તવૃત્તિને

બીજા વિષયપર દોરવાની આવશ્યકતા જાણીને તે બોલ્યો, આર્ય ! બાજુએ દંડકારણ્યનો પ્રદેશ જુઓ, આ જગાએ દુર્દર્શ કબંધ રાક્ષસનો વાસ હતો: આ તરફ ઋષ્યમુક પર્વતમાં મતંગ મુનિનો આશ્રમ છે; ઓ પેલી સિદ્ધ શબરી બાઇ છે; પેલી બાજુએ પંપા સરોવર દેખાય છે, રામ પંપા શબ્દ સાંભળીને સીતા તરફ જોઇ બોલ્યા, પ્રિયે! પંપા ઘણુંજ સુંદર સરોવર છે. હું તારી ખોળ કરતો એના કિનારે આવી ચઢ્યો; ત્યાં આવીને જોયું તો પ્રફુલ્લિત થયલાં કમળો, મંદ મંદ પવનથી જરા હાલીને સરોવરમાં રહ્યે રહ્યે કહી શકાય નહિ એવી શોભા આપતા હતાં એમની સુગંધથી ચારે બાજુએ આનંદ આનંદ થઇ રહેતો. ત્યાં ભમરાઓ મધ ચુસવામાં મત્ત થઇને ગુણ ગુણ સ્વરથી ગાન કરતા હતા અને હંસ, સારસ વગેરે ઘણીક જાતનાં જલચર પક્ષીઓ આનંદથી એના નિર્મળ જલમાં રમતાં હતાં તે વેળાએ મ્હારી આંખો આંસુથી ભરાયલી હોવાને હોવાને લીધે તે સરોવરની શોભા સારી પેઠે જોઇ શકયો નહિ; આંસુની એક ધારા નીકળ્યા પછી બીજી ધારા પડવામાં પળ માત્ર આંખને જે અવકાશ મળતો હતો, તેટલા વખતમાંજ એકવાર ઉપરથી મે જોયું હતું.

સીતાએ, ચિત્રપટના એક ભાગ ઉપર લક્ષ્ય રાખીને લક્ષ્મણને પૂછ્યું, વત્સ ! પેલા જે પર્વતની ઉપર ફુલોથી શોભી રહેલા કદંબના ઝાડની ડાળીઓ ઉપર મદમત્ત મયૂરમયૂરીઓ નૃત કરે છે. અને તેની નીચે સુકાયલા શરીરવાળા આર્યપુત્ર મૂર્ચ્છિત થઇને પડયા છે. તથા તમે રોતા રોતા એમને પકડી રહ્યા છો, એ પર્વતનું નામ શું છે ? લક્ષ્મણે કહ્યું, આર્યે! એ પર્વતનું નામ માલ્યવાન્ છે. વરસાદના દિવસમા એ અતિ રમણીય સ્થાન થાય છે. જુઓ નાજા વરસાદને લીધે એના શિખર ઉપર કેવી અલૌકિક શોભા થઇ રહી છે. આ

જગાએ આર્ય ઘણાજ વિકલચિત્ત થઇ ગયા હતા. આ વાત સાંભ-ળવાથી પોતાની પૂર્વ અવસ્થા સાંભરી આવ્યાથી રામ ઘણાજ વિકલ થઇને બોલ્યા, વત્સ! છાનો રહે, છાનો રહે ! હવે તું માલ્યવાનનું નામ દેઇશ નહિ! એ સાંભળ્યાથી મ્હારો શોકસાગર વેગથી ઉછળે છે અને જાનકીનો વિરહ ફરી નવો ભાવ ધારણ કરે છે! આ વેળાએ સીતાને કંટાલો ઉપજવાના ચિન્હ દેખાવવા લાગ્યાથી લક્ષ્મણે રામને કહ્યું, આર્ય હવે ચિત્ર જોવાનું પ્રયોજન નથી; આર્યા જાનકીને કંટાળો આવ્યો છે: હમણાં એમને વિશ્રામ લેવાની આવશ્યકતા જણાય છે તેથી હું જાઉં છું; આપ આરામ.ગૃહમાં પધારો.

આટલું કહીને લક્ષ્મણે વિદાયગીરી લીધી. તેટલામાં સીતાએ રામને કહ્યું. નાથ! ચિત્ર જોતાં જોતાં મને એક અભિલાષા ઉત્પન્ન થઇ છે તે આપે પૂર્ણ કરવી પડશે. રામે કહ્યું, પ્રિયે ! શી અભિલાષા છે કહો તે પૂર્ણ કરીશ. સીતાએ કહ્યું, મ્હારી અભિલાષા એ છે કે, પાછી મુનિ પત્નીઓની સાથે મળીને તપોવનમાં વિહાર કરવો તથા ભાગીરથીના નિર્મળ જલમાં નાહવું. સીતાની અભિલાષા સાંભળીને રામે લક્ષ્મણને કહ્યું, વત્સ ! હમણા ગુરૂજનોએ આજ્ઞા કરી મોકલી હતી કે જાનકીને જે અભિલાષા થાય તે તરત પૂર્ણ કરવી; એટલા માટે તપોવનમાં જવાને જરૂરની સર્વ સામગ્રી તૈયાર કર. કાલે સવારે એની ધારેલી જગાએ મોકલીશું. સીતા આથી ઘણીજ ખુશ થઇને બોલી, નાથ ! આપને પણ સાથે આવવું પડશે. રામે કહ્યું પ્રિયે ! તેપણ શું તારે કહેવું પડશે ! તારી આંખો આગળથી ખસીને હું શું એક પળપણ સુખી રહી શકીશ ? ત્યાર પછી સીતાએ લક્ષ્મણ તરફ જોઇને કહ્યું, વત્સ ! તમારે પણ અમારી જોડે આવવું પડશે. આના ઉત્તરમાં ‘ જેવી આજ્ઞા ’ એમ કહીને જવાને ઉપયોગી તૈયારી કરવા માટે લક્ષ્મણ ત્યાંથી ચાલ્યા ગયા.

લક્ષ્મણ ગયા ગયા પછી રામ અને સીતા વિશ્રામ ભવનમાં ગયાં, ત્યાં ખુલ્લા દીલથી ઘણી પ્રકારની વાતચીત કરવા લાગ્યાં. થોડા વખત પછી સીતાને ઉંઘ આવવા માંડી, ત્યારે રામે તેને કહ્યુ, પ્રિયે ! જો થાક જણાતો હોય તો મ્હારા ગળે હાથ નાંખીને થોડો કાળ વિશ્રામ કરો. સીતાએ તે પ્રમાણે પોતાનો કોમળ હાથ રામને ગળે નાંખ્યો તેના સ્પર્શથી નિર્વચનીય સુખ અનુભવ કરી, રામે કહ્યું, પ્રિયે ! ત્હારા હસ્તસ્પર્શથી મ્હારૂં સર્વ શરીર અમૃતમય થઇ ગયું છે. ઇન્દ્રિયો અપૂર્વ રસાવેશમાં મગ્ન થઇ જાય છે, ભાન ભૂલી જવાય છે અને આકસ્માત મને નિદ્રા આવે છે, કે મોહ થાય છે તે કંઇ કહી શકતો નથી. રામના મુખમાંથી નીકળેલાં આવાં અમૃતસરખાં વચન સાંભળીને સીતાએ હસ્તે ચેહેરે કહ્યું, નાથ ! આપ હમેશ મને અનુકૂલ અને કૃપાલુ છો: હમણા મે જે સાંભળ્યું છે એના કરતાં સ્ત્રીને બીજો શો સૌભાગ્યનો વિષય હોય ! હવે મ્હારી પ્રાર્થના એટલી છે કે આપ હમેશ મ્હારાપર આવો સ્નેહ તથા કૃપા રાખજો એટલે ઘણું છે.

સીતાના નમ્ર, મધુર અને મોહક વચન સાંભળીને રામે કહ્યુ. પ્રિયે ! ત્હારા વાક્ય સાંભળ્યાથી મ્હારૂં શરીર શીતલ થાય છે, કાન અમૃતસરમાં તલ્લીન થઇ જાય છે, ઇન્દ્રિયો બહુ મોહિત થાય થાય છે, અને અંત;કરણ ઉમંગે છે. સીતા લજ્જિત થઇને બોલી. નાથ ! એ વાસ્તેજ સહુ આપને પ્રિયવંદ કહે છે. ગમે તેમ હો; અંતે આ (હું,) નિરભાગીણીનું આટલું બધું સૌભાગ્ય પ્રકટ થશે એમ સ્વપ્નામાં પણ ધાર્યું ન હતુ. આમ કહીને સીતા સુવા માટે ઉત્કંઠિત થઇ તેથી રામે તેને કહ્યું, પ્રિયે ! અહિં પથારી નથી એટલા માટે આ મ્હારા બાહુ જે આપણા વિવાહ સમયથી, ગમે તો ઘરમાં, ગમે તો વનમાં, ગમે તો બાલ્યકાલમાં, ગમે તો યૌવનમાં,

દરેક પ્રસંગે અને દરેક સ્થળે તને આશ્રય આપવાને સાધનભૂત થતા આવ્યા છે તેજ હાથ ઉપર આજપણ વિશ્રામ લે. આમ કહીને રામે પોતાના હાથ પહોળા કર્યા, અને સીતા તેના ઉપર માથું મૂકીને તરત ઉંઘી ગઈ.

થોડીવાર સુધી સ્નેહથી સીતાનું મુખારવિંદ જોઇને, પ્રીતિ-પ્રફુલ્લ નયનથી રામ સ્વાગત કહેવા લાગ્યા, કેવું આશ્ચર્ય! જ્યારે પ્રિયાના મુખરૂપી ચંદ્ર જોઉછું ત્યારેજ મ્હારૂં ચિત્ત ચકોરના જેવું બને છે અને અન્તરાત્મા અનિર્વચનીય આનંદ રસમાં નિમગ્ન થાય છે! ટુંકામાં એ મ્હારા ઘરની લક્ષ્મી સ્વરૂપ છે. મ્હારી આંખને ઠંડા અને હિતકારી અંજન તુલ્ય છે, અને એનો સ્પર્શ ચંદન રસના અભિષેક જેવો છે; મ્હારા ગળે વળગેલા એના હાથ શીતલ સીસા મોતીની માળાનું કામ સારે છે કેવી અજનયબી! પ્રિયા સર્વ વાતે અલૌકિક અને પ્રતિપદ છે. રામ મનમાંને મનમાં આમ વિચારમાં મગ્ન હતા, એટલામાં સીતા સ્વપ્નું જોઇને ઉંઘમાં કહેવા લાગી

હા નાથ! કયાં ગયા!

સીતાના સ્વપ્ન ભાષિત શબ્દ સાંભળીને રામસ્વગત કહેવા લાગ્યા, કેવો ચમત્કાર! ચિત્ર જોયાથી પ્રિયાના અંતઃકરણમાં આગળ થઇ ગયેલો વિરહ ભાવનાનો ભાવ ઉપજ્યો હતો, તેજ સ્વપ્નામાં આવીને તેને દુઃખી કરે છે. પછી સીતાના શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં રામ પ્રેમથી રોમાંચિત થઇને કહેવા લાગ્યા, અહા! અકૃત્રિમ પ્રેમ કેવો પરમ પદાર્થ છે! ગમે તો સુખ હોય દુઃખ હોય, ગમે તો સંપત્તિ હોય, કે વિપત્તિ હોય, ગમે તો જુવાની હોય અથવા વૃદ્ધાવસ્થા હોય, તોપણ સત્ય પ્રેમ સર્વ અવસ્થામાં એક સરખો અને વગર બદલાય એવો છે. એવા પ્રેમસુખના અધિ-કારી થવું એ કંઇ થોડા સૌભાગ્યની વાત ન કહેવાય; પરંતુ ખેદનો

વિષય એ છે કે, આવો પ્રેમ જગતમાં ઘણોજ વિરલ તથા દુર્લભ હોય છે. જો તે એટલો વિરલ તથા દુર્લભ ન હોત તો સંસારમાં સુખની હદ રેહેત નહિ.

રામના ઉપર પ્રમાણે સ્વગત બોલવાની સમાપ્તિ થતાંજ, વાક્ય સમાપ્ત નહિં થતાં દ્વારપાળ સામે આવી હાથ જોડીને બોલ્યો, કૃપાળુ, મહારાજ! દુર્મુખ દરવાજા ઉપર ઉભો છે. એને વિશે મહારાજની શી આજ્ઞા થાય છે? દુર્મુખ એ રામના અંતઃપુરનો ઘણોજ વિશ્વાસુ નોકર હતો. પોતાના રાજવહિવટ વિશે પ્રજાનો અભિપ્રાય કેવો છે તે યુક્તિથી જાણી લાવીને પોતાને જણાવવા માટે રામે તેને મુકરર કર્યો હતો તેથી તે દરરોજ છુપી રીતે એ વિષયનો શોધ કરતો હતો, અને જે દિવસે જે જાણતો તે રામને જણાવતો હતો. હમણાં તેને આવેલો જાણીને રામે દ્વારપાળને કહ્યું, જલદીથી તેને મારી પાસે આવવાને કહે. દ્વારપાળે આજ્ઞા જાહેર કર્યાથી દુર્મુખે આવીને રામને પ્રણામ કર્યા, અને હાથ જોડીને સામે ઉભો રહ્યો. રામે તેની તરફ નજર કરીને પૂછ્યું, કેમ દુર્મુખ! આજે શું જાણ્યું છે? દુર્મુખે કહ્યુ, મહારાજ! સર્વ પ્રજા કહે છે કે અમે રામરાજ્યમાં પરમ સુખથી રહીએ છિયે,

આ વાત સાંભળીને રામે કહ્યું, તું દરરોજ પ્રસંસાની ખબર આપે છે; જો કોઇએ કંઇ દોષ કહ્યો હોય તો કહે, કે જેથી તેને દૂર કરવાનો ઉપાય કરવામાં આવે. મેં સ્તુતિ સાંભળવા માટે તને નીમ્યો નથી. દુર્મુખ દરરોજ સ્તુતિ સાંભળતો હતો, તેથી જે સાંભળતો હતો તે અકપટથી રામની પાસે કહેતો હતો. આજ તેણે સીતા સંબંધી દોષ સાંભળ્યો હતો પણ એ અપ્રિય ખબર કેહેવી અનુચિત જાણીને તેણે છુપાવી રાખી હતી. પરંતુ રામના ઉપર પ્રમાણે કહેવાથી તે ચકિત તથા ગાભરો થઇને જરાવાર સુધી

ચુપ રહ્યો, પછી બુદ્ધિને જરા સ્થિર રાખીને શુષ્ક મુખથી અચકતિ સ્વરથી બોલ્યો, નહિ મહારાજ! હું કંઇ દોષ સાંભળતો નથી. તે આમ વાતચિત કરતો હતો ખરો; પરંતુ તેનો ચહેરો ઉતરી ગયલો જોવાથી રામના અંતઃકરણમાં ઘણો સંદેહ ઉપજ્યો. તેથી તેમણે અકળાઇને વ્યાકુલ વચનથી દુર્મુખને કહ્યું, અવશ્ય આજ તેં કાંઇ દોષ સાંભળ્યા છે; ગેંગેં ફેંફેં શા માટે કરે છે? શું સાંભળ્યું છે તે ઝટ કહે, વાર લગાડ નહિ. જો તું ખરી વાત નહિ કહે તો હું ત્હારાપર ઘણોજ કોપાયમાન થઇશ, અને જન્મારા સુધી તારૂં મ્હોં જોઇશ નહિ.

રામનો આવો દેખાવ જોઇ ઘણોજ શંકિત થઇને દુર્મુખે મનમાંને મનમાં વિચાર કર્યો કે, હું કેવો મુશ્કેલીમાં પડયો છું! મહારાણી સંબંધી લોકાપવાદ મહારાજને હું શી રીતે જણાવું! હું ઘણોજ હતભાગ્ય છું, નહિતો આવી નોકરી કબુલજ કેમ કરૂં! ખરે? હવે એ વિચાર કંઇ કામના નથી. જ્યારે આગળ પાછળનો વિચાર નહિ કરતાં નોકરી કબુલ કરી છે ત્યારે ખરી હકીકત મહારાજને નિવેદન કરવીજ જોઇએ. આમ નક્કી કરીને ધ્રૂજતે શરીરે તે કહેવા લાગ્યો, મહારાજ! જો સર્વ વાત યથાર્થ કહેવાની આપ આજ્ઞા કરો છો તો કૃપા કરીને અહિંથી ઉઠી બીજા ઓરડામાં ચાલો; મ્હારો પ્રાણ જતે પણ એ વાત અહિં હું કહીશ નહિ. રામ તેની વાત સાંભળવા માટે એટલા બધા ઉત્સુક થયા હતા કે સીતાને જાગવાની વાટ સુદ્ધાં નહિ જોતાં ધીમેધીમે પોતાના હાથપરથી તેનું મસ્તક નીચે મેલીને દુર્મુખની જોડે બીજા ઓરડામાં ગયા.

ત્યાં જઇને રામે ઘણીજ વ્યગ્રતા દેખાડીને દુર્મુખને કહ્યું, હવે વાર ના કર; શું સાંભળ્યું છે તે ઝટ કહી દે. તારો દેખાવ જોઇને મ્હારા અંતઃકરણમાં નાના પ્રકારના સંદેહ ઉપજે છે. દુર્મુખે

કહ્યું, મહારાજ! મેં જે ખરાબીની વાત સાંભળી છે તે આપની પાસે કહેવી પડશે એ મનમાં આવ્યાથી મ્હારા આખા શરીરનું લોહી સુકાઈ જાય છે. પરંતુ જ્યારે હિતાહિતનો વિચાર નહિ કરતાં બાતમીદારનુ કામ મેં માથે લીધું છે ત્યારે મ્હારે વાસ્તવિક હકીકત અવશ્ય કહેવી પડે છે. મેં જેવું સાંભળ્યું છે તે આપની પાસે નિવેદન કરૂં છું; એમાં મ્હારો અપરાધ ગણશો નહિ. મહારાજ! ખચિત સઉ લોકો એકે અવાજે સર્વ પ્રકારે વિખ્યાતિ કરીને કહે છે કે, અમે રામરાજ્યમાં પરમ સુખથી રહીએ છિયે; કોઈપણ રાજાએ કોશલ દેશમાં શાસનની આવી ઉત્તમ રીતિ સ્થાપી નહોતી. પરંતુ કોઈ કોઈ મહારાણીની વાત કહાડીને કુથલી કરે છે, તેઓ કહે છે કે આપણા રાજાનું મન ઘણુંજ નિર્વિકારી છે. સીતા એકલી આટલા કાળ સુધી રાવણનાં ઘરમાં રહી તોપણ મહારાજે તેમાં કંઇ બીજી વાત તથા દોષ નહિ સમજતાં વગર હરકતે પોતાને ઘેર આણી. હવે આપણા ઘરની સ્રીઓના ચરિત્રમાં દોષ લાગ્યાથી તેઓને શાસનમાં રાખવી મુશ્કેલ પડશે કારણ કે તેમ કરીશું તો તેઓ સીતાના ચરિત્રનું તથા મહારાજના કૃત્યનું વર્ણન કરીને અમને નરૂત્તર કરશે. અથવા રાજા ધર્માધર્મનો નિશ્ચય કરનારા છે. અમે તેમની પ્રજા છિયે તેથી તે જે ધર્મના અનુસારે ચાલે છે તે ધર્મ પ્રમાણે અમારે પણ ચાલવું પડશે. મહારાજ! જે સાંભળ્યું છે તે આપની પાસે નિવેદન કર્યું. મ્હારો અપરાધ ક્ષમા કરજો! હા વિધાતા! આટલે દિવસે તે મ્હારૂં દુર્મુખ નામ ખરૂં પાડ્યું. આમ કહીને તેણે વિદાયગીરી લીધી, ને રોતો રોતો ત્યાંથી ચાલ્યો ગયો.

દુર્મુખના મ્હોંથી સીતાનો અપવાદ સાંભળીને રામ હાય મારીને સ્વગત કહેવા લાગ્યા, હવે શું કરવું! આમ બોલીને કપાયલા ઝાડની પેઠે તે જમીન ઉપર પડી ગયા અને આંસુભરી આંખે તથા વ્યાકુલ

વચનથી વિલાપ અને પરિતાપ કરવા લાગ્યા. અરેરે ! કેવી ખરાબીની વાત સાંભળી એના કરતાં મ્હારી છાતીમાં વજ્રનો ઘા થયો હોત તો ઠીક થાત ! શા માટે હજી સુધી હું જીવતો રહ્યો છું ખરેખર હું ઘણોજ અભાગિયો છું. જો એમ ના હોત તો શા વાસ્તે આવેલો રાજ્યાધિકાર છોડીને મ્હારે વનવાસ જવું પડે ! શા માટે દુરાચારી દશાનન (રાવણ) પંચવટીમાં આવીને મ્હારી પ્રાણપ્રિયા જાનકીનું હરણ કરીને નિર્મલ રઘુકુળને અપવાદનું કલંક લગાડે ! તે અપવાદ અદ્દભુત ઉપાયથી દૂર કર્યા પછી શા માટે પાછો ચર્ચાતો રહે ! સર્વ પ્રકારે મ્હારો જન્મ અને મ્હારૂં જીવતર દુઃખ ભોગવવા માટેજ નિર્માણ થયેલાં છે ! હવે હું શું કરૂં !! કંઇ પણ સમજી શકાતું નથી ! આ લોકોપવાદ ઘણોજ ફેલાયલો છે. તે અપવાદ નિર્મૂળ છે એમ જાણીને તુચ્છ ગણવો કે નિરપરાધી જાનકીનો પરિત્યાગ કરીને એ અપવાદથી ઉત્પન્ન થયલું કલંક ટાળવું, એ બેમાંથી શું કરવું ! તેનો કંઇપણ નિર્ણય હું કરી શકતો નથી આવું ધર્મ સંકટ કોઇને પડ્યું નહિ હોય ! !

આવી રીતનો ખેદ કરીને, રામ થોડીવાર સુધી નીચું મથું રાખીને ચુપ બેઠા, ત્યાર પછી નિશ્વાસ છોદીને ધાર્યું કે હવે એ વિષયમાં કર્તાવ્યાકર્તવ્યને નિર્ણય કરવાની જરૂર નથી જ્યારે મેં રાજકારભાર લીધોછે ત્યારે સર્વ ઉપાયથી લોકોને ખુશ રાખવા એ મ્હારૂં કર્ત્તવ્યકર્મ છે અને એ મ્હારો સર્વથી શ્રેષ્ટ ધર્મ છે; માટે જાનકીનો ત્યાગ કરવો જોઇએ. હે વિધાતા તારા મનમાં આવુંજ ધારેલું હતું ! આમ કહીને રામ મૂર્છિત થઇને જમીન ઉપર પડી ગયા.

થોડી વારે સાવચેત થયા ત્યારે રામ ઘણા દયાળુ સ્વરથી કહેવા લાગ્યા, જો હમણાં હું સચેતન થાત નહિ તો મ્હારે સર્વ

પ્રકારે સારૂ હતું. મ્હારે નિરપરાધી જાનકીનો પરિત્યાગ કરીને પાપના કીચડમાં લિપ્ત થવું ના પડત. થોડા દિવસ ઉપર અષ્ટાવક્રના આગળ મેં પ્રતિજ્ઞા કરી હતી કે, લોકરંજનને માટે જાનકીનો પણ પરિત્યાગ કરવો પડે તો પણ તે કરવાને હું ચુકીશ નહિ. આમ નિપજવાનું હશે તેથીજ શું મ્હારા મુખમાંથી આવી ભયાનક પ્રતિજ્ઞાનાંનાં વાક્ય નિકળ્યાં હતાં! હા! પ્રિયે જાનકિ! હા પ્રિયવાધિનિ! રામમયજીવિતે! હા અરણ્યવાસ સહચરિ! અંતે ત્હારી આવી અવસ્થા થશે એમ સ્વપનામાં પણ નહોતું જાણ્યું! તું એવા દુરાચારીનાં, એવા નરાધમના, એવા હતભાગ્યના હાથમાં પડી છે કે થોડા કાળને માટે પણ ત્હારા ભાગ્યમાં સુખ ભોગવવું લખ્યું નથી! તે ચંદનનું વૃક્ષ જાણીને ઝેરી ઝાડનો આશ્રય પકડયોછે! મેં પરમ પવિત્ર રાજવંશમાં જન્મ લીધો છે ખરો. પરંતુ મ્હારા આચરણ ચંડાળના કરતાં પણ હજાર ગણાં અધમ છે, નહિતો વિના અપરાધે ત્હારો ત્યાગ કરવાને કેમ તૈયાર થાઉં! કાય હાલ જો આ પળે મ્હારો પ્રાણ દેહમાંથી નીકળી જાય તો છૂટું! હવે જીવવું શા કામનું છે! ખરેખર મ્હારૂં જીવવું નિષ્પ્રયોજન છે! બધું જગત્ મને શૂન્ય તથા અરણ્ય સરખું જણાય છે!!

આમ કહેતાં કહેતાં ઘણાંજ વ્યાકુલ હૃદય તથા ધ્રુજતા શરીરવાળા થઇને રામ થોડા વખત સુધી છાનામાના બેસી રહ્યા. ત્યાર પછી લાંબો નિશાસો મકીને બોલ્યા, હાય! આ શું થયું!! એમ કહીને કૌશલ્યા વગેરેને ઉદ્દેશીને ખેદથી કહેવા લાગ્યા. હા માતા! હા તાત જનક! હા દેવિ વસુંધરે! હા ભગવતિ અરૂંધતિ! હા કુલગુરો વસિષ્ઠ! હા ભગવાન વિશ્વામિત્ર! હા પ્રિયબંધુ બિભીષણ! હા પરોપકારી સખા સુગ્રીવ! હા વત્સ હનુમાન! તમે બધા ક્યાં ગયા છો! તમે કંઇપણ જાણતા નથી! અહિં દુરાત્મા રામ તમારૂં ખરાબ કરવાને તૈયાર થયો છે, અથવા હવે હું તેવા મહાત્માઓના

નામ લેવાને અધીકારી નથી. મ્હારા જેવા મહાપાતકીએ નામ લીધાથી નિસ્સંદેહ તેઓને પાપ સ્પર્શ કરશે હું જ્યારે સરલ હૃદયની પવિત્ર પતિવ્રતા સ્ત્રીને નિરપરાધી જાણ્યા છતાં વગર હરકતે તેને પરિત્યાગ કરવાને તૈયાર થયોછું, ત્યારે મ્હારા કરતાં મહાપાતકી બીજો કોણ હોય ! હા રામમયજીવિતા સીતા ! પાષાણુમય કઠોર હૃદયના રામથી અંતે ત્હારી આવી દુર્ગતિ નીપજશે તે તું સ્વપ્નામાં પણ જાણતી નહિ હોઉં ! નિઃસંદેહ રામનું હૃદય વજ્રલેપવાળું છે, નહિ તો કેમ હજી સુધી ફાટી જાય. નહી અથવા વિધાતાએ જાણી જોઇને મ્હારૂં હૃદય આવું કઠોર બનાવ્યું છે, નહિ તો વગર હરકતે આવું ક્રૂરકર્મ કેમ કરી શકું?

આમ કહેતાં કહેતાં રામ આંસુ ઝરતી આંખે વિશ્રામભવનમાં જઇને ત્યાં સૂતેલી સીતાની સામે ઉભા રહ્યા, અને હાથ જોડીને તેને સંબોધન કરીને કહ્યું, પ્રિયે ! હતભાગ્ય રામ આ જન્મને માટે ત્હારી પાસેથી વિદાયગીરી લેછે ! ! આમ કહીને અનિવાર્ય શોકાગ્નિથી બળતા હૃદયે તે ઓરડામાંથી બહાર નીકળ્યા અને ભાઇઓની જોડે સલાહ કરીને ધારેલી ધારણા ( સીતાનો પરિત્યાગ કરવાની ) પાર પાડવા માટે વિચારભવનની તરફ ચાલ્યા.



## પ્રકરણ ૯ મું.

### વિચાર અને ત્યાગ.

રામ મંત્રભવનમાં જઇને રાજ્યાસન ઉપર બેઠા, અને પાસે ઉભેલા નોકરોને ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નને તેડવા માટે મોકલ્યા. ' સાંઝે આર્ય અને જનકતનયા ("સીતા) એકઠાં થઇને કાળ ગાળતાં હતાં અને અત્યારે મંત્રભવનમાં જઇને અકસ્માત્ અમને શા માટે તેડાવ્યાં હશે ' ! એ વિચારનો કંઇ નિર્ણય કરી નહિ શકયાથી

ભરત વગેરે ઘણા સંદેહમાં પડી વ્યાકુલ હૃદયના થઈ ગયા, તથા મનમાં ને મનમાં નાના પ્રકારના વિતર્ક કરતા કરતા જલદીથી મંત્રભવનમાં આવી પહોંચ્યા; ત્યાં આગને જુએછે તો રામ લમણ ઉપર હાથ મૂકીને એકલા બેઠાછે, ઘડીએ ઘડીએ નિસાસો મૂકેછે અને તેમની આંખોમાંથી અખંડ આંસુની ધારા વેહેછે. ભાઇની આ દશા જોઇને ભાઇઓ ઘણાજ શોકાતુર થયા. અને શા કારણથી તેમની આવી અવસ્થા થઇ હશે તે કોઇ રીતે નહિ સમજ્યાથી બેભાન જેવા થઇને પૂતળાંની પેઠે સામે ઉભા રહ્યા. અતિ ભયાનક હાનિનો બનાવ બન્યો હશે એવું ધારી તે ત્રણ જણમાંથી કોઇએ પણ કંઇ કહેવાની હિંમત કરી નહીં. તેઓએ ધાર્યું કે ખચિત કાંઇ ભારે આફત આવી હશે અને રામની દીઙ્મૂઢ દશા જોઇને તેઓ ઘણાજ દુ:ખી થઇને રોવા લાગ્યા.

થોડો વખત વીત્યા પછી રામે ઉછળતા શોકનો વેગ સમાવ્યો અને આંખમાંના આંસુ લુછીને સ્નેહપૂર્વક ભાઇઓને બેસવાની આજ્ઞા કરી. તેઓ આસન ઉપર બેઠા અને ખેદ થતી આંખે રામચંદ્રનું બહુજ ઝાંખું થયેલું મુખ જોવા લાગ્યા. પાછાં રામચંદ્રની આંખમાંથી જોરભેર આંસુ વહેવા લાગ્યાં; તે જોઇને તેઓ પણ ઘણાજ શોકાતુર થઇને બહુ રોવા લાગ્યા. આમ છાનામાના બેશી રહેવું યોગ્ય નથી એમ ધારીને પછી થોડીવારે લક્ષ્મણે વિનય વચનથી રામચંદ્રને પૂછ્યું, આર્ય ! આપની આવી અવસ્થા જોઇને અમે બહુ ખિન્ન થયા છીયે. અમને લાગેછે અવશ્ય કંઇપણ ભારે હાનિ થઈ હશે; ઉંડું પાણી કદીપણ અલ્પ કારણથી હાલતું નથી; સામાન્ય વાયુના વેગથી હિમાચલ કદાપિ વિચલિત થઈ શકતો નથી, એટલા માટે શા કારણથી આપ આવી રીતે અફસોસમાં બેઠેલ છો, તે વિસ્તારથી અમને કહી અમારા પ્રાણની રક્ષા કરો. આપનું

મુખારવિંદ સાયંકાળના કમળ કરતાં પણ ઝાંખું અને પ્રભાત સમયના ચંદ્રના કરતાં પણ વધારે નિસ્તેજ જોવામાં આવે છે, આનું કારણ શું છે તે જલદીથી અમને કહો, વિલંબ લગાડશો નહિ, અમારાં હૃદય ભેદાયછે !

લક્ષ્મણે આ રીતે ઘણુાજ આગ્રહથી પૂછ્યું ત્યારે રામચંદ્ર જીવ ઠેકાણે રાખીને ઘણુાજ શોકાતુર સ્વરથી કહેવા લાગ્યા, વત્સ ભરત ! લક્ષ્મણ ! વત્સ શત્રુઘ્ન ! તમે મ્હારૂં જીવન છો, તમે મ્હારા સર્વ પ્રકારનું ધન છો, તમારે માટેજ હું રાજ્યવહિવટનો આટલો ભારે કલેશ સહન કરૂંછું, હિત કરવું અથવાં અહિત નિવારણ કરવું એમાં તમેજ મ્હારા સર્વથી મોટા મદદગાર છો. હું મોટી મુશ્કેલીમાં પડયોછું અને તે વિપતીથી છુટવા માટે તમને કવખતે બોલાવ્યા છે. તેમજ અનિષ્ટ નિવારણના ફકત ઉપાય છો. મેં ઘણો વિચાર કર્યો ત્યારે અંતે જે ઉપાય કરવો સર્વ પ્રકારે યોગ્ય જણાયો છે તે તમને કહુંછું, એ સ્થિર ચિત્તથી સાંભળો, સર્વ હકીકતનું વિસ્તારપૂર્વક વૃત્તાન્ત કહીને પછી તેના ઉપાય વિષય કહીશ ત્યારે મ્હારા મનની અકળામણ કંઇક ઓછી થશે.

આટલું કહીને. રામ ચુપ થઇને પાછા પ્રબલ વેગથી રોવા લાગ્યા, ત્રણે ભાઇઓ આવો દેખાવ જોઇને આગળના કરતાં વધારે વિચાર કરવા લાગ્યા કે, આર્યની ચેષ્ટા જોતાં જણાય છે કે અવશ્ય અતિ ભયંકર અનર્થ થયો હશે; કોણ જાણે શી વાત કરતાં એ અચકાય છે ! પરંતુ ઘણા ઘણા વિચાર કરતાં એ કંઇ પણ નક્કી નહિ થઇ શકયાથી કારણ જાણવા માટે ઘણા ઉત્સુક થઇને તેઓ ઘણુાજ વ્યાકુલ ચિત્તથી મ્હોટા ભાઇનાં મ્હોં સામું જોવા લાગ્યા.

થોડો વખત સુધી ચુપ રહ્યા પછી ધીરે રહીને રામ બોલ્યા, ભાઇઓ ! સાંભળો; ઇક્ષ્વાકુ વંશના મહા પ્રતાપી મહારાજા આપણા

પૂર્વજો, તેમની રાજનીતિ અને વ્યવહારની વિરૂદ્ધ કંઇ પણ ચર્ચા વિના અલૌકિક કર્મ ક્રિયાથી પ્રજાપાલન કરી આપણા પરમ પવિત્ર રાજવંશને ત્રિલોકમાં પ્રખ્યાત કરી ગયાછે. મારા જેવો કુલાંગ્ય કોઇ થયો નથી. મેં જન્મ લઇને આ સદા પવિત્ર અને ત્રિલોકવિખ્યાત વંશને આ કલંકના કીચડમાં લિપ્ત કર્યોછે. વીર લક્ષ્મણ ! તારાથી એમાંનું કાંઇ અજાણ્યું નથી, જ્યારે આપણ ત્રણ જણાં પંચવટીમાં રહેતાં હતાં ત્યારે આપણી ગેરહાજરીમાં દુષ્ટ રાવણ બળજોરીથી સીતાને હરણ કરી લઇ ગયો હતો તે વખતથી સુગ્રીવની મદદથી એ દુરાચારી રાવણને યોગ્ય સજા આપીને આપણે તે સતીને પાછી લાવ્યા ત્યાં સુધી તે એકલી એ દુષ્ટના તાબામાં ઘણો કાળ રહી હતી. એ પ્રમાણે ઘણાક દહાડા પારકે ઘેર રહેલી સીતાને ગ્રહણ કરીને ઘેર આણીછે, તેથી પ્રજા અસંતોષ દેખાડેછે અને અપજશ બોલે છે, એ માટે મેં પ્રતિજ્ઞા લીધીછે કે જાનકીનો પરિત્યાગ કરીને સર્વ પ્રકારે પ્રજાને ખુશી રાખવી એ રાજાનો પરમ ધર્મ છે, તે જો હું પાળી શકું નહિ તો આવું અનાર્યના જેવું વૃથા જીવન ધારણ કરવાનું ફળ શું તે કહો ! હવે તમે ખુલ્લી રીતે સંમતિ આપો તો હું હમણાં આવી પડેલા કષ્ટમાંથી છૂટું.

રામનું આવું કહેલું સાંભળીને ભાઇઓ ઘણાજ ખેદ કરવા લાગ્યા, અને ભયથી તથા સંખેદાશ્ચર્યથી થોડી વાર સુધી નીચું માથું કરીને મુંગા રહ્યા. છેલ્લીવારે લક્ષ્મણે અતિ દુઃખિત અવાજે નમ્રતાપૂર્વક કહ્યું. આર્ય ! આપની આજ્ઞા અમે કદીપણ ઉલ્લંઘન કરતા નથી. પરંતુ આજની આપની પ્રતિજ્ઞા સાંભળીને અમારા પ્રાણ જવાની તૈયારી કરે છે. અમે આપની પાસે આવી ખરાબ વાત સાંભળીશું એવું મુદ્દલે અમારાં અંતઃકરણમાં આવ્યું નહોતું. ગમે તેમ હો ! આ સબંધી મ્હારે આપને કંઇ કહેવું છે તે જો આપ રજા આપો તો નિવેદન કરૂં.

લક્ષ્મણનાં આવાં વિનયવાળાં અને દુ:ખભરેલાં વાક્ય સાંભળીને રામે કહ્યું, વત્સ ! જે કહેવાની ઇચ્છા હોય તે ખુશીથી કહે. ત્યારે લક્ષ્મણે કહ્યું. આર્ય ! જાનકી, એકલી રાવણને ઘેર રહેલી હતી તે યથાર્થ છે; અને રાવણ પણ ઘણોજ દુષ્ટ હતો, તેમાં પણ કંઇ સંદેહ નથી. પરંતુ દુરાચારીને યથાયોગ્ય શિક્ષા કર્યા પછી આર્યાને આપની સામે આણવામાં આવી ત્યારે આપ લોકાપવાદના ભયથી, પ્રથમ તેને ગ્રહણ કરવાને અચકાયા હતા પણ પછી અલૌકીક પરીક્ષાથી તે પવીત્ર જણાઈ ત્યારે તેનું ગ્રહણ કર્યું હતું. અને ઘરમાં આણી હતી. તે પરીક્ષા સઘળાઓની સામે કરવામાં આવી હતી. આપણે બંને, આપણી સઘળી સેના તથા સેનાપતિઓ અને બધા દેવદેવર્ષિઓ અને મહર્ષિઓ જાનકીએ પરીક્ષા આપી તે વેળાએ ત્યાં હાજર થયા હતા. સૌ માણસોએ અનુમત આપવાથી આર્યાને ઘણી પવિત્ર સમજીને આપે તેનો અંગીકાર કર્યો હતો માટે પારકાના ઘરમાં રહેવાના અપવાદથી હવે તેને દુષિત કરવાની સંભાવના નથી. એટલા માટે આપે શા કારણથી હમણાં આવી પ્રતિજ્ઞા કરી છે તે હું સમજી શકતો નથી. મિથ્યા લોકાપવાદથી આપના જેવા મહાત્માએ ડગવું ના જોઇએ. સામાન્ય મનુષ્યની બુદ્ધિ અને કલ્પના અતિ સામાન્ય હોયછે, મનમાં જે ઉદય થાયછે, તેજ તેઓ બકે અને જે સાંભળે છે, તે સંભવ છે કે અસંભવ છે તેનો વિચાર નહિં કરતાં, તે ખરૂં છે, એમ માની લેછે. તેમની વાતપર વિશ્વાસ રાખવાથી સંસારવ્યવહાર ચાલી શકતો નથી. આર્યા સંપૂર્ણ રીતે પવિત્ર છે, તે વિષે હું જે જાણુંછું તે ઉપરથી કહુંછું કે આપના અન્તઃકરણમાં કંઇપણ સંશય નથી, અને અલૌકિક આપીને તેણે પોતાની પવિત્રતા સિદ્ધ કરી હતી. તેમાં કાઇના અંતઃકરણમાં લેશ માત્ર પણ સંશય રહી શકતો નથી. આવી પવિત્ર આર્યાનો પરિત્યાગ કર્યાથી લોકો આપણને જરૂરજ નાલાયક ગણશે, અને ધર્મ નીતીને જાતાં આપણે પાપનાં કીચડમાં લિપ્ત થવું પડશે. એટલા માટે

આપે સર્વ વિષયનો પુખ્ત વિચાર કરીને કામ કરવા માંડવું. અમે આપની આજ્ઞા પ્રમાણે વર્તનારા છિયે, માટે આપ જે આજ્ઞા કરશો તે નિઃસંદેહ ચિત્તથી માથે ચઢાવીશું.

આટલું કહીને લક્ષ્મણ છાનો રહ્યો. રામ થોડીવાર અબોલા રહ્યા પછી ધીરજ રાખીને બોલ્યા, વત્સ! સીતા ઘણીજ પવીત્ર છે, તે સંબંધમાં મને કંઇ પણ સંદેહ નથી. સામાન્ય માણસો વિશેષ વિચાર કરતા નથી. જે સાંભળે છે અથવા જે તેઓના મનમાં ઉદય થાય છે, તેના ઉપર વિશ્વાસ મૂકે છે અને તેની ચર્ચા કરે છે, તે હું સારી પેઠે જાણું છું. પરંતુ આ સંબંધમાં પ્રજાનો કંઇ દોષ જોતો નથી; આપણી અજ્ઞાનતાથી તથા ભૂલથીજ આવી ખરાબી નીપજે છે. જો આપણે અયોધ્યામાં આવીને પ્રજાની સામે જાનકીની પરીક્ષા કરી હોત તો તેઓના અંતઃકરણનો સર્વ સંશય જતો રહેત. સીતાએ અલૌકિક પરીક્ષામાં ઉતરીને પોતાની પવિત્રતા દેખાડી આપીછે ખરી, પરંતુ તે પરીક્ષા ઉપર પ્રજાનો ખરેખરો વિશ્વાસ બેસતો નથી. ઘણાક પરીક્ષા કેમ થઇ હતી તે પણ જાણતા નથી તેથી સીતાના ચરીત્ર સંબંધમાં તેઓનો સંશય દૂર થયો નથી એવું જણાયછે. વિશેષ કરીને રાવણનું ચરીત્ર, અને ઘણો વખત સુધી એકલી સીતા રાવણના ઘરમાં રહી હતી, એ બે વિષયનો વિચાર કર્યાથી સીતાના ચરિત્ર સંબંધમાં તેમને સંદેહ ઉપજવો એ કંઇ આશ્ચર્યકારક જણાતું નથી એટલા માટે, હું પ્રજાને કોઇ રીતે દોષવાન્ ગણતો નથી. મહારાજ નહીંએ આવી ગડબડ થઇછે. જો રાજ્યભાર નહિ લીધો હોત અને ધર્મને સાક્ષી કરીને પ્રજાને ખુશ રાખવાની પ્રતિજ્ઞા ના કરી હોત તો આવા વગર પાયાના લોકાપવાદને તુચ્છ કરીને આનંદથી સંસારવ્યવહાર ચલાવત. જો હું પ્રજારંજન કરી શકું નહિ. તો આ જીવન ધારણ

કરવાનું ફળ શું ? જુઓ. પ્રજાએ સીતાને અસતી તરીકે સિદ્ધાંત કરી છે, તેઓનાં અંતઃકરણમાંથી તે સિદ્ધાંત કાઢી નાંખવાનો કોઇ રીતે સંભવ જણાતો નથી. તેથી સીતાને ઘરમાં રાખવાથી તેઓ આપણને સોબતીઓ તરીકે ધિક્કારશે. એમ આખી ઉમ્મર સુધી ધિક્કારને પાત્ર થવા કરતાં પ્રાણત્યાગ કરવો સારો છે હું પ્રજાને ખુશ કરવા માટે પ્રાણત્યાગમાં પાછી પાની કરનાર નથી. તમે મ્હારા પ્રાણથી પણ પ્યારા છો, પરંતુ જો આપને માટે (પ્રજા-રંજન સારૂ) મારે તમને છોડવા પડે તો તેથી હું ખેદ કરનાર નથી; પ્રજાની નિન્દાથી સીતાનો ત્યાગ કરવો એ કંઇ મુસ્કેલ કામ નથી એટલા માટે તમે ગમે એટલું કહેશો તથા ગમે એટલું અન્યાય ભરેલું કામ ગણશો તો પણ હું સીતાનો પરિત્યાગ કરીને કુળનું કલંક દુર કરીશ એવો મેં નિશ્ચય કર્યો છે. જો તમને મારા ઉપર કંઇ દયા તથા સ્નેહ હોય તો આ સંબંધમાં હવે બીજી કંઇ તકરાર કરશો નહિ. બની શકશે તો સીતાનો ત્યાગ કરીશ નહિ તો મારો પ્રાણ ત્યાગ કરીશ, એ બેમાંથી એક તો ખચીત હું કરી શકીશ.

આટલું કહીને ભારે નિસાસો નાંખી કેટલીક વાર સુધી આંસુ ભરેલી આંખથી માથું નીચું કરીને રામ ચુપ બેઠા; ત્યાર પછી લક્ષ્મણને કહ્યું, વત્સ ! અંતઃકરણમાંથી સઘળો શોક દુર કરીને મારી આજ્ઞા પાળ, આજ સીતાએ તપોવન જોવાની અભીલાષા જણાવી છે, માટે તે દેશમાં તું તેને લઇને મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં છોડી આવ તો તેથી હું ઘણોજ ખુશી થઇશ. આ વિષયમાંનું કંઈ ના હા કહીશ, તો હું ઘણોજ અસંતુષ્ટ થઇશ. તું કદી પણ મારી આજ્ઞા લોપતો નથી, એટલા માટે વત્સ ! કાલે સ્વારે મારી આજ્ઞા પ્રમાણે કાર્ય કરજે; કોઇ રીતે તેમાં ફરક

પડવો ન જોઇએ, અને મારૂં આટલું કહેવું યાદ રાખજે કે, જાનકીનો મેં પરિત્યાગ કર્યો છે તે વાત ભાગીરથી સુધી તે નહિ જાણવા પામે ભાગીરથીની પેલે પાર કેવળ જાણવા પામે. તું બહુંજ દયાળુ છે એ વાસ્તે તને સાવચેત કરૂં છું.

આટલું બોલીને રામચંદ્ર નીચું માથું ઘાલીને રોવા લાગ્યા. અને ભરતાદિ ત્રણ ભાઇઓએ પણ જાનકીને પરિત્યાગ કરવાના વિષયમાં રામચંદ્રને દૃઢ પ્રતિજ્ઞાવાળા જોઇને તકરાર કરવી મુકી દઇ, મુગા મુંગા રડવા માંડયું. થોડીવાર પછી રામે સઉને પોત પોતાને મુકામે જવાને કહ્યું તેથી તેઓ ત્યાંથી ગયા. પછી રામ પણ પોતાના વિશ્રામભવનમાં ગયા. ચારે ભાઇઓએ આખી રાત અસુખથી ગાળી.



## પ્રકરણ ૧૦ મું.

### સીતાની શંકા અને જંગલમાં પરિત્યાગ.

બીજે દહાડે સવાર થતાંજ લક્ષ્મણે સુમંત્રને બોલાવીને કહ્યું, સારથે ! વગર ઢીલે રથ તૈયાર કરી લાવ; આર્યા જાનકી તપોવન જોવા જનારાં છે: સુમંત્રને હુકમ મળતાંજ તે રથ તૈયાર કરવા માટે ગયો. ત્યાર પછી લક્ષ્મણ જાનકીના રહેવાના મહેલમાં જઇને જુએ છે તો તે તપોવનમાં જવાની સર્વ ગોઠવણ કરી તઇયાર થઇને રથની વાટ જોતી બેઠી છે. લક્ષ્મણે તેની પાસે જઇને 'આર્ય! અભિવંદન કરૂં છું', એમ બોલીને પ્રણામ કર્યાં એટલે સીતાએ કહ્યું, વત્સ ! ચિરંજીવી અને સદા સુખી રહો. એમ કહીને અકૃતિમ સ્નેહથી આશીર્વાદ દીધો. લક્ષ્મણે કહ્યું, આર્યે ! રથ તઇયાર કરવાને સુમંત્રને કહ્યું છે તેથી તેને આવવાને હવે વધારે વાર નથી. સીતા એ સાંભળીને ખુશી થઇને પ્રફુલ્લ વદનથી કહેવા લાગી,

વત્સ ! આજે પ્રભાતમાં તપોવન જોવા જઇશ એ આનંદમાં હું રાત્રે બરાબર ઉંઘી નથી; સઘળી ગોઠવણ કરીને, તૈયાર થઇને હું ક્યારની બેઠી છું: હવે રથ આવે એટલે તેમાં બેસીને જઇએ. મેં धार्युं હતું કે, આર્યપુત્ર આવી વખતે મને તપોવન જવાને રોકશે, પરંતુ તેમણે તેમ નહિ કરતાં પ્રસન્ન મનથી જવાની આજ્ઞા આપી તેથી મને એટલો બધો આનંદ થયો છે કે તેનું વર્ણન મારાથી થઇ શકતું નથી. હું પેલે જન્મે ઘણી તપશ્ચર્યાના બળથી આવો અનુકૂળ પતિ મેળવવા પામી છું. આર્યપુત્રના જેવો અનુકુળ પતિ કદાપિ બીજા કોઇના નશીબમાં થયો નહિ હશે એવું મને ભાસે છે. આર્યપુત્રનો સ્નેહ, દયા અને મમતાનું સ્મરણ થવાથી મને મ્હારા નશિબનો ગર્વ થાય છે, હું દેવતાઓની આગળ મન કર્મ અને વચનથી નિરન્તર એવી પ્રાર્થના કરૂં છું કે, જો ફરી મ્હારો નારી જન્મ થાય તો આર્યપુત્રનેજ પતિ મેળવજે. આમ વાત કરતાં સીતા પ્રીતિપ્રફુલ્લ નયનથી કહેવા લાગી, વત્સ ! વનવાસ કાળે મુનિપત્નીઓ જોડે મ્હારી ઘણી પ્રીતિ થઇ હતી તેઓને આપવા સારૂ આ સઘળાં શોભાયમાન વસ્ત્ર અને ઘણા કીંમતી અલંકાર લીધા છે.

આટલું કહીને સીતા તે સર્વ વસ્ત્ર અને અલંકાર લક્ષ્મણને દેખાડવા લાગી, એટલામાં પ્રતિહારીએ આવીને ખબર કરી કે સુમંત્ર રથ જોડી દરવાજા ઉપર આવ્યો છે. સીતા તપોવન જવા માટે એટલી બધી આતુર થઇ હતી કે પ્રીતિહારની વાત સાંભળતાંજ ઘણી જલદીથી બધી સામગ્રી એકઠી કરીને તે લક્ષ્મણની સાથે રથમાં જઇ બેઠી. થોડી વારમાં રથ અયોધ્યામાંથી નીકળીને જંગલમાં પેઠો. નયનને અને મનને પ્રીતિ પમાડનાર પ્રદેશ જોઇને સીતા આનંદિત થઇને કહેવા લાગી, વત્સ ! લક્ષ્મણ

હું જે મનોહર પ્રદેશ જોઉં છું એ કેવળ આર્યપુત્ર કૃપાનું ફળ છે. તેમણે પ્રસન્ન મનથી જવાની રજા નહિ આપી હોત તો આ આનંદ મને મળત નહિ. જેમ મેં આહ્લાદિત થઇને પ્રાર્થના કરી હતી તેમ તેઓએ પણ જવાની અનુકુળતા દેખાડી હતી લક્ષ્મણ મુગ્ધ સ્વભાવ સીતાનું આવું હર્ષનું કારણ જોઇને અને છેલ્લી વારે રામચન્દ્રે કેવી રીતે અનુકુળતા દેખાડી હતી તેનો મનમાં ને મનમાં વિચાર કરીને ચિંતાતુર થયો: પણ અતિ કષ્ટથી ઉછળતા શોકનો વેગ રોકયો, અને અનેક યત્નથી પોતાનો ભાવ છુપાવીને સીતાની પેઠે તે પણ ઉપરથી હર્ષ દેખાડવા લાગ્યો.

આવી રીતે કંઇક દૂર ગયા પછી સીતા એકદમ શોકાતુર ચેહેરે લક્ષ્મણને કહેવા લાગી, વત્સ ! આટલી વાર સુધી હું આનંદથી કાળ ગાળતી હતી. પરંતુ એકાએક મ્હારો ભાવ બદલાઇ ગયો, મ્હારી જમણી આંખ ફરકે છે. આખું શરીર ધ્રુજવા માંડયું છે. અંતઃકરણ બહુજ વ્યાકુલ થાય છે અને પૃથ્વીને શૂન્યમય જોઉંછું ! અકસ્માત આમ ચંચલ ચિત્તવૃત્તિ તથા અસુખ થવાનું કારણ શું હશે તે હું સમજી શકતી નથી ! કોણ જાણે આર્યપુત્રને શું ને શું થતું હશે ? કદાચ તેમને કંઇ અશુભ બનાવતો બન્યો નહિ હોય ? અથવા ભગવાન ઋષ્યશૃંગના આશ્રમમાંથી કંઇ માઠી ખબર તો નહિ આવી હોય ? ત્યાં ગુરૂજન કેવી રીતે હશે. તેમાંનું કંઇ પણ જાણતી નથી. ગમે તે હોય પરંતુ કોઈ પણ માઠો બનાવ બન્યો છે તેમાં સંદેહ જણાતો નથી. નહિ તો આવા આનંદની વેળાએ કેમ આવું ચિત્ત ચાંચલ્ય તથા અસુખનો સંચાર થાય ! વત્સ ! શા માટે આમ થતું હશે તે કહો. મ્હારા જીવમાં શું શું થાય છે; હવે મને તપોવન જોવાની અભિલાષા નથી; મ્હારૂં મન હવે અયોધ્યામાં જવા ઇચ્છેછે. વારૂં હું તમને પુછું છું કે આર્ય-

પુત્રે સાથે આવવાને કહ્યું હતું, તે કેમ આવ્યા નહિ? રથમાં સ્હવાની વેળાએ આનંદને લીધે હું આ વાત તેમને પૂછતાં વિસરી ગઇ હતી. તેઓ નહિ આવ્યાથી મ્હારા મનમાં નાના પ્રકારના સંદેહ ઉત્પન્ન થાય છે. વત્સ! શું કરવું જોઇએ તે કહો? મ્હારૂં ચિત્ત ચાંચલ્ય ધીમે ધીમે વધતું જાય છે. રાવણ મને હરણ કરી લઇ ગયો તે વખતેજ માત્ર આવુંજ ચિત્ત ચંચલ થયું હતું; ફરી વળી એવી કંઇ વિપત્તિ પડશે કે શી ખરાબી નીપજશે તે હું જાણી શકતી નથી. મનમાં હવે વારંવાર આવે છે કે તપોવન જોવા નહિ આવી હોત તો સારૂં થાત, જ્યારે હું આર્યપુત્રની પાસે રહું છું, ત્યારે કદિપણ આવું અસુખ મને ઉપજતું નથી. રહી રહીને મનમાં એમ થાયછે કે, હવે હું આ જન્મમાં આર્યપુત્રને જોવા પામીશ નહિ!

સીતાનું આવું ચિત્તચાંચલ્ય જોઇને અને ખેદ ભરેલું ભાષણ સાંભળીને, લક્ષ્મણ ઘણોજ શોકાતુર થયો પરંતુ અતિ મુસ્કેલથી પોતાનો ભાવ છુપાવીને, ફિકકા ચેહેરે, લથડતા અવાજે બોલ્યો, આર્યે! આપ ખેદ નકરો રઘુકુળના દેવતા આપણું મંગળ કરશે. આપણે સઉને મૂકીને આવ્યાં છિયે, કોઇ પાસે નથી, એ વાસ્તે આપણું ચિત્ત ચંચલ થયું હશે એવું જણાયછે. આપ ગભરાશો નહિ. થોડીવારમાં એની નિવૃત્તિ થશે! કોઇ કોઇ વખતે સઉના ચિત્તમાં ફરક પડેછે; મન સ્વભાવતઃ ચંચલ છે, તે સર્વ સમયે એક પ્રકારનું રહેતું નથી. આપ ગાભરાં થશો નહિ.

લક્ષ્મણનો ફિક્કો ચહેરો અને ખોખરો આવાજ જોઇને વધારે અફસોસ દેખાડીને સીતા પૂછવા લાગી, વત્સ! તમારો ભાવ જોઇને મ્હારા અંતઃકરણમાં ઘણોજ સંદેહ થાય છે. મેં કદિ પણ તમારૂં મ્હોં આવું ફીકું જોયું નથી. જો કંઇ અનિષ્ટ નીપજ્યું હોય તો તે મને સ્પષ્ટ કહી દો. આર્યપુત્રની તબીયત તો ઠીક છેને? કાલે

સાંઝ પછી તેમની સાથે મ્હારે મેલાપ થયો નથી. તેમને મળ્યાથી આટલીવાર સુધી અસુખ રહેત નહિ એવું જણાયછે. તે સાંભળીને લક્ષ્મણે કહ્યું. આર્યે ! આપ વ્યાકુળ થશો નહિ; આપની અધિરાઇ તથા તબીયત ગભરાયલી જોઇને હું પણ અધીરો થયો હતો અને ગભરાયલો જણાયો હતો. તેથીજ આપે મને ફીકા ચેહેરાનો અને લથડતા અવાજનો જોયો છે; નહિ તો વાસ્તવિક તેમ નથી. આપની વિરૂદ્ધ કંઇ વિચાર કરશો નહિ જેટલો વિચાર કરશો તેટલી અધિરાઇ તથા અસુખ વધશે.

આમ કહેતાં કહેતાં તેઓ ગોમતીના કિનારે જઇ પહોંચ્યાં. આ વેળાએ સર્વ ભુવન પ્રકાશક ભગવાન્ સૂર્યનારાયણ અસ્ત થયા હતા, સાંઝની વેળાએ ગોમતીનો કિનારો ઘણોજ રળિયામણો લાગતો હતો. તે વેળાએ ત્યાં અસ્વસ્થ ચિત્તવાળા મનુષ્યો જવાથી પણ સ્વસ્થચિત્તવાળા થતા હતા, અને નહિ કહી શકાય એવો આનંદ અનુભવ કરતા હતા. સૌભાગ્યને લીધે, સીતાના અન્તરનાં અસુખ પણ અહિં સંપૂર્ણ રીતે દૂર થયાં, લક્ષ્મણ તે જોઇને ઘણોજ આનંદ પામ્યો. તેઓ તે રાત્રે ત્યાં રહ્યાં. જાનકી મુસાફરીના શ્રમથી અને વિશેષે કરીને મનની ઉત્કંઠાથી બહુજ થાકી ગઈ હતી. તેથી જલદીથી ઉંઘી ગઇ. જ્યાંસુધી તે જાગતી હતી, ત્યાંસુધી લક્ષ્મણે સાવચેતથી તેને નાના પ્રકારની મનોહર વાતોમાં લગાડી હતી કારણ કે તેને બીજી તરફ ધ્યાન આપવાનો અવકાશ ન મળે. ટુંકામાં દિવસે જાનકીના મનમાં જેવો અસુખનો સંચાર થયો હતો, તેવાં કંઇ પણ ચિન્હ રાત્રીએ જોવામાં આવ્યાં નહોતાં.

પ્રભાત થતાંજ, તેઓ ગોમતીના કિનારા ઉપરથી ચાલ્યાં. સીતા, જમણી અને ડાબી તરફનો પરમ રમણીય પ્રદેશ જોઇને ઘણીજ ખુશી મેળવવા લાગી. પહેલે દહાડે તેને જે ઉત્કંઠા તથા

અસુખ ઉત્પન્ન થયાં હતાં તેનાં કંઇ પણ લક્ષણ આજ જોવામાં આવ્યાં નહિ.

ધીરે ધીરે રથ ભાગીરથીના કીનારા ઉપર પહોંચ્યો. આ પવિત્ર નદીને પેલે પાર લઇ જઇ, સીતાને આ જન્મને માટે પરિત્યાગ કરીને મ્હારે પાછું આવવું પડશે,' એવો વિચાર થવાથી લક્ષ્મણનો શોકસાગર બહુજ વેગથી ઉછળી આવ્યો. હવે પોતાનો ભાવ છુપો રાખી શકયો નહિ અને આંસુનો વેગ રોકવા પામ્યો નહિ. લક્ષ્મણની આવી સ્થિતિ જોઇને સીતાએ દિલગીર થઇને તેને પુછ્યું, વત્સ! શા કારણથી તમારો આવો ભાવ થયોછે તે કહો. ત્યારે લક્ષ્મણે આંખમાંનાં આંસુ રોકીને કહ્યું, આર્યે! આપ વ્યાકુલ થશો નહિ; બહુકાળ પછી ભાગીરથી જોયાથી મ્હારા અંતઃકરણમાં કહી શકાય નહિ એવા ભાવનો ઉદય થયો છે, તેથીજ અકસ્માત્ મ્હારી આંખમાં આંસુ આવ્યાંછે. આપણા પૂર્વજો કપિલના શ્રાપથી બળીને ભસ્મ થયા હતા; તેથી ભગીરથને ઘણા કષ્ટથી આ ગંગા દેવીને ભૂમંડળમાં લાવીને તેઓનો ઉદ્ધાર કર્યો હતો, તે ભાગીરથીનું દર્શન સાંભરી આવ્યાથી આવું ચિત્ત વૈકલ્ય થયું છે એવું જણાયછે. સીતા ઘણીજ મુગ્ધ સ્વભાવની તથા બહુજ સરળ હૃદયની હતી તેથી લક્ષ્મણનાં આ વાકયો સાંભળીને ઘણીજ સંતુષ્ટ થઇ અને ગંગા પાર થવા માટે બહુજ ઉત્સુક થઇને લક્ષ્મણને વારંવાર ત્યાં જવાને કહેવા લાગી; પરંતુ ગંગા પાર ગયાથી અતિ શોકસાગરમાં પડવું પડશે તે વાત હજી સુધી તે જાણતી નહોતી.

કેટલીક વારે નાવ મળ્યું એટલે લક્ષ્મણે સુમંત્રને રથ સોંપી ત્યાંજ રાખવાનું કહ્યું અને પોતે સીતાની સાથે નાવમાં બેઠા. થોડી વારમાં તેઓ ભાગીરથીની પાર ઉતર્યાં. સીતા તપોવન જોવા માટે બહુજ ઉત્સુક થયેલી હતી તેથી જલદીથી ચાલવા લાગી ત્યારે

લક્ષ્મણે કહ્યું, આર્યે ! જરા થોભો; મ્હારે આપને કંઇ કહેવું છે તે આ જગાએજ કહું, આટલાં વાક્ય મુખમાંથી નીકળતાંજ લક્ષ્મણ નીચું માથું કરીને રોવા લાગ્યો. સીતા ચકિત થઇને તેને પૂછવા લાગી, વત્સ ! તમે કંઇ બોલવા ધારતા હતા તે તો કંઇ બોલ્યા નહિ અને શા માટે આમ રોઓછો ? જે કહેવાનું હોય તે જલદીથી કહો. તમારો ભાવ બદલાયલો જોયાથી મ્હારો પ્રાણ વ્યાકુળ થાયછે. શું અહિં આવતી વેળાએ આર્યપુત્રના કંઇ અશુભ સમાચાર તમે સાંભળ્યા હતા અથવા બીજી કોઇ જાતની હાનિ થઇ હતી ? જે થયું હોય તે જલદીથી કહો. તે સાંભળીને લક્ષ્મણે કહ્યું, દેવિ ! શું કહું ? મ્હારાથી બોલાતું નથી ! આર્યની આજ્ઞા માન્ય કરવાથી મ્હારા નસીબમાં આવું આવશે એવો મેં સ્વપ્નામાં પણ વિચાર કર્યો ન્હોતો ! જે બનાવ બન્યોછે તે સાંભરી આવ્યાથી મ્હારૂં હૃદય ચૂરેચુરા થઇ જાયછે. આની પેહેલાં મ્હારૂં મૃત્યુ થયું હોત તો હું પોતાને ભાગ્યશાળી સમજત ! અરે મૃત્યુના કરતાં પણ બીજી કંઇ વધારે દુરઘટ પીડા હોત તો તે પણ મને સારી લાગત, પરંતુ આજે મ્હારે આવું નિષ્ઠુર કામ કરવાનો ભાર લેવો પડત નહિ. હા વિધાતા ! તારા મનમાં શું આમજ હતું ? આમ કહીને જમીનમાંથી ઉખડેલા ઝાડની પેઠે જમીન ઉપર પડીને લક્ષ્મણ હાહાકાર કરવા લાગ્યો.

સીતા લક્ષ્મણનો આવો ન ધારેલો ભાવ બદલાયલો જોઇને થોડીવાર સુધી સ્તબ્ધ તથા બેભાન જેવી થઇને ઉભી રહી, પણ પછી તેનો હાથ પકડીને તેને જમીન ઉપરથી ઉભો કરીને પોતાના લુગડાના છેડા વડે તેની આંખમાંનો આંસુ લુછ્યા; તેથી તે જરા શાંત થયો ત્યારે શોકમય વચનથી પૂછ્યું વત્સ ! શા કારણથી તમે આટલા વ્યાકુળ થયા હતા ! શા વાસ્તે તમે મૃત્યુની ઇચ્છા કરી હતી ? હું તમારૂં ચિત્ત ઘણુંજ વિકલ જોઉં છું, સહેજ કારણથી તમે

આટલા વ્યાકુલ તથા અસ્થિર થાઓ એવા નથી. માટે જે ખરી વાત હોય તે મને કહો. આર્યપુત્રને તો કંઇ અમંગળ થયું નથીને ? તમે તેમના પ્રાણજેવા છો, તમારો ભાવ જોયાથી જણાય છે કે, તેમને અમંગળ થયું હશે. કાલે બપોરે મ્હારૂં ચિત્ત વિહ્વલ થયું હતું, તેનું કારણ એજ હોવું જોઇએ, એવું હવે મને સમજાય છે. જે હોય તે જલદીથી કહીને મ્હારૂં જીવન બચાવો, મ્હારા દુઃખનો છેડો આણો. જલદીથી કહો, હવે વખત લગાડશો નહિ. હુ સ્પષ્ટ સમજુંછું કે મારી ખરાબી થઇછે, નહિ તો આવી વેળાએ આટલા વ્યાકુળ થાઓ નહિ.

સીતાની આવી વ્યાકુલતા અને ખીન્નતા જોઇને લક્ષ્મણનો શોકાગ્નિ ઘણોજ પ્રબલ થયો. તેથી આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, ગળુ બેસી ગયું ને વાચા બંધ થઇ ગઇ. 'ગમે એટલું નિષ્ઠુર હોય તો પણ અંતે અવશ્ય કહેવુંજ પડશે' એવો વિચાર કરીને લક્ષ્મણ કહેવા માટે વારંવાર યત્ન કરવા લાગ્યો. પરંતુ કોઇ રીતે તેના મ્હોંમાંથી એ વાકયો નીકળી શકયાં નહિ. તેની આવી અવસ્થા જોઇને સીતા તેનો હાથ પકડીને વ્યાકુલ ચિત્તથી ગભરાઇને વારંવાર કહેવા લાગી, વત્સ! હવે વાર ના લગાડો. આર્યપુત્રે જે આજ્ઞા આપી હોય, તે ગમે એટલી નિષ્ઠુર હોય તો પણ જલદીથી કહો; તમે કંઇ સંકોચ પામશો નહિ હું આગ્રહથી કહું છું કે જે કહેવાનું હોય તે નિઃશંક ચિત્તથી કહો. તમારૂં બોલવું સાંભળીને તથા તમારા ભાવ જોઇને મને સ્પષ્ટ જણાય છે કે મ્હારૂં નશીબ ફુટયું છે. શું થયું છે તે જલદી કહી દો. હવે વિલંબ ના કરો. હું હવે એક પળ પણ આવી સંદેહની અવસ્થામાં રહી શકતી નથી? જે હોય તે કહીને મારા પ્રાણનો બચાવ કરો. શું આર્યપુત્રનું કંઈ અમંગળ તો નિપજ્યું નથી? જો તેઓ

કુશળ હોય તો મ્હારી ગમે એટલી હાનિ થાય તોપણ હું દિલગીર થનાર નથી; જલદી ના કહો તો તમને મ્હારા સમ છે. હવે વિલંબ કરશો તો વધારે વાર મને જીવતી જોશો નહિ. જો દુઃખ દઇને મ્હારો પ્રાણ તજવાનો તમારો અભિપ્રાય ના હોય તો ઢીલ કર્યા વિના જલદીથી કહીદો."

સીતાની આવી અવસ્થા જોઇને લક્ષ્મણે વિચાર કર્યો કે, હવે વિલંબ કરવો નહિ જોઇએ. પછી ઘણા પ્રયત્ને ચિત્તને પેહેલાંના કરતાં સ્થિર રાખીને, અતિ કષ્ટથી તે કહેવા લાગ્યો, "આર્યે ! શું કહું ? કહેતા મ્હારૂં હૃદય ચુરેચુરા થઇ જાય છે ! આપ એકલાં રાવણના ઘેર રહ્યાં હતાં, એ કારણથી પ્રજા આપના પવિત્રપણા વિષે સંદેહ આણીને આપને માથે દોષ મૂકે છે તે સાંભળીને આર્ય રામચંદ્રે સ્નેહ, દયા અને મમતા ઉપર સામટું પાણી મુકીને એ અપવાદ દુર કરવા માટે આપનો પરિત્યાગ કર્યો છે ! મને આજ્ઞા આપી છે કે, તું તપોવન જોવાના છળથી આર્યાને લઇ જઇને વાલ્મીકિના આશ્રમમાં મુકીને આવતો રહે. આ પેલો વાલ્મીકિનો આશ્રમ દેખાય છે.

આટલું કહેતાં લક્ષ્મણ મુર્ચ્છિત થઇને જમીન ઉપર પડી ગયો. સીતા પણ તે સાંભળતાંજ અચેત થઇને મ્હોટા તોફાનમાં જેમ કેળના ઝાડની અવસ્થા થાય છે તેમ જમીન ઉપર પડી ગઈ. થોડીવારમાં લક્ષ્મણને શુદ્ધિ આવી, ત્યારે તેણે ઘણા યત્નથી જાનકીને સાવચેત કરી. જાનકી શુદ્ધિમાં આવ્યા પછી ઉન્મત્તની પેઠે એકી નજરે લક્ષ્મણનું મ્હોં જોવા લાગી. લક્ષ્મણ મુંઢની પેઠે મુંગે મ્હોંએ માથું નીચું કરીને સજળ આંખે ઉભો હતો. થોડો વખત થયા પછી સીતાની આંખમાંથી પ્રબળ વેગથી આંસુ પડવા લાગ્યાં; ગભરાઇને તે હાંફવા લાગી, તેનું આખું શરીર ધ્રૂજવા

માંડયું. આવી હાલત જોઇને લક્ષ્મણે ઘણોજ વ્યાકુલ થઇને સીતાને સાંત્વના આપવા માટે યત્ન કર્યો, પરંતુ શું કરીને સાંત્વના આપે તે નહિ સમજવાથી મુઢ થઇને રૂદન કરવા લાગ્યો.

આવી રીતે કેટલોક વખત ગયા પછી સીતા ચિત્રના કરતાં પણ વધારે સ્થિર થઇને બોલી, લક્ષ્મણ! કોને દોષ દઉં ? સઘળો મ્હારા અદૃષ્ટનો દોષ છે; નહિ તો રાજાની પટ્ટરાણી થઇને કોઇએ કદિપણ મ્હારા જેવું દુઃખ ભોગવ્યું છે, તે જાણતા હો તો કહો. મેં સમજી લીધુંછે કે, આખો જન્મારો દુઃખ ભોગવવા માટેજ મ્હારો સ્ત્રીનો જન્મ થયો છે. વત્સ! છેલ્લી મ્હારી આવી અવસ્થા થશે તે કોઇના મનમાં નહોતું. ચ્રણે વર્ષે આર્યપુત્રની સાથે મેળાપ થવાથી મેં વિચાર કર્યો હતો કે. હવે દુઃખનો અંત આવ્યો; પરંતુ વિધાતાએ મ્હારા નશીબમાં બીજાં હજારો દુઃખ લખી રાખ્યાંછે; તે હું સ્વપ્નામાં પણ જાણતી નહોતી. હાયરે વિધાતા! તારા મનમાં શું આવુંજ હતું!!

આમ કહેતાં, જાનકીના કંઠ બંધ થઇ ગયો. તે કેટલીકવાર સુધી એક શબ્દ પણ બોલી શકી નહિ; પછી લાંબો નિશ્વાસ મૂકીને બોલી, 'લક્ષ્મણ! મેં આગલે જન્મે કેટલાં મહાપાતક કર્યાં હશે કે હું કહી શકતી નથી, નહિ તો વિધાતા મ્હારા નશીબમાં આટલાં દુઃખ ભોગવવા શા માટે લખે? અરે પણ તેમાં વિધાતાનો અપરાધ શો? સૌ પોત પોતાના કર્મનું ફળ ભોગવેછે. મેં આગળે જન્મે જેવાં કામ કર્યાં હશે તેનું આ જન્મમાં ફળ ભોગવું છું! આગલે જન્મે મેં કોઇ પતિવ્રતા સ્ત્રીનો તેના પતિથી વિયોગ કરાવ્યો હશે, તે મહાપાપથી આજ મ્હારી આવી દુર્દશા થઇ એમ જણાયછે; નહિ તો આર્યપુત્રનું હૃદય સ્નેહ, દયા અને મમતામાં પરિપૂર્ણ છે, અને હું પણ બહુ પતિપ્રાણા અને પવિત્ર છું, તે પણ તેઓ સારી પેઠે જાણેછે; તથાપિ એવી વેળાએ એમણે મ્હારો પરિત્યાગ

કર્યો છે કે, તે કેવળ મ્હારા આગલા જન્મમાં કરેલા કર્મનું ફળ હોવું જોઇએ. વત્સ! હું વનવાસથી ખેદ કરતી નથી. આર્યપુત્રની જોડે ઘણા કાળ સુધી વનવાસ ભોગવતી હતી તે વેળાએ કોઇ દિવસ એક પળને માટે પણ મ્હારા અંતઃકરણમાં દુઃખ ઉપજ્યું નહોતું. આર્યપુત્રની જોડે આખી ઉમ્મર સુધી વનવાસમાં રહેવાથી, મને કંઇ પણ અસુખ થાત નહિ ગમે તેમ હો, મ્હારા અંતઃકરણમાં આટલાં માટેજ દુઃખ થાયછે કે આર્યપુત્રે મ્હારો શા અપરાધથી ત્યાગ કર્યોછે? તે મુનિપત્નિી પૂછશે તો તેઓને શો જવાબ આપીશ!! તેઓ આર્યપુત્રને કરૂણાસાગરરૂપ જાણે છે. તેથી હું ખરૂં કારણ કહીશ તો તેઓ કદિપણ માનશે નહિ; તેઓ મનમાં ધારશે કે, મેં કંઇ મ્હોટો અપરાધ કર્યો હશે, તેથી આર્યે મ્હારો પરિત્યાગ કર્યોછે. વત્સ લક્ષ્મણ! જો હું ગર્ભવંતી ના હોત, તો આ ઘડિયે તમારી સમક્ષ ભાગીરથીના પવિત્ર પાણીમાં ડુબીને પ્રાણત્યાગ કરત. હવે મ્હારે જીવવામાં કાંઇ ફળ નથી. આવી અવસ્થામાં શું મ્હારે પ્રાણ રાખવો જોઇએ? મને આશ્ચર્ય લાગે છે કે આર્યપુત્રે મ્હારો ત્યાગ કર્યો છે એ સાંભળતાંજ મ્હારો પ્રાણ નીકળી ગયો નહિ? ખચીત મ્હારા જેવો કઠણ પ્રાણ બીજા કોઇનો નહિ હોય, નહિં તો હમણા પણ શું નીકળી જાય નહિ? અથવા વિધાતાએ મને દુઃખ આપવાનો સંકલ્પ કર્યો છે, અને મ્હારો પ્રાણ ત્યાગ થવાથી તેનો તે સંકલ્પ નિષ્ફળ થઇ જાય, એ વાસ્તે હું જીવતી રહીછું!!

આમ ખેદ કરતી અને વિલાપ કરતી કરતી, સીતા નિશ્વાસ નાખી હાય શું થયું, એવું કહીને પાછી મૂર્છિત થઇને જમીન ઉપર પડી ગઇ. સુશીલ લક્ષ્મણ તેની આવી હાલત જોઇને ઘણોજ શોકાતુર થયો અને ચોધાર આંસુ પાડી રડવા લાગ્યો; અને પ્રજારંજન માટે રામચંદ્રની અલૌકિક દૃઢતા અને પ્રીતિએજ આ અનર્થનું મૂળ જાણીને ઘણોજ ખિન્ન થઇને સ્વગત કહેવા લાગ્યો

કે, જો આની પહેલાં મ્હારૂં મૃત્યુ થયું હોત તો આ લોકથી અને ધર્મથી વિરૂદ્ધ કામ મહારે જોવું કે કરવું પડત નહિ ! આર્યની આજ્ઞા પાળવામાં સંમત થઇને મેં અતિ અસત્ કર્મ કર્યું છે ! મહારા જેવો દુષ્ટ તથા કઠણ કાળજાનો માણસ બીજો કોઇ નથી નહિ તો આવા નિષ્ઠુર કામનો ભાર કેમ લઉં ? આવી સરળ હૃદયની પવિત્ર અને પતિપ્રાણા સ્ત્રીને આવી ખરાબ વાત કેમ સંભળાવું ? આર્યની આજ્ઞા લોપીને. હું જો આખી ઉમર સુધી તેમનો અપ્રિય થાત તથા જન્માંતરે નરકમાં જાત તો પણ આનાં કરતાં તે હજારો દરજ્જે સારૂં માનત. સર્વ રીતે મેં અતિ ખરાબ કામ કર્યું છે હા વિધાતા ! કેમ તમે મને આવું નિષ્ઠુર કામ બજાવવાનો ભાર લેવાની પ્રવૃત્તિ આપી !!

હા સખ્ત હૃદય ! તું હજીસુધી કેમ ટુકડે ટુકડા થયું નહિ ! હા કઠિન પ્રાણ ! તું હજી સુધી કેમ ચાલ્યો ગયો નહિ. હા દગ્ધ શરીર ! તું હજી સુધી કેમ ચૂરેચૂરા થયું નહિ. હવે હું આર્યાની આ અવસ્થા જોઇ શકતો નથી ! હા આર્ય તમે આવા કઠણ હૃદયનાછો તે હું સ્વપ્નામાં પણ ધારતો નહોતો, જો તમારા મનમાં આટલુંજ હતું તો આર્યાનો ઉદ્ધાર કરવામાં જે અતુલ યત્ન કર્યો તે કરવાની શી જરૂર હતી ? રાવણ હરણ કરી ગયા પછી ઉન્મત તથા બેશુદ્ધ થઇને હાહાકાર કરીને ફરતા ફરવાની શી આવશ્યકતા હતી ? તમે અંતે આવું કરશો તેથીજ શું આપણે લંકાની લડાઇમાં આટલું કષ્ટ સહન કર્યું હતું ? ગમે તેમ હો, તમારા જેવો નિર્દય આ ભૂમંડળમાં બીજો કોઇ નથી.

થોડીવાર સુધી આવી રીતે ખેદ અને રામચંદ્રને તિરસ્કાર કરીને. લક્ષ્મણ ઉછળી રહેલા શોકનો વેગ સમાવીને સીતાને શુદ્ધિમાં આણવાનો યત્ન કરવા લાગ્યો શુદ્ધિમાં આવ્યા પછી સીતા થોડી વાર સુધી સ્તબ્ધ ભાવથી રહીને, સ્નેહપૂર્વક લક્ષ્મણને કહેવા લાગી;

વત્સ! ધીરજ ધરો, હવે વિલાપ તથા પરિતાપ કરશો નહિ, સઘ્ળું નશીબને લીધે બને છે; મ્હારા નશીબમાં જે થનારૂં હતું તે થયું છે, તે માટે હવે તમે ખેદ કરો નહિ. શોકને રોકીને તથા મ્હારો વિચાર છોડી દેઈને, જલદીથી, તમે આર્યપુત્રની પાસે જાઓ. તેઓ મ્હારો પરિત્યાગ કરીને ખેદથી અસ્થિર થતા હશે, તેમાં સંદેહ નથી; તેમનો શોક જાય તથા ચિત્ત સ્થિર રહે તેને માટે તમે યત્ન કરજો. તેમને કહેજો કે મ્હારો ત્યાગ કર્યો છે તેથી શોક કરવાની જરૂર નથી; આપે ડહાપણનું કામ કર્યું છે પ્રાણ આપીને પણ પ્રજાને ખુશી રાખવી એ રાજાનો સર્વથી શ્રેષ્ઠ ધર્મ છે; મ્હારો પરિત્યાગ કરીને આપે રાજધર્મ પ્રતિપાલન કર્યો છે. હું તમનું મન જાણું છું, તેઓએ કેવળ લોકાપવાદના ભયથી આવું કામ કર્યું છે, તેમાં મને કંઇ પણ સંદેહ લાગતો નથી. તેઓ શોક તથા ખેદ પરિત્યાગ કરીને, પ્રશસ્ત મનથી પ્રજાનું લાલનપાલન કરે એજ હું ઇચ્છું છું. તેઓના ચરણમાં મહારા પ્રણામ નિવેદન કરીને કહેજો કે, અલબત્ત હું લોકાપવાદના ભયથી અયોધ્યામાંથી નીકળી છું પણ આપના અંતઃકરણમાંથી ખસી નથી. હું તપોવનમાં રહીને જન્માન્તરમા પણ આપને પતિ મેળવું એને માટે તપશ્ચર્યા કરીશ. આપે મને ભાર્યા ભાવથી છોડી છે. પરંતુ સામાન્ય પ્રજા તરીકે તો હું તજાઇ નથી. તેઓ સસાગરા પૃથ્વીના અધીશ્વર છે, તેથી જ્યાં રહીશ ત્યાં તેમના અધિકાર વિના ખાલી નથી.

આટલું બોલીને ઘણીજ શોકાતુર થઇને સીતા થોડીવાર સુધી ચુપ રહી, ત્યાર પછી અત્યંત કરૂણ સ્વરથી કહેવા લાગી લક્ષ્મણ! મ્હારા નસીબમાં જે બનવાનું હતું તે તો બન્યું છે, તેને માટે હું અટલી દીલગીર થતી નથી; પણ કોણ જાણે આર્યપુત્રના મનમાં ક્લેશ ઉત્પન્ન થાય, તે વિચારથી હું અસ્થિર બની છું તેમને વિનયપૂર્વક કહેજો કે આપ શોક છોડી દઇને આનંદમાં દિવસ ગાળજો

મ્હારું દુઃખ હદ વગરનું થયું છે ખરું, પરંતુ હું તેઓને કંઇ પણ દોષ આપનારી નથી, મ્હારું જેવું નસીબ હતું તેવું બન્યું છે; એ વાસ્તે તેઓ શોક ન કરે. વત્સ ! તમને પણ કહું છું કે, તમે સર્વદા તેમની પાસે રમેજો કોઇવાર પણ તેમને એકીલા મુકશો નહિ. એકલા રહેવાથી તેમની ઉત્કંઠા તથા અસુખ વધશે. તેઓ ખુશીમાં રહેશે તો હું ખુશી થઇશ. તેઓ જેના યોગે સુખી રહે તેને માટે સર્વદા યત્ન કરજો" આટલી વાત કહીને. લક્ષ્મણનો હાથ પકડીને. સીતા રોતી આંખે કરૂણા વચનથી બોલી, "તમે મ્હારી આગળ સોગન ખાઓ કે આ વિષયમાં હું કદી પણ ઉદાશી રહીશ નહિ. તપોવનમાં રહીને, જ્યારે લોકોના મ્હોએ સાંભળીશ કે. આર્યપુત્ર કુશળ છે, તો મ્હારું સઘળું દુઃખ દુર થયલું જાણીશ"

આ વાત પૂરી કરતામાંજ સીતાની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં- તેના પતિપરાયણતાનાં સંપૂર્ણ પ્રમાણપૂર્ણ વચન સાંભળીને લક્ષ્મણનો શોકાવેશ પ્રબળ વેગથી ઉછળ્યો. આંસુથી તેના ગાલ ભીંજાઇ ગયા. સીતાએ લક્ષ્મણને સાંત્વના આપીને કહ્યું. "વત્સ ! શોકના વેગ રોકીને જલદીથી તમે આર્યપુત્રની પાસે જાઓ. હવે વખત લગાડશો નહિ." વારંવાર આવી રીતે કહીને તે લક્ષ્મણને વિદાય કરવા માટે ઘણીજ આતુર થઇ. લક્ષ્મણ સીતાને પ્રણામ કરીને તથા તેની પ્રદક્ષિણા કરીને હાથ જોડીને ઉભો રહ્યો, અને રોતી આંખે, ખેદયુકત વચનથી કહેવા લાગ્યો. "આર્યે ! આપ પહેલેથીજ જોતાં આવ્યાં છો કે, હું આર્યનો આજ્ઞાકારક છું. જ્યારે તેઓ આજ્ઞા કરે છે, ત્યારે હું બીજી કંઇ વાત નહિ કહેતાં તરત તે પાલન કરું છું. પ્રાણ આપીને પણ મ્હોટા ભાઇની આજ્ઞા પાળવી એ ન્હાના ભાઇનો મ્હોટો ધર્મ છે. હું તે ન્હાના ભાઇના ધર્મનો મ્હોટો ધર્મ છે. હું તે ન્હાના ભાઇના ધર્મનો અનુવર્તી થઇને આર્યની આ ભયાનક આજ્ઞા પાળવા આવ્યો છું. પત્થર

જેવી ઝાલી કરીને જે કામ કરવાનો ભાર મેં લીધો તે બનત્યું મારી છેલ્લી પ્રાર્થના એ છે કે મ્હારા ઉપર આપનો જે અનિર્વચનીય સ્નેહ તથા વાત્સલ્ય છે. તેમાં કંઇ ફરક ન પડે. બીજું, આર્યની આજ્ઞા પ્રમાણે આવું ભય પમાડે એવું આચરણ કરીને મેં મ્હોટો અપરાધ કર્યોછે તેને માટે કૃપા કરીને ક્ષમા કરજો.”

લક્ષ્મણને આવી રીતે શોકાતુર જોઇને, સીતાએ કહ્યું વત્સ! એમાં તમારો અપરાધ શો? શા માટે તમે આટલો ખેદ કરોછો? તમારા ઉપર ગુસ્સે તથા નાખુશ થવાનું મને સ્વપ્નમાં સુઝ્યું પણ નથી. હું મન કર્મ વચનથી દેવતાઓ આગળ એવી પ્રાર્થના કરૂંછું કે, જન્માન્તરે પણ તમારા જેવો ગુણવાન દેવર (દીયર) મને મળે; તમે ચીરંજીવી થાઓ. તમે અયોધ્યામાં જઇને આર્યપુત્રના ચરણમાં મ્હારા પ્રણામ નિવેદન કરજો. ભરત, શત્રુઘ્ન તથા મ્હારી બ્હેનોને સ્નેહપૂર્વક બોલાવજો. સાસુઓ જ્યારે ભગવાન ઋષ્યશૃંગના આશ્રમમાંથી આવે, ત્યારે તેઓના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ નિવેદન કરજો. વત્સ! તમને એક વાત કહી રાખું છું કે, હું સદા દુઃખિયારી થઇછું; વિધાતાએ મ્હારા અદૃષ્ટમાં સુખ લખ્યું નથી: તેથી મ્હારી આવી ખરાબી થઇ છે તેટલા માટે હું કંઇ દુઃખ ગણતી નથી. પરંતુ એટલું કરજો કે, મ્હારી બ્હેનો દુઃખ ના પામે. તેઓ મ્હારે માટે ઘણીજ શોકાતુર થશે માટે જેથી કરીને તેમનો શોક જલદી દૂર થાય તેને માટે તમે ત્રણ જણાઓ સતત યત્ન કરજો, તેઓ સુખમાં રહ્યાથી ઘણેક ભાગે મ્હારૂં દુઃખ નિવારણ થશે. તેઓને કેહેજો કે, હું અદૃષ્ટનું ફળ ભોગવું છું. મ્હારે માટે શોકાતુર થવાનું તથા કલેશ ભોગવવાનું પ્રયોજન નથી.

આમ કહીને સ્નેહપૂર્વક વારંવાર આશીર્વાદ આપીને, સીતાએ લક્ષ્મણને જવાને કહ્યું. લક્ષ્મણ આંસુ ભરેલી આંખથી અને ગદ્દગદ

વચનથી હાથ જોડીને બોલ્યો, "આર્યે! મ્હારો અપરાધ ક્ષમા કરજો. આટલું બોલીને પાછો પ્રણામ તથા પ્રદક્ષિણા કરીને તે નૌકામાં બેઠો; સીતા એકી ટસે એના તરફ જોઇ રહી. નૌકાક્ષણ કાળમાં ભાગીરથીને બીજે પાર જઇ પહોંચી. લક્ષ્મણ કિનારે ઉતરીને કેટલીક વાર સુધી એકીનજરે જાનકીને જોઇને રોતો રોતો રથમાં બેઠો. રથ ચાલવા માંડ્યો. જ્યાંસુધી જોવાયું ત્યાંસુધી એકીનજરે લક્ષ્મણે સીતાને જોઇ; અને સીતાપણ ચિત્રની પેઠે રથ તરફ નજર કરીને ઉભી રહી હતી. જ્યારે રથ ધીમે ધીમે દૂર જતો ગયો ત્યારે લક્ષ્મણ સીતાને જોઇ નહિ શકયાથી હાહાકાર કરવા લાગ્યો તથા કપાલ ઉપર હાથ પછાડીને રોવા લાગ્યો. સીતાએ પણ રથને આંખથી દૂર થયેલો જોઇને ટોળામાંથી વિછુટી પડેલી મૃગલીની પેઠે ઉંચે અવાજે રોવાનો આરંભ કર્યો

સીતાનું રોવું સાંભળીને, આસપાસના ઋષિકુમારો શબ્દ અનુસારે ત્યાં આવી પહોંચ્યા; આવીને જુએછે તો એક સૂર્ય સમાન તેજવાળી સ્ત્રી, હાહાકાર કરી રડતી અને કપાલ કૂટીને ઘણીક જાતના વિલાપ તથા પરિતાપ કરતી દીઠી તે જોતાંજ તેઓના કોમળ હૃદયમાં ઘણીજ દયા ઉત્પન્ન થઇ. તેઓએ દોડતા વાલ્મીકિની પાસે જઇને વિનયપૂર્વક નમ્ર વચનથી કહ્યું, ભગવાન! અમે, ફળ, ફુલ, અને સમિધ એકડાં કરવા માટે ભાગીરથીની પાસેના જંગલમાં ફરતા હતા; ત્યાં અકસ્માત્ સ્ત્રીનો રોવાનો અવાજ સંભળાયો, અને તેની શોધમાં થોડા આગળ ગયા તો જોયું કે, એક અલૌકિક રૂપલાવણ્યવતી પરિપૂર્ણ સ્ત્રી, અનાથની પેઠે ઘણો વિલાપ કરીને ઉંચ સ્વરથી રૂવેછે, તેમને જોયાથી અમને ભાસ થયો કે, કમળાદેવી પૃથ્વીમાં આવીછે, તે કોણ છે, શા કારણથી રૂવેછે, તે કંઇ જાણી શકયા નહિ; પરંતુ તેનો ખેદ ભરેલો ચેહેરો જોયાથી અને વિલાપના વાકય સાંભળ્યાથી અમારા હૃદયના ચુરેચુરા થઇ ગયાં.

અમે હિમ્મત કરીને, તેમને કંઇપણ પૂછ્યું નહિ. છેલ્લે આપની પાસે ખબર આપવી ઉચિત જાણી તેથી અમે દોડતા આપની પાસે આવ્યા છિયે. હવે જે યોગ્ય જણાય તે કરો.

ઋષિકુમારોનાં મ્હોંથી આ વૃત્તાન્ત સાંભળીને મહર્ષિ વાલ્મીકિ તરત ભાગીરથીની કિનારે જઇ પહોંચ્યા, અને સીતાની સામે જઇને સ્નેહપૂર્વક, પ્રશાંત સ્વરથી કહેવા માંડ્યું, વત્સ ! વિલાપ પરિત્યાગ કર. શા કારણથી તું મ્હારા તપોવનમાં આવી છે. તે તારા આવવાની આગમજ હું સર્વ જાણું છું; તું મિથિલાધિપતિ રાજા જનકની કુંવરી છે, કૌશલાધિપતિ મહારાજ દશરથની પુત્રવધૂ છે, અને રાજાધિરાજ રામચંદ્રની પટરાણી છે. રામચંદ્રે. મિથ્યા લોકાપવાદ સાંભળ્યાથી ચલચિત્ત થઇને તથા સત્યાસત્યનો વિચાર કર્યાવિના નિરપરાધથી તને પરિત્યાગ કરી છે." સીતાએ શાન્તના વાક્ય સાંભળીને આંખમાંના આંસુ લુંછી નાંખ્યા નેશાન્ત મૂર્તિવાળા મહર્ષિને સામે ઉભા રહેલા જોઇ ખોળો પાથરીને તેમની ચરણવંદના કરી વાલ્મીકિએ, રઘુકુલતિલક પુત્રની માતા થા એવો આશીર્વાદ આપીને કહ્યું. વત્સ! હવે અહિં રહેવાનું પ્રયોજન નથી, મ્હારા આશ્રમમાં ચાલ; હું મ્હારી કન્યાની પેઠ ત્હારૂં લાલનપાલન કરીશ, મ્હારી પાસે રહ્યાથી તને કઇ પણ કલેશ થશે નહિ. શેહેરના રહેવાસીઓ વનનું નામ સાંભળ્યાથી ભયભીત થાય છે, પરંતુ તપોવનમાં ભયની કંઇપણ સંભાવના નથી. મ્હારી તપશ્ચર્યાના પ્રભાવથી હિંસક જંતુઓ પણ પોતાની સ્વભાવિક ખાશિયતો પરિત્યાગ કરીને એક મેક જોડે દોસ્તીથી વર્તે છે. આ તપોવનનો એવો મહિમા છે કે. અલ્પકાળ રહ્યાથી ચિત્ત સ્થિર થાય છે. તને પુરાં દિવસ થવા આવ્યા છે એવું જણાયછે; પ્રસવ થયા પછી પુત્રસંસ્કારવિધિ યથારીતિથી કરવામાં આવશે, કોઇ પણ ભાગ અંગ વગરનો થવા પામશે નહિ. સરખી ઉમ્મરની મુનિકન્યાઓ તારી સખી થશે, તેઓની સાથે રહ્યાથી તને ઘણોજ

આનંદ મળશે. વિશેષ કરીને તારો પિતા મ્હારો પરમ મિત્ર છે; તેથી મ્હારા તપોવનમાં રહ્યાથી, તારા પિતાના ઘરના જેવું સર્વ સુખ ભોગવીશ; હું પુત્રીની પેઠે તારી ખાતરદારી કરીશ. એટલા માટે. વત્સ ! હવે વખત લગાડ ના, મ્હારી જોડે ચાલ.

આવું કહીને સીતાને વાલ્મીકિ મુનિ પોતાની સાથે તપોવનમાં લઇ ગયા, અને ત્યાં સર્વ માણસોને સીતાની આજ્ઞા પાળવાને કહ્યું અને સરખી ઉમ્મરની કન્યાઓના હાથમાં સીતાનો લાલન પાલન કરવાનો ભાર સોંપ્યો. મુનિકન્યાઓ, તેના સમાગમથી પરમ આનંદિત થઇ અને જેના યોગે તેનુ ચિત્ત સ્થિર થાય તેને માટે ઘણા યત્ન કરવા લાગી.



## પ્રકરણ ૧૧ મું.

### ચિંતાતુર.

સીતાને વનવાસ આપીને, રામ ઘણાજ શોકાતુર થયા, અને ખાવાપીવાનું, ફરવા હરવાનું, રાજકાર્ય સંબંધી વિચાર કરવાનું વગેરે સઘળાં કામ છોડીને શોકમાં એકલા પોતાના મેહેલમાં રહેવા લાગ્યા સીતા જે પતિપ્રાણા તથા ઘણીજ પવિત્ર હતી. અને પૃથ્વીમાં જેટલી જાતના પ્રિય પદાર્થ છે, તે સર્વ કરતાં તેને રામ વધારે ચહાતા હતા; વસ્તુતઃ બન્નેનાં પ્રાણમન એક હતાં, કેવળ શરીર માત્ર જુદું હતું. તેઓ બંને સાધુશીલ તથા સરળ અન્તઃકરણનાં હતાં. જેમ સીતા પતિપ્રાણા, પતિનું હિતકરનારી અને પતિના સુખમાં સુખ માનનારી હતી. તેમ રામ પણ સીતાનેજ પોતાની પ્રાણાધાર જાણતાં તેનું (સીતાનું) ભલું ઇચ્છતા, અને તેનાં સુખે સુખી રહેતા. હમણાં અવધપુરીમાં રાજભોગથી તેઓ જેવી રીતે સુખથી સમય ગાળતાં હતાં, તેના

કરતાં વધારે સુખથી વનવાસમાં એકમેકની પાસે રહીને દિવસ નિર્ગમન કરતાં હતાં. વનવાસમાં ગયાથી તેઓની પરસ્પર પ્રીતિ અને પ્રેમભાવ ઘણાંજ વૃદ્ધિ પામ્યાં હતાં. એક પળ પણ એક બીજાની આંખમાંથી છેટે રહી શકતા નહોતાં. રામે કેવળ લોકાપાદના ડરથી સીતાને કાઢી મૂકી હતી: તેથી તેના ત્યાગથી ઉપજેલો શોક તેમને (રામને) ઘણોજ અસહ્ય થઈ પડયો હતો.

રામના અંતરની અસુખાકારીની હદ નહોતી. રાજ્યવંશમાં મ્હારો જન્મ શું કરવા થયો ? કેવી રીતે મ્હારે વનવાસ જવું જવું પડ્યું. શા કારણથી હું પાછો રાજ્યાસને આવ્યો; શું કરવાને મેં દુર્મુખને પ્રજાનો મ્હારા વિષેનો અભિપ્રાય જાણવા માટે નિમ્યો? લક્ષ્મણના ઉપદેશવાક્ય મેં કેમ સાંભળ્યાં નહિ ? કેમ મેં અત્યંત ઘાતકી થઈને સીતાને વનવાસ આપ્યો ? રાજ્યભાર પરિત્યાગ કરીને શા માટે હું મ્હારા મનને શી રીતે સમજાવું અને કેવી રીતે પ્રાણ ધારણ કરી રહું ? પ્રિયાને વનવાસ આપવાના કરતાં મેં આત્મઘાત કર્યો હોત તો તે હજારે દરજ્જે સારું હતું !! આવી રીતે રામ રાત્રિ દિવસ વિલાપ અને પરિતાપ કરતા હતા. દુઃસહ શોકાગ્નિથી નિરંતર બળીને તેમનું શરીર અડધું થઇ ગયું.

ત્રીજે દહાડે બપોરે લક્ષ્મણ ઘણાજ લેવાઈ ગયેલા ચહેરે અયોધ્યામાં આવ્યો અને સર્વથી પહેલા રામચંદ્રને, રહેવાના મહેલમાં જઇ, હાથ જોડીને તેમની સામે ઉભો રહી રોતી ગદ્દગદ વચને કહેવા લાગ્યો, આર્ય ! દુરાત્મા લક્ષમણ આપની આજ્ઞા પ્રતિપાલન કરીને આવ્યો છે ! રામ તેને જોઇને તથા તેનાં વાકય સાંભળીને, હા ! પ્રિય સીતા ! આમ કહેતાંજ મૂર્છિત થઇને જમીન ઉપર પડી ગયા. લક્ષ્મણ ઘણોજ શોકાતુર હોવા છતાં બહુ યત્ને તેણે શુદ્ધિમાં આણ્યા જ્યારે રામ શુદ્ધિમાં આવ્યા ત્યારે કેટલીકવાર સુધી એકી ટસે લક્ષ્મણનું મુખ નિહાળવા લાગ્યા. ત્યારપછી કંઇક ચેતના આણીને બોલ્યા.

આર્ય લક્ષમણ ! તે જાનકીને કયાં છોડી ? હું તેના વિરહથી કેવી રીતે પ્રાણ ધારણ કરૂં ! હવે એના વિયોગનું દુઃખ સહન થતું નથી ! ! આમ કહીને લક્ષમણનું ગળું પકડી ઉચ્ચ સ્વરથી રોવા લાગ્યા; લક્ષમણ પણ રડી પડયો. બન્ને જણે ધીરજ છોડીને કેટલીકવાર સુધી એ પ્રમાણે રૂદન કર્યું. ત્યાર પછી લક્ષમણ, અતિકષ્ટથી પોતાના શોકનો વેગ રોકીને રામની સાન્ત્વના કરવા લાગ્યો; રામ કંઇક શાંત થયા પછી લક્ષમણે સીતાવિલાપ અથથી ઇતિ સુધી કહી સંભળાવ્યો. તે સાંભળ્યાથી રામની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, અને તે ઘણુંજ રોવા લાગ્યા; તથા ઉંડો નિશ્વાસ મૂકવા લાગ્યા; તેમનો ઘાંટો બેસી ગયો, બોલવાની શકિત બંધ થઇ ગઇ, અને પેહેલાંના સઘળા બનાવ અંતઃકરણમાં આવ્યાથી તેનો વિચાર કરતાં કરતાં અસહ્ય શોકને લીધે તે પાછા મૂર્ચ્છિત થયા.

લક્ષમણે ફરીથી ઘણી મહેનતે રામચંદ્રને પાછા શુદ્ધિમાં આણ્યા; અને તેમની આવી દશા જોઇને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે, આર્ય જે શોકસાગરમાં પડ્યા છે, તેમાંથી આખી ઉમ્મર સુધી સ્વસ્થ ચિત્તવાળા થઇ શકશે નહિ. એમના શોક દૂર કરવાનો કંઇ પણ ઉપાય હું જોતો નથી. ગમે તેમ હો, પરંતુ તેમને સાન્ત્વના આપવાનો યત્ન તો મ્હારે કરવો જોઇએ. તેણે આવી રીતે મનમાં વિચાર કરીને વિનય પૂર્ણ પ્રેમળ વાકયથી રામને કહ્યું, આર્ય ! શોકમાં અને મોહમાં આમ નિમગ્ન થવું એ આપના જેવા પુરૂષને યોગ્ય નથી. આપ સર્વ સમજો છો, નશીબમાં જે થનારૂં હતું તે થયું છે; નહિ તો આપ અકારણથી, અથવા સામાન્ય કારણથી, આર્યાને પરિત્યાગ કરશો એ કોના મનમાં હતું ? વિચાર કરીને જુઓ તો સંસારમાં કોઇ હંમેશને માટે નથી; વૃદ્ધિ થયાથી ક્ષય થાય છે. ચડતિ પછી પડતી થાય છે, સંયોગ થયાથીજ વિયોગ થાય છે, અને જીવન થયાથી મરણ નીપજે છે. આ પરંપરાગત સાંસારિક નિયમમાં

કોઇ કાળે ફેર પડેલો જોવામાં આવતો નથી. એ સૌનો વિચાર કરીને આપે શોક છોડવો જોઇએ. વિશેષે કરીને, આપે સઉ લોકોનું હિત કરવાનો ભાર લીધો છે, તે વાસ્તે પણ આપને શોકમાં નિમગ્ન થવુ ન જોઇએ. પ્રિય વિયોગ અને અપ્રિય સંયોગ શોકનું કારણ થાય છે, તેમાં કંઇપણ સંદેહ નથી; પરંતુ આપના જેવા મહાપુરૂષોએ પણ શોકાતુર થવું કદાપિ ઉચિત થતું નથી, સાધારણ લોકો શોકમાં તથા મોહમાં મગ્ન થાય છે. એટલા માટે ધીરજ ધરો: અને અંતઃકરણમાંથી શોક કાઢીને રાજકાર્ય ઉપર મન લગાડો. બીજું, એ પણ આપને વિચારવાનું છે કે; માત્ર લોકો નાખુશ થાય એવા ડરથી આપે આર્યાને પરિત્યાગ કર્યો છે. આર્યાને ઘરમાં રાખ્યાથી પ્રજા નાખુશી દેખાડે એવી અશંકાથી આપે તેમને વનવાસ આપ્યો છે; તો હવે તેમને માટે શોકાતુર થયાથી તે આશંકા દૂર થતી નથી; તેથી તો જે દોષ દૂર કરવા માટે આપે બીજાથી બની શકે નહિ એવું કર્મ કર્યું છે, તે દોષ પૂર્વવત્ પ્રબલ રહે છે અને આર્યાને પરિત્યાગ કર્યાનું કંઇ પણ ફલ થતું નથી. વળી એ પણ વિચાર કરવો જોઇએ કે, આપ જેટલા દિવસ ચિંતાતુર રહેશો, તેટલા દિવસ રાજકાર્ય ઉપર ધ્યાન આપી શકશો નહિ, પ્રજાપાલન ઉપર મન લાગશે નહિ, અને રાજધર્મ પ્રતિપાલન થશે નહિ. એટલા માટે સર્વ વિષયનો વિચાર કરીને ધૈર્ય અવલંબન કરો. હવે વધારે શોક તથા પશ્ચાત્તાપ કરવો કોઇ રીતે લાભકારક નથી. ગઇ ગુજરી વાત વિષે ખેદ કરીને કાળ ગાળવો એ સદવિચારનું કામ નથી.

લક્ષ્મણ આટલું બોલીને ચૂપ રહ્યા, ત્યાર પછી થોડીવાર સુધી છાનામાના બેશી રહ્યા બાદ રામ સ્નેહપૂર્વક બોલ્યા, વત્સ ! તારાં ઉપદેશવાકય સાંભળ્યાથી, મ્હારા જ્ઞાનનો ઉદય થયો. તેં યથાર્થ કહ્યું છે, મેં જે કારણથી જાનકીને વનવાસ આપીને રાક્ષસના પ્રમાણે ઘાતકીપણું કર્યું છે, હમણાં તેને માટે શોકાતુર થયાથી વિકલ થઇ

જવાય છે. વિશેષકરીને શોકનો ધર્મ એ છે કે, તેમાં નિમગ્ન થયાથી વધતો જાય છે. શોકાતુર માણસ ઇચ્છેલું ફળ મેળવી શકતો નથી. કર્ત્તવ્યકર્મ ઉપર ધ્યાન ન લગાડયાથી પ્રત્યવાયગ્રસ્ત થવાય છે. એટલા માટે અત્યારથી હું શોકને રોકવાનો પ્રયત્ન કરૂં છું. અને પ્રતિજ્ઞા લઉં છું કે, હવે હું શોકમાં મગ્ન થઇશ નહિ. પ્રજા હવે મને શોકાતુર જાણી શકશે નહિ. અમાત્યો (મંત્રિઓ) ને કહે કે કાલથી રીત સર રાજકાર્ય ચલાવવા સંબંધિ વિચાર કરવામાં આવશે; માટે તમે વખતસર સર્વ તૈયારી કરીને કાર્યાલયમાં હાજર થજો.

આટલું બોલીને રામચંદ્ર નીચું માથું કરીને, જરાવાર સુધી ચૂપ રહ્યા પછી, આંસુભરી આંખે વ્યાકુલ વચનથી બોલવા લાગ્યા કે, હાય! રાજત્વ એ કેવું ભયાનક અસુખનું તથા વિષાદનું મૂળ છે, લોકો કેવાં સુખભોગ મેળવવાને માટે રાજ્યાધિકાર મેળવવાની ઇચ્છા કરે છે, તે મ્હારાથી કંઇ સમજાતું નથી. રાજ્યભાર લઇને મ્હારે આખી ઉમરને માટે સુખ ઉપર પાણી મૂકવા જેવું થયું છે. એના લીધેજ મેં ઘણું ઘાતકીપણું કરીને નિરપરાધિ પ્રિયાને વનવાસ આપ્યો છે. હવે તેને માટે રોવાનો માર્ગ જોતો નથી. રાજત્વલાભથી મને એ ફલ મળ્યું છે કે, મ્હારે સ્નેહ દયા, મમતા અને મનુષ્યત્વનો પણ પરિત્યાગ કરવો પડયો છે, અને આવતા સમયના માણસો મને ઘાતકી રાક્ષસ અથવા પણોજ નાલાયક ગણીને વગોવશે.

આમ ખેદ કરીને રામે થોડીવાર પછી લક્ષ્મણને જવાની આજ્ઞા આપી. અને પોતે ધીરજથી શોકાવેગ સમાવીને બીજે દહાડેથી યથાનિયમે રાજકાર્ય કરવા લાગ્યા. ઉપર ઉપરથી એ પ્રમાણે ધૈર્યતા દર્શાવી અને રાજકાર્ય ઉપર ધ્યાન લગાડવા માંડયું ખરૂં, તથા લોકો પણ તેમનો બહારનો વ્યવહાર જોઇને સમજવા લાગ્યા કે, રામચંદ્ર ઘણાજ ધીરજવાન છે ને વગર હરકતે દુઃસહ શોક રોકવાને સમર્થ

થયા છે; પરંતુ તેમનું ( રામચંદ્રનું) અંતઃકરણ નિરંતર શોકની આગમાં બળ્યા કરતું હતું. બહુજ નિરપરાધિ પ્રિયાને વનવાસ આપ્યાથી થયેલા શોક તથા ખેદથી ઝેરના દંખ પ્રમાણે તેમને નિરંતર મર્મવેદના થવા લાગી. માત્ર લોક નાખુશ થાય તેના ભયથી તેમણે જાનકીને દેશનીકાલ કરી હશે, અને હમણા પણ તેવાજ ભયથી બહારથી શોક કાઢી નાંખ્યો હતો. જ્યારે તેઓ રાજગાદી ઉપર બેસીને મૂર્તિમાન ધર્મની પેઠે, સ્થિર ચિત્તથી રાજકાર્ય જોતાં હતાં, ત્યારે તેમને જોઇને લોકો સમજતાં હતાં કે, ભૂમંડલમાં તેમના જેવો ધૈર્યવાન પુરૂષ બીજો કોઇ નથી. પરંતુ જ્યારે રાજકાર્યથી છુટીને વિશ્રામ ભવનમાં જતાં, ત્યારે તેઓ ઘણાજ વિકલચિત્તવાળા થતા હતા. લક્ષ્મણ સદા તેમની પાસેનેપાસે રહીને તેને સાન્ત્વના આપવા સારૂ બહુ યત્ન કરતો હતો. પરંતુ લક્ષ્મણનાં પ્રબોધ વાક્યથી તેમનો શોકાગ્નિ ઉલટો પ્રબલ વેગથી વૃદ્ધિ પામતો હતો. ટુંકામાં તેઓ કેવળ હાહાકાર, વિલાપ, પોતાની જાત ઉપર ધિક્કાર, રોવું અને સીતાનું ગુણગાન કરીને વિશ્રામનો સમય ગાળતાં હતાં આવી રીતે સીતાના વિયોગશોકમાં ઘણાજ નિમગ્ન થઇને તેઓ દિવસે દિવસ કૃશ, મલીન, દુર્બલ અને સર્વ વિષયમાં ઘણાંજ નિરૂત્સાહ થવા માગ્યાં. વસ્તુતઃ પ્રજાકાર્યના વિના બીજા કોઇ પણ વિષય ઉપર તેમની પ્રવૃત્તિ તથા ઉત્સાહ રહ્યો નહોતો.

પેલી તરફ થોડા દિવસ પછી જાનકીએ બે જોડીઆ કુમારને જન્મ આપ્યો. મહર્ષિ વાલ્મીકિએ યથાનિયમથી તે કુમારોના પ્રસવકર્મ વગેરેની ક્રિયા પૂરી કરીને મ્હોટાનું નામ કુશ અને ન્હાનાનું નામ લવ પાડયું. મુનિકન્યાઓ પણ સીતાને પુત્રો જન્મેલા જોયાથી ઘણીજ હર્ષ દેખાડવા લાગી. આખા આશ્રમમાં અતિ મહાન્ આનંદ-કોલાહલ થવા માંડયો. સીતા, દુઃસહ પ્રસવેદના ભોગવ્યાથી થોડા વખત સુધી અચેતન રહી હતી, પણ પછી ધીમે ધીમે તેને શુદ્ધિ

આવવા માંડી, તે જોઇ મુનિકન્યાઓ હરખાતા મને પ્રીતિપૂર્ણ વચનથી તેને કહેવા લાગી, બેહેન જાનકિ! આજે ઘણા આનંદનો દિવસ છે. સૌભાગ્યથી તમે આજ પરમ સુંદર કુમારની જોડે પ્રસવ કરી છે. આ સાંભળતાંજ સીતાને અનહદ આનંદ થયો. પરંતુ પાછી થોડીવારમાં શોકાતુર થઇને અખંડ આંસુ પાડી રોવા લાગી; તે જોઇને મુનિકન્યાઓ સ્નેહપૂર્વક તેને પૂછવા લાગી કે; હે જાનકિ! આવા આનંદના સમયમાં તમે શોકાતુર કેમ થાઓ છો? રોવાને લીધે સીતાને ગલે ડુચો બાઝયો હતો, તેથી તેણે થોડીવાર સુધી જવાબ આપ્યો નહિ; પણ પછી ઉછળતા શોકનો વેગ સમાવીને તે બોલી કે, પ્રિય સખીઓ! હું આવા આનંદના સમયે શામાટે શોકાતુર થઇ છું, તેનું કારણ તમે શું જાણતાં નથી કે, તેમને પૂછો છો? પુત્ર જન્મ્યાથી સ્ત્રીઓ ઘણીજ આનંદિત થાયછે એ વાત ખરી છે; પરંતુ કેવી અવસ્થામાં મને આ ખુશીનો સમય આવ્યો છે? મ્હારૂં આ જન્મનું સર્વ સુખ, સર્વ ઇચ્છા, સર્વ આહલાદ જતા રહ્યાં છે. જો આ હતભાગ્ય મહારા ગર્ભમાં પ્રવેશ નહિ થયા હોત તો જે ઘડીએ લક્ષ્મણે મહારા પરિત્યાગના વાકય મને સંભળાવ્યાં તેજ ઘડિએ હું ગંગાના પાણીમાં ડુબીને પ્રાણત્યાગ કરત અથવા બીજી કોઇ રીતે આત્મઘાતી થાત, ગર્ભની જંજાળ ના હોત તો શું કરવાને મહારે જીવતી રહી લોકને મ્હોં દેખાડવું પડત? જાનકી આમ કહીને ઘણીજ શોકાતૂર થઇ ચોધાર આંસુ પાડી રડવા લાગી. તેના આવા હૃદય ફાટી જાય તેવાં વિલાપવાકય સાંભળીને મુનીકન્યાઓ ઘણીજ દુઃખી થઇ, અને નીતિપૂર્ણ વચનથી તેને કહેવા લાગી, પ્રિય સખિ! તમારા શોકનો વેગ હવે સમાવો. તમે જે કહો છો તે યથાર્થ છે, પરંતુ વધારે દિવસ તમારે આવી અવસ્થામા રહેવું પડશે નહિ. રાજા રામચંદ્રની બુદ્ધિમાં ફેર પડયો હતો, તેથીજ તેમણે મુઢ બની

જઇને આવું નહિ જોયેલું, તેમજ નહિ સાંભળેલું ઘોર આચરણ કર્યું છે. અમે પિતાજીના મ્હોંએ સાંભળ્યું છે કે તમે પાછાં જલદીથી તેમને ભેટશો; એટલા માટે શોકને કાઢી નાંખો મુનિપુત્રીઓનાં સાંત્વતાનાં વાક્ય સાંભળીને સીતા આંખમાંથી ચોધાર આંસુ વરસાવવા લાગ્યાં, તે જોવાથી મુનિકન્યાઓનાં કોમળ હૃદય પિગળ્યાં અને તેઓ પણ શોકાતુર થઇને ઘણીજ રોવા લાગી.

આ વખતે નવા અવતરેલા બાળકો રોવાં લાગ્યાં. સ્નેહનો એવો મહિમા તથા મોહની શકિત છે કે, તેઓના રોવાનો શબ્દ જાનકીના કાનમાં પ્રવેશ થતાંજ, તે એકદમ સર્વ શોક વિસરી ગઇ અને પ્રીતિથી તેઓને ધરાવવા લાગી.

શુકલ પક્ષના ચંદ્રની પેઠે સીતાના બંને કુમારો દિવસે દિવસ વધીને માતાની આંખને તથા મનને અનહદ આનંદ આપવા લાગ્યા. જ્યારે તેઓ તેને "મા, મા," કહીને બોલાવતા હતા, જ્યારે તે તેઓના મ્હોંમાં મોતીના જેવા દાંતો જોતી હતી; જ્યારે તેઓના અડધા ઉચ્ચારેલા મધુર શબ્દ તેના કાનમાં પ્રવેશ થતા, અને જ્યારે તે તેઓને ખોળામાં લઇને સ્નેહથી તેઓનું મુખચુંબન કરતી, ત્યારે તે સર્વ શોક ભૂલી જતી, તેનું આખું શરીર અમૃતના અભિષેકવાળું હોય તેવું શીતલ થતું તથા તેની આંખો આનંદનાં આંસુથી ભરાઈ જતી.

જ્યારે કુશ અને લવની ઉમ્મર પાંચ વર્ષની થઇ ત્યારે મહર્ષિ વાલ્મીકિએ તેઓનું ચઉડ કર્મ કરીને વિદ્યારંભ કરાવ્યો, અસાધારણ બુદ્ધિ અને હોશિયારીથી તે કુમારો થોડી મુદતમાં વિવિધ વિદ્યામાં ઘણુાજ કુશળ થયા. પ્રથમથી વાલ્મીકિ મુનિએ રાવણવધ પર્યન્ત લોકોમાં ચાલતું રામચરિત્રનું અવલંબન કરીને રામાયણ નામનું મહાકાવ્ય રચ્યું હતું. તે સર્વથી પહેલાં રામચંદ્રના આ બે પુત્રોને

તેમણે ભણાવ્યું. તેઓએ થોડા દિવસમાં તે વિચિત્ર ગ્રંથ અથથી ઇતિ સુધી મ્હોએ કર્યો, અને તેમાંથી કથા સીતાની પાસે મધુર સ્વરથી ગાઇને તેનો શોક દૂર કરવા લાગ્યા. અગીઆરમે વર્ષે મહર્ષિએ તેઓના ઉપયન સંસ્કાર કરાવીને (ઉપવિત ધારણ કરાવીને) વેદાધ્ય- કરાવવાનો આરંભ કર્યો અને તે પછી એક વર્ષમાં તે બંને કુમારો વેદશાસ્ત્રમાં સંપૂર્ણ પ્રવીણ થયા.

કુશ અને લવની ઉમ્મર બાર વર્ષની થઈ પરંતુ તેઓ કોણ છે તે આજ સુધી કોઇ જાણી શકયા ન હતા. તેઓ પોતાને ઋષિકુમાર તથા પોતાની માતાને ઋષિપત્ની જાણતા હતા. જાનકી જે ભાવથી તપોવનમાં કાળ ગાળતી હતી, તે ભાવ જોયાથી કોઇ પણ માણસ તેને ઋષિપત્નીજ ધારી શકતા, અને તેના આ બે પુત્રોને પણ ઋષિ- કુમાર સમજતાં, આ કુમારો જાનકીને માતા તરીકે જાણતા હતા, પરંતુ તે મિથિલાપતિની કન્યા અથવા કોશલાધિપતિની પટરાણી છે, તે જાણતા નહોતા. વાલ્મીકિએ યત્નપૂર્વક એ વિષયમાં તેઓને અજાણ્યા રાખ્યા હતા; અને તપોવનના રહેવાસીઓને પણ સાવચેત રહેવાને કહ્યું હતું કે, કોઇએ ભૂલથી પણ તેઓની પાસે આ વિષયની વાતચીત કરવી નહિ તેમજ સીતાને પણ કહ્યું હતું કે, કોઇ રીતે પુત્રોને પોતાની ઓળખાણ આપવી નહિ; તેથી સીતા પણ તેઓની પાસે કદિ પણ પોતાના સંબંધી વાત કરતી નહોતી. રામયણમાં તેમણે રામનું અને સીતાનું વિસ્તારપૂર્વક વૃત્તાંત વાંચ્યું હતું; પરંતુ તેમની માતા જનકનંદિની અથવા રામની સહધર્મિણી છે તે તેઓ જાણતા નહોતા; તેથી એ મહાકાવ્યમાં પોતાનાં પિતામાતાનું વૃત્તાંત વર્ણવેલું છે એવું સમજતા નહિ. આવી રીતે બાર વર્ષ સુધી કુશ અને લવ પોતાનું વૃત્તાંત જાણવાથી અજાણ્યા રહ્યા હતા.

માતાના અપૂર્વ સ્નેહયુકત રક્ષણની જરૂર હતી ત્યાં સુધી

સ્વભાવિક રીતે જાનકી સર્વ શોક વિસારી દઇને એકાગ્ર મનથી અને અનન્મન ભાવથી કુશ તથા લવનું લાલન પાલન કર્યા કરતી હતી; પરંતુ જેમ જેમ તેઓની ઉમ્મર મ્હોટી થઇ, અને માતૃત્વની ઘણી દરકાર રહી નહિ, ત્યારે તે (સીતા) તેમના વિષયમાં એક ગતે નિશ્ચિત થઇને ઋષિપત્નીઓની પેઠે તપશ્ચર્યામાં મન લગાડવા લાગી રામચંદ્રનું સર્વ પ્રકારે મંગળ થાય એ એનો તપશ્ચર્યા કરવાનો મૂળ હેતુ હતો. અદ્યાપિ રામે કંઇ પણ અપરાધ વિના તેને પરિત્યાગ કરી હતી તથાપિ સીતાના અંતઃકરણમાં એક પળવાર પણ તેમના ઉપર રોષ તથા વિરાગનો ઉદય થયો નહોતો. મ્હારા પ્રારબ્ધને લીધે હું આ દુસ્તર શોકસાગરમાં પડી છું એવું તે માનતી હતી. ભૂલથી પણ એવો વિચાર કરતી નહોતી કે, રામચંદ્રે મને આવી દશામાં આણી છે એ તેમનો દોષ છે. વસ્તુતઃ રામચંદ્રના ઉપર પ્રથમ તેની જેવી અવિચલિ ભક્તિ અને ખરા અંતરનો પ્રેમ હતો તેમાં જરા ન્યુનતા પડી નહોતી. તે દેવતાઓની આગળ કાયામનાવાકયથી હમેશાં પ્રાર્થના કરતી હતી કે, રામચંદ્રને કુશળ રાખો, આવતા જન્માંતરમાં પણ તે મ્હારો પતિ થાઓ. દિવસના વખત તે તપશ્ચર્યામાં અને સખા ભાવવાળી ઋષિકન્યાઓના સમાગમમાં ગાળતી હતી, પરંતુ રાત્રે એકલી પડયાથી તેનો શોક સિંધુ ઉછળી આવતો હતો તેથી તે આંખી રાત માત્ર રામચંદ્રના વિયોગનું દુઃખ સહન કરી શકે એ કોઇ રીતે બને તેમ નહોતું. કાળે કરીને સઉનો શોક શિથિલ થઇ જાય છે, પરંતુ જાનકીનો શોક સર્વક્ષણે નવું રૂપ ધારણ કરતો હતો. લાગટ બાર વર્ષ સુધી આવાં ભયાનક શોકની આગમાં નિરંતર અન્તર્દાહ થયાથી જાનકીનું અલૌકિક રૂપલાવણ્ય એકદમ જતું રહ્યું અને માત્ર હાડકાના માળાપર ચામડી જોડેલા જેવું તેનુ શરીર થઇ ગયું હતું.



# પ્રકરણ ૧૨ મું.

## અશ્વમેધ.

રાજા રામચંદ્રે અશ્વમેધ યજ્ઞ કરવાનો કૃતસંકલ્પ કરીને વસિષ્ઠ, જનબાલિ, કાશ્યપ, વામદેવ વગેરે મહર્ષિઓને પોતાનો અભિપ્રાય જણાવ્યો. વશિષ્ઠદેવે તે વાત સાંભળીને રામની ઘણીજ પ્રશંસા કરીને કહ્યું, મહારાજ! તમે ઉત્તમ સંકલ્પ કર્યો છે. તમે સદ્વીપા અને પૃથ્વીના અદ્વિતીય છો. અખંડ ભૂમંડળમાં તમે જેવું અકાધિપત્ય વિસ્તાર્યું નથી તેવું કાળના કોઇ પણ રાજાએ વિસ્તાર્યું. રામરાજ્ય પ્રજા જેવા સુખથી તથા ખુશીથી કાળ ગાળે છે તેવું સુખ તથા ખુશી આગાઉના કાળમાં જોયલું તેમ સાંભળેલું પણ નથી રાજ્યભાર ગ્રહણ કરીને જે જે કામ કરવાં જોઇએ તે આપે પૂરાં કર્યાં છે. આપના રાજ કર્ત્તવ્યમાં અશ્વમેધ માત્ર બાકી છે તે પૂર્ણ થાય. મેં મનમાં નિશ્ચય કર્યો હતો કે આ સંબંધી મહારાજાને વિનંતિ કરવી. ગમે તેમ હોય તો પણ મહારાજ જ્યારે તમે પોતે યજ્ઞ કરવાની ઇચ્છા બતાવી છે ત્યારે હવે તેમાં વાર લગાડવાની જરૂર નથી; જલદીથી તેના માટે જોઇતી તૈયારી કરવાની અનુમતિ આપો.

વશિષ્ઠદેવ બોલતા બંધ થતાંજ રામચંદ્રે પાસે બેઠેલા ભાઇઓને કહ્યું, ભાઇઓ! ગુરૂદેવે જે આજ્ઞા આપી તે તમે સાંભળી છે, હશે તમારો અભિપ્રાય જણાવો, એટલે હું કર્ત્તવ્ય નિરૂપણ કરૂ. આજ્ઞાનુવર્તી ભાઇઓએ તરતજ પોતાનો અંતઃકરણનો અનુમત પ્રકટ કર્યો. પછી રામે વશિષ્ઠદેવને સંબોધીને કહ્યું, ભવન્! જ્યારે આપનો અભિલાષ થયો છે અને તેમાં મ્હારો અભિમત છે તેમજ ભાઇઓ પણ અનુકૂલ ઇચ્છા જણાવે છે ત્યારે હવે તેને કર્ત્તવ્ય કરવામાં વિચાર કરવાની આવશ્યકતા નથી. હવે મ્હારે આટલું કહેવું છે કે, નૈમિષા-

રહ્યુ અશ્વમેધ યજ્ઞ થવો જોઇએ, નૈમિષારણ્ય પરમ પવિત્ર યજ્ઞ ક્ષેત્ર છે, એ વિષેમાં તમારી શી આજ્ઞા છે? વશિષ્ઠદેવે પોતાની સંમતિ આપી.

ત્યાર પછી રામે ભાઇઓને કહ્યું, જુવો. જ્યારે કર્તવ્ય નક્કી થયું, ત્યારે હવે નકામો કાળ ગુમાવવો નહિ. તારાએ શું જોયુ ? સ્વપ્નામાં શું પ્રમાણ્યું? સીતાનાં વીતક, રામની અત્રકૃપા, અને શરીર-સંસારનો સંતાપ! સ્થુળ દેહની વ્યાધી, અને સૌભાગ્યનું અસુખ! પ્રેમનાં સ્વર્ગીય પુષ્પમાં અગ્નિ ઝરતી જોઇ! સમુદ્રમાં દાવાનળ દેખ્યો! પર્વતમાંથી જ્વાળા નીકળતી ગગનમાં સમાતી જોઇ! જે વસ્તુ ન બને, તે નિહાળી! કુદરતની કલ્પનામાં પણ ન હશે, એવી મનુષ્યો કલ્પના પ્રાપ્ત થઇ! શું પૃથુ પૃથ્વીપતિ, મેવાડી ઠાકોર, વીરતા માટે વીરનારીને વર્યા, તે દગો દે! તે પરનારી લંપટ નથી: તે મદનવિકારી મોહન નથી. તે વૈભવી મનનો લોભી પુરૂષ નથી. શૂરવીર, મનોબળથી મનોરથ સાધ્ય કરનારો મૃગ ક્ષત્રીબીજ છે, પણ હા! સમય કાળે તેમને ઘેર્યા હોય તો?— એમ બને નહીં. પણ રામ પેઠે ફરજ બજાવવાને ત્યાગી જાય તો? હું શું જોઉં છું? હું જાણું છુ કે ઊંઘું છું! શું મને ભ્રમણા થઇ. તેવી મારા પૃથુને વિયોગથી સત્ય પ્રેમની અસર થઇ હશે?

તારાના મનમાં આફતકાળના અનેક સંકલ્પ-વિકલ્પ થયા-અને પોતાનો કેવો અવસર આવવાનો હશે, શું શું વિપરત બનવાનું હશે. એ વિચારમાં મગજ, ભ્રમણારૂપ બની ગયું! આખરે તેણે શું જોયું? શું સાંભળ્યું! આહા!

> દશા જે આવવાની છે, ભલી-ભુંડી કદી કાંઇ;
> ગગનમાં ગર્જના થાતી, વિપદ વર્ષાદ આગાહી.

તારાને તેમજ થયું. આખરે પૃથુ કુમારનાજ પ્રકરણમાં વિભાવરી વનિતા, સ્વપ્નવશ થઇ!—



# પ્રકરણ ૧૩ મું.

## પૃથુકુમારની શોધમાં—

" બની હું પ્રેમની જોગણ, પીયુને શોધવા ચાલી."

પ્રેમનો પરિતાપ, જ્વાળામુખીના ભડકા કરતાંયે વધારે તીવ્ર હોય છે! જ્વાળા તો તરત બાળીને ભસ્મ કરી દે છે. પરંતુ પ્રેમ-જ્વાળા રીબાવી રીબાવીને-તરસાવી-દઝાવીને કોમળ તનને તાવી નાખે છે!

પ્રેમથી પરણેલાં જોડલાંને પુછો, કે તમારા વિયોગની કેવી ઘડીઓ તમે જોઇ છે? છુટા પડેલા ચકોર પછી ચકોરીની શી દશા થાય છે?—

તારાના વિકલ્પો, સ્વપ્નદ્વારા વધવા માંડયા. તેને અશુભ સુચક સંકલ્પો થવા લાગ્યા. તે ભયથી કંપતી સુષુપ્તાવસ્થા ભોગવતી હતી તેની મન-સ્ગ્રહાષ્ટિમાં વિચિત્ર બનાવો અને દેખાવો રજુ થવા લાગ્યા. પતિના મૃત્યુનો ધ્વજા, કંપતા હૃદયે, ધબકતી છાતીયે, અને રડતા અશ્રુએ અનુભવવા લાગી. તેને **બેહુલા** નામની પવિત્રશાલિની પ્રેમ-રંભાનું ચરિત્ર દ્રષ્ટિએ પડવા લાગ્યું!—

ઘણા વર્ષની પેહેલાં, નજરને પેલે પાર ગાઢા અંધકારની અંદર એક જ્વલંત મણીનો પ્રકાશ જણાયો હતો; કલ્પનાની અંદર. ઇતિહાસની બહાર, તે ચરિત્ર હમેશાં જણાયું હતું; ગંભીરભાવથી તે જગતને શીખવે છે કે ' મહાન્પણું છુપાવી શકાતું નથી. ગમે તો ગાઢા જંગલમાં બેસીને, અથવા કિનારા વગરના સમુદ્રના તરંગમાં તરતાં, મહત્ત્વનું કામ કર્યું હોય તો તે કદી પણ ગવાયા શિવાય રહેતું નથી.-કપડાથી ઢાંકેલી આગની પેઠે વેગવતી નદીની રેતીથી બાંધેલા પ્રવાહની પેઠે મહત્ કર્મ સર્વદા પોતાનો વેગ વધારે છે." બેહુલાએ સેંકડો વર્ષની પૂર્વે જન્મ લીધો હતો;

કયી જગાપર, કેવી રીતે તેનું પવિત્ર જીવન પરિસ્ફુરણ થયું હતું, તે હાલ ગાઢા અંધકારમાં છુપાયું છે, તોપણ તેના જીવનજ્યોતિનો પ્રકાશ જેટલી જોઇએ તેટલી શક્તિથી નહિ પણ ધીમે ધીમે આજે દુનિયાને પ્રકાશ આપે છે. દુનિયાને મ્હોંએ તેનો મહિમા કેટલાક ફેરફારની સાથે પણ આજે ગવાય છે. પરંતુ ઘણી શોધ કર્યા છતાં પણ બેહુલાનું ખરૂં જીવન ચરિત્ર મળવું ઘણું કઠિન પડયું. ઘણા ફેરફારથી તે જીવન ચરીત્રે બીજો આકાર ધારણ કર્યો છે. આજે દુનિયા તે ઉપાખ્યાનના આકારમાં ઉપકથાના આકારમાં ખુશી માને છે, લોકો વાર્તાની પેઠે દહાડે જુદા અલંકારમાં અલંકૃત કરી મૂકે છે. હમે તે નાના અલંકારથી વિભૂષિત, જુદી હાલતમાં આવેલા ચરિત્રને વિશ્વાસયોગ્ય ચિત્ર તરિકે સાધારણમાં ફેલાવવાનો યત્ન કરીએ છીએ. ઘનઘોર અંધારામાંથી, વિશૃંખલતાની અંદરથી સંભવિત સત્ય શોધવાને યત્વાન થઇએ છિએ.

બંગાલમાં કહેવામાં આવે છે કે ઘણા વર્ષોની પેહેલાં બંગાલમાં નિછની નગરમાં બેહુલા રેહતી હતી: તે નિછની નગરી બેહુલાની જન્મભૂમિ હતી. હાલ નિછનીનું કંઇ ચિન્હ જણાતું નથી. બેહુલા વાણીઆની છોકરી હતી. એ નિછની નગરમાં સાયવણિના ઓરસે, અમલા સુંદરીના ગર્ભમાં બેહુલાનો જન્મ થયો. બેહુલાની કુમારી અવસ્થામાં વિશેષ બનાવ બન્યો નહોતો. તરૂણ ઉમ્મરમાં તે જીવને તરૂણપણું દેખાડયું હતું.

બેહુલા પરમ સુંદર હતી, કવિ કહે છે કે તેના મ્હોંની જ્યોતિ મનોહારિણી–પુનેમના પૂર્ણચંદ્રની પેઠે મનઃસ્નિગ્ધકારિણી હતી, તેના આરક્તિમ હોઠો વિજળીનો પ્રકાશ દેખાડતા હતા. આંખો અંજન નયનને અવનત કરી મૂકતી પરંતુ આજ જગત્ કહે છે કે તેના હૃદત્સૌન્દર્યની સાથે શરીરના સૌન્દર્યની તુલના થાય નહિ; તેના

શરીરના સૌન્દર્યથી તે વખતનાજ માણસો વિમોહિત થયા હતા એમજ નહિ, પરંતુ આજ સુધી જગત્ તેના શરીરના હૃદસૌન્દર્યમાં વિમોહિત થઇ રહ્યું છે–તેને દેવી નામથી સંપૂજિતા કરી છે. શરીરની ખુબસુરતી ઘણાકના નસીબમાં હોય છે, પરંતુ હૃદયની ખુબસુરતી ઘણા થોડા માણસો મેળવે છે. દેશ વિદેશમાં પાણી અને હવાના ગુણથી માણસોની ખુબસુરતીમાં વધારો થાય છે–તે પરમેશ્વરની બનાવટ છે. ઇશ્વરના બીજા પદાર્થની પેઠે શરીરના તનથી તેનું પતન થાય છે; પરંતુ હૃદયની પવિત્રતાથી બનેલી હૃદયની મહત્તાનો વિકાશ થાય છે, કાલના પરિવર્ત્તનથી પણ તે મહત્તાનો લોપ થતો નથી.

આ પ્રસંગે ચંપકનગર નામની એક બીજી જગાનું વર્ણન જોવામાં આવે છે. ચંપકનગરજ બેહુલા–જીવનની પૂર્ણતા મેળવવાની જગા છે. ચંપકનગરમાં ચાંદસોદાગર નામનો બીજો એક ધનવાન્ વણિક રહેતો હતો. ને ચાંદ સોદાગરના ઓરસે, સનકાસુંદરીને પેટે નખિન્દરનો જન્મ થયો હતો સૌન્દર્યશાલિની બેહુલા આ નખિન્દરની સ્ત્રી થઇ.

બેહુલા નખિન્દરની સાથે પરણી હતી ખરી, પરંતુ દંપતી વિવાહનું સુખ ભોગવી શક્યું નહિ. આ આનંદદાયક વિવાહમાં શોકનો અવાજ વ્યાપિ રહ્યો; વિવાહ થયા પછી થોડીવારમાં ફૂલશય્યાનો* ઓરડો રડવા કાલિશથી કલંકિત થયો હતો; દુષ્ટ સર્પે મણિ હરણ કરીને અધિકારીઓને રડાવ્યા હતા; ચોરના ઝેરી ડંખથી સતી પતિ વગરની થઇ હતી; બેહુલાના ખોળામાં નખિન્દરના જીવનનો સ્રોત કાલસ્રોતની અંદર મળી ગયો હતો. ઘનઘોર અંધારી રાત્રે જગતે સ્તબ્ધતા મેળવી હતી, ઉંઘેલા નખિન્દરને કાલસર્પે

*બંગાલીઓમાં લગ્ન થાયછે તેને બીજે દિવસે વરકન્યા જે બિછાના તથા ઓરડામાં સુવેછે તેને ફૂલશય્યા કહેછે.

દંશો; સતીની પાસે પતિજીવન લુપ્ત થઇ ગયું. બેહુલાના જીવન ચરિત્રનું માહાત્મ્ય જગતમાં પ્રકાશિત થવાનો ઉપયુકત માર્ગ મળ્યો.

નખિન્દરને સર્પ દંશવા સંબંધી બંગાલી લોકોમાં એક કાહાણી અલૌકિક વાતથી પૂર્ણ છે; પરંતુ બેહુલાના જીવનના પાતિવ્રત્ય સંબંધી ઉપકથાના આકારમાં, તે વાર્તાના પાયાનો થોડોક સંબંધ છે, તેથી તેમાં સંપૂર્ણ અવિશ્વાસ હોવા છતાં પણ તેનો સાર નીચે આપવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે નખિન્દરનો પિતા ચાંદ સોદાગર સાકારવાદીઓના પૂજવા લાયક દેવતાની પૂજા કરતો નહોતો. વિશેષત; સાકાર. વાદીઓની પૂજા કરવાને બદલે તેને ધિક્કારને પાત્ર ગણતો હતો. ઘણું નુકશાન કર્યા પછી, મનસા દેવી છેલ્લી વારે તેના છોકરા નખિન્દરનો નાશ કરી પિતૃ મનમાં વ્યથા આપવાને તૈયાર થઇ. " નખિન્દરને ફુલશય્યાના ઓરડામાં સાપના દંશવાથી મરવું પડશે." આવું કહીને મનસાદેવીએ ચાંદ સોદાગરને શ્રાપ આપ્યો. ચાંદ સોદાગરે સર્પના ભયથી ફુલશય્યાનેજ દિવસે છિદ્ર વગરનો લોઢાનો ઓરડો બનાવ્યો હતો; તે લોઢાના ઓરડામાં મચ્છરમાખીને આવવાનું એક પણ છિદ્ર નહોતું. બેહુલા અને નખિન્દર ફુલશય્યાની રાત્રીએ તે છિદ્ર વિનાના ઓરડામાં સૂતાં, સર્વે ધાર્યું કે હવે કંઇ ભીતિ નથી, મચ્છરમાખીને પણ જવાનો માર્ગ નથી તો સર્પ કેવી રીતે નખિન્દરને દંશશે ? પરંતુ તે સર્વ વિફલ ગયું ! વિધાતાનાના ચક્રમાં પડીને નખિન્દરના જીવનની રક્ષા થઇ નહિ. અંધારી રાત્રે નખિન્દરને ઘણી ભૂખ લાગી; ભૂખ લાગેલા નખિન્દરે પોતાની સ્ત્રીની પાસે આકુલ પ્રાણથી ખાવાનું માગ્યું પરંતુ તે રાત્રે ખાવાનું કયાંથી લાવે ? ઓરડામાંથી બહાર નહિ નિકળે, તો ખાવાનું લાવવું અસંભવિત હતું; પરંતુ બેહુલા ઓરડામાંથી બહાર કેમ નીકળે? દરવાજો ઉઘાડતાં કાલસર્પ ઓરડામાં

પેશાને તેનો નાશ કરી શકે ! તેથી બેહુલાએ બહાર નીકળવાની હિંમત કરી નહિ. પરંતુ તેમ હોય તો તે પતિની ભૂખની કાતરતા કેમ જોઇ શકે ? સતી, પતિની વ્યાકુલતા જોઇ શકી નહિ. નખિન્દરને ખાવાનું આપવાને યત્નવાન્ થઇ. ઓરડામાં રસોઇ કરીને તેથી ભૂખથી કાતર સ્વામીના તૃપ્તિસાધનમાં પ્રવૃત્ત થઇ. લાકડાને બદલે પેહેરવાનાં લુગડાં બાળવાં શરૂ કર્યાં, માંગલિક માટલી રાંધવાનું વાસણ થઇ, અને તેમાં માંગલિક ચોખાએ રાંધવાના ચોખાનું કામ કર્યું, અને ચકમકથી આગ સળગાવી. ઘણી મેહેનતે રસોઇ તૈયાર થઇ. પરંતુ ઘણી યુકિત કર્યા છતાં નખિન્દરના ખાવામાં તે આવી નહિ. બેહુલાએ અતિ શ્રમથી તૈયાર કરેલી રસોઇ જમતા પેહેલાં તેને કાલસર્પે દંશ્યો. રાંધવાની અગ્નિથી ઓરડો કાળો થયો હતો; તે કાળાશના ચિન્હમાંથી સૂત્રાકર સર્પ જોવામાં આવ્યો, અને બેહુલાના પ્રાણનો પ્રાણ અકાલે તે કાલસર્પના દંશવાથી નાશ પામ્યો. આ બનાવ સત્ય છે કે નહિ તે જાણિ શેકાય નહિ; પરંતુ સંભવતઃ એ કવિ કાહાંણીની કલ્પના છે. અથવા સાકારવાદીઓની મનસા માહાત્મ્યકીર્તનની જલ્પના છે.

ઘરમાં રોવાનો અવાજ થયો. સવારમાં માબાપ મર્મભેદી અવાજથી રોવા લાગ્યાં. પરન્તુ બેહુલાનું રોવું જલદી બંધ થયું. વિપદમાં રોવું શા માટે? રોવાથી ફલ શું ? રોવામાં વખતનો નાશ કર્યાથી વિપદોદ્ધારમાં વિઘ્ન નડશે ! આવો વિચાર કરીને બેહુલા રોઇ નહિ. બેહુલાએ બાલ્યકાલથી સાંભળ્યું હતું કે, મેહેનતને અસાધ્ય આ જગત્માં કંઇજ નથી. તેના મનમાં એ વાત હાલ યાદ આવી. તેણે વિચાર કર્યો કે મેહેનત કર્યાથી એ સર્વ કામ થઇ શકે છે, તો સર્પે દંશેલા મૃતપતિનું જીવન કેમ પાછું જીવતું ન થાય ? ઘણા પ્રયાસથી સાવિત્રીસતી મરેલા સ્વામી સત્યવાનને પાછો જીવતો કરી શકી હતી, તો હું મારા મૃત પતિને

જીવતો કેમ નહિ કરી શકું? સાવિત્રી પણ માણસ હતી ત્યારે તે જે કરી શકી તે તે હું કેમ કરી શકીશ નહિ? ધીરે ધીરે તેનો વિચાર વધવા માંડ્યો; પલે પલે તે વિચારે તેના મર્મસ્થલને સ્પર્શ કર્યો. તેણે નક્કી કર્યું કે "સ્વામીનું જીવન બચાવીશ." પ્રતિજ્ઞા કરી કે "બનશે તો પતિનું જીવન બચાવીશ, નહિ તો તેની સાથે મરી જઇશ" જેની કલ્પના કદી પણ કોઇના મનમાં આવી નહોતી તે પ્રતિજ્ઞા નારી બેહુલાએ આજે કરી.

હવે શું થશે? તારાના વાક્યની મર્યાદા શું રહેશે?—ઐશ્વરિક નિયમ શું ઉલ્લંઘન થશે? બેહુલાના યત્નથી શું એ જીવનજ કાલ-સમુદ્ર જીવનમાં મળગે? ગમે તે હો બેહુલાએ આત્મજીવના પ્રતિ લક્ષ કર્યું નહિ. કેવળ "પતિનું જીવન બચાવીશ" હમેશાં તેનું મન તેની તરફ દોડયું. તેણે ઘર છોડયું. પાર્થિવ જીવનની માયા પાસ કાપીને પતિ જીવન બચાવવાને યત્નવાન થઇ. તરત લાકડાની એક ન્હાની હોડી વેચાતી લીધી. તે હોડી નદીના પાણીમાં તરતી કરી, મૃતપતિને ખોળામાં લઇને સતી બેહુલા બેઠી; છુટા વાળથી, કંગાલના વેશથી તે હોડીમાં તણાવા લાગી, સાશુ સસરાની વાત માની નહિ. માબાપ ભાઈ બહેનને માટે કાતર થઇ નહિ. કેવળ પતિ જીવનના ઉપર લક્ષ રાખીને પતિજ મોક્ષ, પતિજ દેવતા, પતિસેવાજ સ્વર્ગ, એવો વિચાર કરી મૃત પતિને ખોળામાં રાખીને હોડી ઉપર નદી તરંગમાં તણાતી તણાતી એક બાજુએ જવા લાગી.

નદીના સ્રોતમાં હોડી જવા લાગી! રાત્રદિવસનું જ્ઞાન નથી, પ્રકાશ અંધારા ઉપર નજર નથી, ટાઢ ગરમીનું કષ્ટ નથી, હોડી હમેશાં તરંગના મુખમાં ચાલે છે! દિવસના પછી દિવસ જાય છે, રાતના પછી રાત આવેછે, પરંતુ તેની ગતિની નિવૃત્તિ નથી. ગામના પછી ગામ આવે છે, નગરના પછી નગરમાં જાય છે અને

બેહુલા પોતાની ધારેલી સિદ્ધિનો ઉપાય લોકોની આગળ કહેતી ફરે છે. લોકોને પૂછતી ફરે છે કે, "આપના દેશથી મૃતને પુનર્જીવિત થવાનો શું ઉપાય છે?" લોકો જે જે જવાબ આપે છે, તે સારી પેઠે ચિત્ત દઇને સાંભળે છે, અને તેમના કહ્યા પ્રમાણે કામ કરે છે સાંભળવામાં આવ્યું છે કે હજારો પ્રતિપ્રાણ સતી પતિવિયોગથી મૃતપતિદેહને ખોળામાં લઇને જ્વલંત આગમાં જીવન્ત જીવન વિસર્જન કરે છે; ગંભીર શોકના કઠોર દંશથી હજારો સતી પત્નીની સાથે સતી થાય છે; પરંતુ આવું કદી પણ સાંભળ્યું નથી!—ફક્ત સાંભળી છે સાવિત્રીની વાત, અને સાંભળી છે માત્ર બેહુલાની કથા. જીવતી બેહુલા અનાહારે, ક્ષુધા તૃષાથી અકાતર, રૂક્ષકેશથી, જીર્ણ વેશથી, નદીસ્રોતમાં—તરંગના મોજમાં તણાતી જાય છે મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે, એકવાર જેને મારા જીવનનો આશ્રય સમજું છું, તેજ મારૂં જીવન છે. અને મારૂં શરીર ફક્ત રક્તમાંસપિંડ છે; જીવન ગયાથી રક્તમાંસપિંડસારનું શરીર લઇને શું કરૂં? એક દિવસને માટે પણ જેને "મારો" જાણ્યો છે તેના પ્રાણમાં નિશ્ચયજ મ્હારો પ્રાણ છે. ત્યારે પ્રાણના વિયોગથી શરીર કેટલા દિવસ સુધી રહેશે?—માટીનું શરીર સડીને દુર્ગંધથી માટી થઇ જશે. શું જીવન વિનષ્ટ કરીશ? જેના જીવનમાં મારૂં જીવન છે, તે જીવનમાં કદાચિત્ આ જીવન એક જીવન થઇને અનંત શૂન્યમાં મળી જશે, નહિ તો આ જીવન વિભિન્ન શરીરમાં પાર્થિવજીવન અતિવાહિત કરીશ! જેને મારો કહી શકી છું, તે જીવનમાં પણ મારા જીવનથી કદી જૂદાપણું નથી. શરીર માત્ર જૂદું રહ્યું છે પણ પ્રાણ જૂદા નથી—હૃદય એકજ છે! મોહાન્ધ મનુષ્ય બહારની આંખે જૂએ છે કે "જગતમાં સઘળા ભિન્ન છે." સઘળા જૂદા થઇ શકે છે, પરંતુ જે "મારો" તે મારાથી કદી પણ જૂદો નથી. અને જ્યારે જૂદો નથી, ત્યારે તે જીવનમાં આ જીવન જશે, તેમાં વળી આશ્ચર્ય શું?

ધીરે ધીરે દેશમાં રોવું વધ્યું. દિવસ વિત્યા પછી કંઇ રોવું ઓછું થવું જોઇએ, પરંતુ બેહુલા–નખિંદરનો શોક સત્વર ઓછો થયો નહિ. મૃતનો વિચ્છેદ મનુષ્ય વગર હરકતે સહન કરી શકે છે, પરંતુ જીવનમૃતના જેવા મનુષ્યને જોયાથી માણસના મનમાં ઘણું દુઃખ ઉપજે છે. મૃતપતિને ખોળામાં લઇને બેહુલા નદીના સ્રોતમાં–હોડીમાં બેસીને નિછની નગરમાં માબાપની તરફ ચાલી. બેહુલાનાં માબાપને ખબર થવાથી શોકને લીધે માબાપ અધિરાં બન્યાં હતાં. અશ્રુજલથી તેઓનાં હૃદય તણાતાં હતાં. ઉંડા શોકથી, અનાહારે બેહુલાનું જીવન નદીસ્રોતમાં વિલીન થયું હશે કે શું? તેનો વિચાર કરીને તેનો પિતા સાયવણિક અને માતા અમલાસુંદરી અવસન્ન થઇ પડયાં હતાં, પુત્રસ્નેહે તેઓ કન્યાની શોધમાં દોડાવ્યાં. રોતી, છુટા-વાળવાળી, શોકાતુરા માએ વિચાર કર્યો કે જો બેહુલા જીવતી હશે, તો ઘરમાં પાછી લાવીશ. એવું મનમાં નક્કી કરીને નદીના પ્રવાહની પાછળ મૃત નખિંદરને ખોળામાં લેઇને બેઠેલી બેહુલાની શોધમાં ગઇ. અને પિતા સાયવણિક પણ પત્નીની પ્રમાણે પુત્રસ્નેહમાં કાતર થઇને પુત્રીની શોધમાં ચાલ્યો.

માતાપિતાની શોધથી બેહુલાની ભાળ મળી. તેઓએ જોયું કે નદીના પ્રવાહમાં એક નાની સરખી હોડીમા કેટલાક દિવસનું દુર્ગંધ મારતું શબ ખોળામાં લેઇને એક સ્ત્રી ઘેલીના જેવી બેઠી છે; પ્રથમ તેને જોઇને કહ્યું હતું કે, આ નારી સુંદરી ફુલની અમ્મણી છે, પરંતુ આ વેળાએ તેને જોઇ તો તેની પૂર્વ મૂર્તિ નથી, સુંદર મૂર્તિએ કાલી મૂર્તિ ધારણ કરી છે, મ્હોંનો દેખાવ નિરાશાના મેઘમાં ઢંકાયલો જોયો, ચેહેરો સુકાયલો, શરીર દુર્બળ, રૂપ લાવણ્ય જતું રહેલું દીઠું! જાણે તે મરવા પર આવેલી હોયની એવી જોઇ. માબાપ આવો ભયાનક દેખાવ જોઇને ભય પામવા લાગ્યાં —ઉચ્ચસ્વરથી,

શોકકારક અવાજથી રડીને બોલ્યાં, " બેહુલા! ઉભી રહે-અમોને મૂકીને કયાં જાય છે? તું નહિ આવીશ, તો અમે કેમ જીવીશું? પેહેલાં તારાં માબાપને બચાવ પછી જ્યાં તારી ઇચ્છા હોય ત્યાં જજે."

પતિના શોકથી ઉન્મત્ત થયેલી બેહુલાએ માબાપનું રૂદન સાંભળ્યું, પિતામાતાના રડવાથી તેને પણ રડવું આવ્યું ખરૂં; પરંતુ તે પોતાના લક્ષથી ભ્રષ્ટ થઇ નહિ દીન થઇને ભક્તિપૂર્વક નમ્ર વચનથી માબાપને કહ્યું, " મને હવે શા માટે બોલાવો છો? મારા પાપી જીવનનું હવે પ્રયોજન નથી? પતિ જે રસ્તે ગયો છે, તે રસ્તે હું પણ જઇશ; અનર્થક રોકશો નહિ. રોકશો તો મારા ધર્મમાં વ્યાઘાત થશે, કીડાથી ભરેલા અનંત નરકમાં કીડાની પેઠે મારૂં જીવતર જશે. તમે મારો પ્રાણ બચાવવાનો યત્ન કરશો ખરા. પરંતુ તમે યત્ન કરશો તો શું થશે? એ સર્વનિયંતા " મારૂ જીવન " બચાવે તો હું બચીશ; નહિતો તમે ઘણા પ્રયત્ન કરશો, તો પણ મને બચાવી શકશો નહિ. તમે અનર્થક રડીને વ્યકુલ થશોના. રોવાથી શું થશે? ઇશ્વરની આગળ " મારૂં જીવન " બચાવવાની પ્રાર્થના કરો, તો હું જરૂર બચીશ. ઇશ્વરની કૃપાથી પાછી હું તમારી ચરણ-સેવા કરીશ. ઇશ્વર જો મારી ઉપર કૃપા કરે તો તમે મને મળી શકશો; આશિર્વાદ કરો કે ઇશ્વર મારા ઉપર સતુષ્ટ થાય. તમે મારે માટે ચિંતા કરશો નહિ. હું જીવતી રહીશ તો જલદાથી તમારી પાસે પાછી આવીશ. તમે ઇશ્વર આગળ મનકવાણીથી મારા આવયાસ માટે પ્રાર્થના કરો તો મને જલદીથી મેળવી શકશો." આટલી વાત કરેછે તેટલામાં નદીનો સ્રોત્રવધ્યો તથા હોડી ઉભી રહી નહિ, માબાપ કન્યુવાની વધારે વાત સાંભળી શકયાં નહિ. તેથી તેઓ મોટા અવાજથી રોવા લાગ્યાં અને બોલવા લાગ્યાં " કેવી ખરાબી થઇ! " અને છાતી કુટવા લાગયાં, થોડીવારમાં હોડી નજરથી દૂર ગઇ. માબાપની નજર

બેહુલાની તરફ પહોચી નહિ; કન્યાને જોયા છતાં પણ માબાપ તેને મેળવી શકયાં નહિ–તે જીવન પાણીમાં તણાઈ ગયું.

બેહુલાના માબાપ તેના અદર્શનથી અંતે ઘરમાં પાછાં આવ્યા; અશ્રુપૂર્ણ લોચનથી, મ્લાનવદનથી નદી કિનારેથી પાછાં ફર્યાં. બેહુલાની હોડી પણ તરતી તરતી તરંગના રંગમાં નાચતી નાચતી ચાલવા લાગી. પિતામાતાનું સ્નેહબંધન તોડી એક માત્ર પતિના જીવન ઉપર લક્ષ રાખીને બેહુલા તણાવા લાગી.

દિવસના પછી દિવસ જાયછે, અને દુઃખના પછી દુઃખ આવે છે. દિવસનાપછી દિવસ જવા લાગ્યો, તેમ બેહુલાને પણ દુઃખના ઉપર દુઃખ આવવા લાગ્યાં, જ્યારે જગદીશ્વર જેના ઉપર અસંતુષ્ટ હોયછે, ત્યારે તેના દુઃખની સીમા હોતી નથી. બેહુલાના દુઃખની સીમા આવી નહિ, ઉલટું પળે પળે તેના દુઃખ વધવાં લાગ્યાં. બેહુલા તરંગ ઉપર તણાતી જાયછે, એક માછલાં પકડનારને જોઇ. જેમ અંધારામાં મણિની જ્યોતી નિર્વાણ થતી નથી, હીરો કોયલામાં હોય તો પણ ઓળખાયછે, તેમ બેહુલાનું રૂપસૌન્દર્ય પણ છુપું નહિ. બેહુલાની ખુબસુરતી જોઇને માછલા પકડનાર કોળીનું હૃદય ચમકયું, તેની આંખની પાપણ સ્પંદન રહિત થઇ. તેણે બેહુલાની ઓલખાણ પુછી મૃત શબ ખોળામાં લઇને તણાવવાનું કારણ જાણવાની ઇચ્છા કરી. બેહુલાએ તેની વાતનો જવાબ આપ્યો. જવાબ સાંભળીને કોળી આશ્ચર્ય પામ્યો, અને બેહુલા તરફ જોવા લાગ્યો. પરંતુ બેહુલાએ તેની તરફ જોયું નહિ. પોતાની લહેરમાં કાન્તના અનુસરણમાં, નદી સ્રોત્રમાં તણાતી ચાલી. માછલાં પકડનાર કોળી તેની તરફ આંખ તાકી શકયો નહિ; સૌન્દર્યથી મોહિત થઇને બેહુલાને કહ્યું. "સડેલા મૃતપતિને લઇને તમે કયાં જશો ? મરેલો માણુસ શું કદી જીવી શકે છે ? તમે તેની આશા

છોડો. આવો મારી સાથે સુખથી રહો. મારી પાસે રહ્યાથી હું તમારી ઘણી બરદાસ કરીશ."

પાપી મુખથી પાપની વાત સતીએ કેમ સાંભળી, જે પતિને માટે રાત્રદિવસ અનાહારથી પાણીમાં ફરતી ફરેછે, "કેવી રીતે પતિનો ઉદ્ધાર થાય? કેવી રીતે નખિન્દરનો જીવ બચે?" આ વિચારના શિવાય જેના મનમાં બીજા વિચારની જગા નહોતી; પિતીની માય. માતાનો સ્નેહ, સાસુ સસરાનું રોકવું, સખીઓની વિનંતી, જે સતીની પતિભક્તિની ન્યુનતા કલ્પીત સહાયતા કરી શકી નહોતી, તે કેમ સામાન્ય માછલાં પકડનાર કોળીની વાતથી ભૂલે? તેણે ઉપદેશથી કોળીને કહ્યું, "ભાઇ કોળી! એ આશા શા માટે કરેછે? પરસ્ત્રીના અમુલ્ય સતીત્વ નાશની ઇચ્છા શા માટે કરેછે? એ મોટું પાપ છે! એ પાપની માફી ઇશ્વરની પાસે પણ નથી! તે શું કોઇની આગળથી સાંભળ્યું નથી કે એ પાપથી જ્વલંત નરકમાં કીડાના ડંખોથી મરવું પડેછે! ભાઇ એવી આશા કરીશ ના." દુરંત માછલાં પકડનારે તે ઉપદેશ સાંભળ્યો નહિ; વાતમાં હરકત નાખીને બળજોરથી બેહુલાને આક્રમણ કરવા આવ્યો. અનાથ અબલાના ઉપર દુષ્ટ માછલાં પકડનાર કોળીનો આક્રમણ! કેવી ભયાનક વાત! યાદ આવ્યાથી હૃત્કંપ થાય છે, લોહીનો પ્રવાહ રોકાઇ જાય છે. તરવામાં કુશલ કોળી તરતો બેહુલાને પકડવા નીકળ્યો. પતિ વિયોગ વિધુરા બેહુલા "હરિ રક્ષા કરો" કહીને રોવા લાગી. મનુષ્યના આક્રન્દે દયાળ હરિના કાનમાં પ્રવેશ કર્યો, તેથી પાપી માછલાં પકડનાર બેહુલાને આક્રમણ કરી શક્યો નહિ. કલનાદિની નદી સંગનીના દુ:ખથી કાતર થઇ. ખોળામાં બેઠેલી સખી બેહુલાના ઉપર દુષ્ટ આક્રમણ કરવા આવ્યો છે તે તેને અસહ્ય થયું. તેણેજ દુષ્ટના આક્રમણમાં અડચણ નાખી.

નદીનો સ્રોત પ્રબલ થઇ આવ્યો, તેથી હોડી દોડતી જવાને લાગી માછલાં પકડનારની વાસના પૂર્ણ થઈ નહિ. તરતો બેહુલાને આક્રમણ કરી શકયો નહિ. મરેલા પતિને ખોળામાં સતી લઇને પોતાના મનથી જવા લાગી. માછલાં પકડનાર કોળી તરવાથી થાકીને પાછો પોતાને મુકામે ગયો. માછલાં પકડનારના હાથથી છુટીને બેહુલાની હોડી પાછી પોતાની ઇચ્છાથી નદી તરંગમાં ચાલવા લાગી પરંતુ કોઇ રીતે તેના દુઃખનો છેડો આવ્યો નહિ કોઇ રીતે તે દુઃખ સહનની અવધિ જોઈ શકી નહિ. એક તો ભૂખી, ભૂખ અને તરસથી તેનુ શરીર સૂકાયલું, પ્રાણ કંઠાગત, તેમાં વળી નર્કજગતના કીડાના ઝેરી ડંખ! એક તો પતિના શોકમાં ઉન્માદીની અહારના જ્ઞાનથી શૂન્ય તેમાં વળી પાખંડાના પાપી જુલમ-તેની પોતાની મરજીમાં હરકત નાખવી! બેહુલાનું હૃદય ઘણું વ્યથિત થવા આવ્યું. બેહુલા પાછી વિપદમાં પડી. એક ઘાટ ઉપરથી માણસો પેલે પાર થતા હતા. હોડી ઉપર બેઠેલી બેહુલાને જોઇને પારના એક ખારવાએ જાળના યોગે હોડી પકડી આ વેળાએ બેહુલા ઘણી વિપત્તિમાં પડી. આ વેળાએ પાછી સતીના અમૂલ્ય સતીત્વની રક્ષા થવી મુશ્કેલ જોઇને તે રોવા લાગી. તેણે ખારવાને પિતૃસંબોધનથી કરૂણાજનક રડીને કહ્યું, "ખારવા! તમે મારા પિતા છો, હું તમારી કન્યા છું. પિતા થઇને કન્યાની રક્ષા કરો! અનન્ત નરકમાં કન્યાને ડુબાવશો ના. કન્યાના પ્રતિ દુષ્ટાભિલાષ કર્યાથી મહાપાપ થશેઃ-ને પાપના વંશ રહેશે નહિ, તમે ધ્વંસ થઇ જશો, તમે હંમેશાં જ્વલંત આગમાં બળશો." પરંતુ દુષ્ટ ખારવો બેહુલાની વાત સમજ્યો નહિ. પિતૃસંબોધનથી કરૂણાજનક રડવાથી તેનું પાપી હૃદય પીગળ્યું નહિ. તે દંભની સાથે કહેવા લાગ્યો, "હું તને છોડીશ નહિ, કયો મૂર્ખ મણિ હાથમાં મેળવીને પાણીમાં નાખી દે! તને હું ઘણી સુખમાં રાખીશ, મારી પાસે પૈસાની ખોટ નથી, મારા

ઘરમાં અનાજનું કષ્ટ નથી. હુ તને અતિ યત્નથી પાળીશ, દાસ દાસી રાખીને હમેસાં તારી સેવા કરાવીશ. શા માટે તું આવું કષ્ટ સહન કરીને પાણીમાં ફરતી ફરે છે? સડી ગયલું શરીર નાખી દઇને મારી સાથે આવ." ખારવાની વાતથી બેહુલાનું હૃદય સ્તંભિત થયું; હવે બચવું મુશ્કેલ જણાયું; પરંતુ તે નિરૂત્સાહ થઇ નહિ; મનમાં ને મનમાં વિચાર કર્યો કે ખારવાના હાથથી છુટવાની બીજી તદબીર કરી જોઉં. ખારવાને વિનતિ સ્તુતિ કર્યાથી એના હૃદયમાં દયાનો સંચાર થવાનો સંભવ છે. જો વિનંતિ અને સ્તુતિ કર્યાથી પણ ખારવો મને નહિ છોડે તો મારાં નસીબનો અહિંજ છેડો લાવીશ. પતિને ખોળે લઇને પાણીમાં કુદી પડીશ

પછી બેહુલા ખારવાને કહેવા લાગી, "મને અનર્થક કષ્ટ આપશો ના! મારા પ્રતિ તમારી દુરાશા કદી મ લે નહિ, હું અર્થની કંગાલ–સેવાની ભિખારી નથી; હું જેની ભિખારી છું તેને નહિ મળ્યાથી કોઇ રીતે જીવન રાખીશ નહિ, તમે ઘણી કોશિશ કરશો તોપણ મારાથી તમારી કોઇ પણ અભિલાષા પૂર્ણ થશે નહિ જો પાણીમાં રહેત, તો હું બીજા બે દિવસ બચત. પરંતુ તમે જુલમ કરશો, તો મારા જીવનનો આજેજ અંત આવશે–હું કોઇ રીતે પાપી જીવન રાખીશ નહિ આજે હું મરીશ તો કંઇ પણ નુકસાની થનાર નથી; પરંતુ એટલુંજ મનમાં દુઃખ રહેશે કે મારી આશા પૂર્ણ થઇ નહિ, હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકી નહિ. જેની માયાથી સર્વની માયા છોડી હતી. તેના અનુસરણમાં જીવન દાન કરી નહિ શકયાથી અંતે જુલમખોરના હાથથી મરી ગઇ; પરંતુ તમારી પાસે મારૂં છેલ્લું માગવું એ છે કે અબલાના જીવનનો નાશ કરશો નહિ, તમારી આશા સિદ્ધ થશે નહિ, તેથી જુલમ ગુજારીને એક માણસનું જીવન નષ્ટ કરવાની હિંમત કરશો ના."

આ વાત સાંભળીને સખ્ત હૈડાના ખારવાનું હૃદય પીગળ્યું, પથ્થરના જેવા મજબુત હૃદયે આંખના પાણીથી કોમળપણું મેળવ્યું. દુરંત ખારવાએ બેહુલાની હોડી છોડી દીધી, અને બોલ્યો, "આટલું સુખ તારા નસિબમાં કેમ બનશે? જા તું ચંડાલિની પેઠે ડૂબી મરી જા!" બેહુલાનું રોવું બંધ થયું; તેના હૃદયમાં આશાનો સંચાર થયો: જુલમખોરના હાથથી છુટકારો થયલો જોઇને તેના મનમાં આવ્યું કે દુરંત યમના હાથથી પણ છુટી છું તો પતિ જીવનની નિષ્કૃતિ પામી શકાશ. ધીરે ધીરે હોડી ત્યાંથી નીકળીને ચાલવા લાગી.

દિવસ જવાની તૈયારી કરેછે: પશ્ચિમ આકાશમાં લાલરંગથી હસતે ચેહેરે સૂર્ય જગતમાંથી જાય છે; સંગિની પાસે શાંતિ ચુંબનમાં થાક દૂર કરશે તેથી તેનું હસવું શોભતું નથી. તેના પગ નીચે પતિ ખોળામાં રાખીને બેહુલા રૂવે છે, તેના પગ ઉપર તેની નજર પડી નહિ, તે પોતાના મનમાં હસતો હસતો ચાલ્યો ગયો. તે રડ્યો નહિ. પરંતુ બેહુલાનાં દુઃખથી જગત્ રડ્યું; જગત્નાં આંસુ બેહુલાનાં દુઃખથી અનિવાર્ય થયાં—જગત્નું હસતું મ્હો રડવાથી કાળું થયું. પરંતુ બેહુલાનું નસીબ ઘણુંજ ખરાબ હતું! તેના ઉપર જગત્ની સહાનુભૂતિ કામ આવી નહિ; ઉલટું બેહુલાને નુકશાનકારક થઈ પડયું, ધર્મવીર પ્રહ્લાદ, પોતાના પિતા હિરણ્યકશિપુના પાપી હૃદયમાં હરિ, પ્રેમ—સુદ્ધા નાખવા ગયો હતો, પરંતુ તેની વાસના પૂર્ણ થઇ નહિ—હરિ—પ્રેમામૃત આપવાને બદલે તેને પિતાનું મરણ જોવું પડયું હતું; દુર્યોધનના દુઃખમાં સહાનુભૂતિ દેખાડવા જતાં, પાંચ પાંડવને બદલે તેના વંશની અવલંબનની લાકડી અશ્વત્થામાના હાથથી ભગ્ન થઇ હતી—સુખને બદલે દુર્યોધનના હૃદયમાં ઉંડા દુ;ખનો આવિર્ભાવ કર્યો હતો. જગત્ની સહાનુભૂતિ બેહુલાના પ્રતિ પણ તેવીજ થઇ. સંધ્યા થતાંજ જગતે ભયંકર મૂર્ત્તિ ધારણ કરી,

બેહુલાને સહાનુભૂતિ દેખાડવા જતાં તે મૂર્તિ બેહુલાને ભય આપવા લાગી આકાશમાં મેઘનો ઉદય થયો, રાતનો અંધકાર વધારે ઘનઘોર થયો, વાદળની ગર્જનાએ તથા જોરથી પડતા વરસાદે તરંગ રંગમાં તણાતી બેહુલાને મુંઝાવી નાખી. બેહુલા એક તો અંધારામાં પાણીની ઉપર હતી, તેમાં વળી આવી ભયાનક વૃષ્ટિ પડતી હતી, શરીર પ્રલયકર પાણીની ધારા પડતી હતી આસપાસનાં જંગલોમાં ફાડી ખાનારાં જનાવરોનાં અવાજ સંભળાતાં હતાં. તેથી પ્રાણ જવાની તૈયારીમાં હતો." તેમણે બિચારી બેહુલાને ઘણી સંકુચિત કરી મૂકી—તેની સિદ્ધિ સાધનના માર્ગમાં તે કાટાં જેવા ઉભા રહ્યાં. પરંતુ બેહુલાનું હૃદય તેથી વિચલિત થયું નહિ. તેણે વિચાર કર્યો કે, "મૃત્યુજ મનુષ્ય જીવનનો અંત છે. જે કામ કરવામાં પ્રવૃત્ત થઇ છું, તે પૂર્ણ થાય અથવા મારો અંત આવે. હું જ્યાંસુધી જીવતી છું, ત્યાંસુધી તેનો છેડો લાવીશ છેડો લાવ્યા શિવાય હું પાછી ફરીશ નહિ, એકવાર જે પ્રતિજ્ઞા કરીને ઘેરથી નીકળી છું, તે પ્રતિજ્ઞા જરૂર હું પાર પાડીશ. પાડતાં મરીશ, તો કંઇ ફકર નહિ. નહિ તો "જીવન—જીવન પામીશ." આસ્તે આસ્તે તોફાન જોરથી આવ્યું અને વરસાદ જોરથી પડવા લાગ્યો. પળ પળમાં નેત્રવિમોહનકારી વિજળીના પ્રકાશે તથા વરસાદમાં પડતા કરાએ બેહુલાને ઘણી યાતના આપવા માંડી. તથાપિ બેહુલા લક્ષ્યથી ભ્રષ્ટ થઇ નહિ, "પતિને નહિ બચાવતાં કદી ઘેર પાછી જઇશ નહિ" આવો વિચાર કરીને તે નિઃસ્તબ્ધ રહી.

આખી રાત વરસાદ પડયો, મુશળધારે વરસાદ બેહુલાનાં માથા ઉપર પડયાથી તેનું શરીર નિર્જિવ, નિસ્પન્દ થઇ ગયું. આવી ભયાનક રાતની પેળાએ નદીના કિનારા ઉપર એક બે ગામ જોવામાં આવ્યાં હતાં, માણસ વગરની એક બે સામાન્ય ઝુંપડી પણ બેહુ-

લાને દેખાઇ હતી; પરંતુ બેહુલા જીવનની માયાથી, કષ્ટની લાઘવનાને માટે, ભયાનક શિલાવૃષ્ટિના હાથથી છુટવાને માટે, હોડીમાંથી ઉતરી થોડી શાંતી મેળવવાની આશાથી કે કિનારે ઉતર્યાથી મનનું પરિવર્તત થાય, એવું જાણીને તે હોડીમાંથી ઉતરી નહિ. ધીરે ધીરે રાત્રી ગઇ, અને સહવાર થયું. વરસાદ પણ બંધ થયો. પરંતુ બેહુલાની હોડી ઉભી રહી નહિ.

આટલાથી પણ બેહુલાની વિપદ ઓછી થઇ નહિ; જગતમાં સર્વ વસ્તુનું પરિવર્ત્તન થાય છે, પરંતુ બેહુલાના જીવનનું કંઇ પણ પરિવર્ત્તન થયું નહિ. તેને વિપદના ઉપર વિપદ આવવા લાગી. રાતના દુરંત નૈસર્ગિક જુલમના પછી પણ તેને વળી વિપદના હાથમાં જવું પડયું. બેહુલા નદીના કાંઠા ઉપરનાં સ્ત્રી પુરુષોને પૂછતી હતી કે, "તમે સાપના ડંખેલા મુડદાને જીવન દાનોપયોગી કોઇ ઔષધ મને કહી શકશો? જો કહેશો, તો હું હંમેશાંને માટે આપની દાસી થઇ રહીશ." મુમૂક્ષુની આ ક્ષીણ કંઠોચ્ચારિત અસ્ફુટ વાણી, નદીના પાણીમાં કંઠજલસુધી ઉભેલા દેવપુજામાં લાગેલા એક વૈદ્યનું કાનમાં પોંહોચી–મધુર વાણી વૈદ્યના કાનમાં સુધાની પેઠે વરસવા લાગી. વૈદ્યનું જપ તપ જતું રહ્યું--બંધ થયેલાં નેત્ર ઉઘાડાં થયાં. વૈદ્ય બેહુલાને કહેવા લાગ્યો, "તમે જો આ મુડદાને ઘાટ ઉપર મૂકી મારા ઘરમાં આવીને કેટલાક દિવસ રહો તો હું આ મુડદાને બચાવી શકીશ" ઘાટ ઉપરના બીજા માણસોએ વિચાર કર્યો કે "વૈદ્યરાજ, ખરેખર સાપે ડંખેલા મુડદાને જીવાડશે." પરંતુ બેહુલાના મનમાં બીજી રીતના ભાવનો ઉદય થયો. વૈદ્યના ચેહેરા ઉપરનાં ચિન્હ અને વાતચીતથી તે તે ઓળખી લીધો, બેહુલા વૈદ્યને ઘેર જવાને રાજી થઇ નહિ; તેથી વૈદ્યરાજ કહેવા લાગી, "મહારાજ ! ખોળા ઉપરનું પુતળું ખોળા ઉપરજ રાખીશ, જ્યાં સુધી મારો પ્રાણ છે ત્યાં સુધી

તેને દૂર કરીશ નહિ, આપને જો મારા રોવા ઉપર દયા આવતી હોય તો આપ કૃપા કરી મને હોડી ઉપરથી નહિ ઉઠાડતાં મારા પ્રાણદાનનો ઉપાય કરો." દુષ્ટ વૈદ્યની વાસના ભિન્ન હતી, કલ્પના જૂદી હતી. તેણે બેહુલાને ઉત્તર આપ્યો, "તમે પાણીમાં તરતાં જઇ શકશો નહિ. તમે આત્મહત્યા કરવાને તૈયાર થયાં છો, તેથી તમને હું છોડીશ નહિ; આત્મહત્યા કરવાની ઇચ્છા રાખનાર દુષ્ટોને રાજદ્વારે દંડિત કરવા ઉચિત છે. એટલા માટે તમે જો મારી સાથે મારા ઘરમાં નહિ આવશો, તો તમને પકડીને હમણા રાજદ્વારમાં મોકલીશ.

બેહુલા આ દુરંત દુષ્ટાચરણથી ડરી નહિ, તેને ગર્વની સાથે કહેવા લાગી, "વૈદ્યરાજ ! સામાન્ય રાજ ભયથી અથવા ચોરના ભયથી મારૂં હૃદય ડરતું નથી. પ્રાણ ઉપર, માન ઉપર અથવા વિખ્યાતિ ઉપર મારી સ્પૃહા નથી કે હું પ્રાણનાશના ડરથી, માનની ઉચ્છેદ આશંકાથી કે ગૈરવની હીનતાથી ડરૂં." ઉપલી વાતથી વૈદ્યરાજનો ક્રોધ વધ્યો, તે જલદીથી બેહુલાને બંદીવાન કરીને પાપવૃત્તિ સાધનમાં ઉત્સુક થઇ પડયો—તરતો બેહુલાની હોડી પકડવા ગયો. તેથી બેહુલા રોવા લાગી, અને ન્હાવા આવેલા ઘાટ ઉપરના માણસોને કહેવા લાગી "તમે મારા માબાપ છો. દુષ્ટના હાથથી મારી રક્ષા કરો—આ અભાગિનીને પ્રાણ બચાવવાને યત્નવાન થાઓ." ઘાટ ઉપર સઘળા માણસોએ બેહુલાનું રોવું સાંભળ્યું, બેહુલાના અનુંસરણકારી દુષ્ટ વૈદ્યની વાસનામાં હરકત અતિક્રમ કરીને પાછી નદીની તરફ પોતાની મનથી ચાલવા લાગી.

છેલ્લી હરકત અતિક્રમ કરી બેહુલાની હોડી એક બે ગામ રસ્તામાં છોડયા પછી પુણ્યમયી ગંગાના પવિત્ર જલમાં ગઇ. ભાગીરથીના પુણ્યપાણીથી બેહુલાના પવિત્ર જીવનની મર્યાદાની રક્ષા થઇ—તેના તમસાચ્છન્ન અદૃષ્ટાકાશમાં રવિનો પ્રકાશ થવા લાગ્યો. જેને માટે તેણે અનાહારે, અનિદ્રામાં, કોઇ વેળાએ અધોમુખે, કોઇ વેળાએ

ઉપર બાહુ થઇને પરમ પિતાની આગળ હંમેશાં પોતાનું દુઃખ પ્રકાશ કર્યું હતું, તેના-તે પ્રાણ પતિના જીવન પ્રાપ્ત કરવાનો કાંટાવાળો માર્ગ સ્વચ્છ થતો આવ્યો. બેહુલાએ જોયું કે જગતમાં યત્નનું ફલ છે, અને જગતે જોયું કે બેહુલાના પ્રાણમાં સ્વર્ગીય જ્યોતિ છે; બેહુલાને અમુલ્ય મણિ લાભ થયો અને જગતે સતીત્વનું દૃષ્ટાંત તથા પતિભક્તિ હદ મેળવ્યાં. ધીરે ધીરે બેહુલાની હોડી ત્રિવેણી સંગમ ઉપર આવી. પવિત્ર સ્થલ પવિત્રાત્માની પૂર્ણતા મેલવવાને મદદગાર થયુ. તેની વાસના પૂર્ણ થવાનો સંપૂર્ણ સુયોગ આવ્યો.

પ્રયાગના કિનારા ઉપર એક ધોબણ કપડાં ધોતી હતી બેહુલાએ પહેલાંની પેઠે તે ધોબણને પોતાની મર્મની વ્યથા જણાવી, મુમૂર્ષના આસન્ન–કાલોચિત અસ્ફુટ વાક્યથી ધોબણનું હૃદય વ્યથિત થયું— તેના વ્યથિત હૃદયમાં એક સ્મૃતિનું ચિન્હપાત થયું. તેથી તે બેહુલાને કહેવા લાગી "મા ! તમે ડરશો નહિ દયાલ ઇશ્વર વ્યાધિની ઉત્પત્તિની સાથે ઔષધ પણ બનાવી રાખે છે; આપણે અજ્ઞ હોવાથી તેની ઓલખ મેળવી શકતા નથી. પરન્તુ સાપના ડંખ સામે પ્રાણદાનમાં ઉપયોગી ઔષધ આ જગતમાં છે; મારો શેઠ તે ઔષધ સારી પેઠે જાણે છે. તમે અહિં થોડો કાલ ઉભાં રહો. હું જલદીથી ઔષધ લઇ આવું છું." આ વેળાએ બેહુલાને થોડીક આશા આવી, ધીરે ધીરે તેના નૈરાસ્યાંધકારાવૃત મણિમય વદન ઉપરથી અંધકાર દૂર થયો, અને તેમાં પ્રકાશની જ્યોતિ દીસવા લાગી. બેહુલાએ ધોબણને કહ્યું કે, "તમે જો કૃપા કરીને મારો પ્રાણ બચાવો, તો હું ગુરૂની પેઠે માની પેઠે-તમારી સેવા કરીશ"

જલદીથી ધોબણ પોતાના પ્રભુની પાસેથી ઔષધ આપ્યાથી શું બન્યુ તે હવે કહેવું પડશે નહિ, ક્ષુદ્ર માનવ સામાન્ય વિકારથી રોગીના જીવનમાં હતશ્વાસ થઇ જાય છે; સેંકડો મરવા પડેલા

રોગીઓનાં શરીર નિરાશાને લીધે અચિકિત્સથી મરી જાય છે; જીવન હોવા છતાં પણ ભ્રમાંધ મનુષ્ય વેહેમમાં પડીને હાજરો જીવન્ત જીવન પાણીમાં નાખી દે છે; આ ઔષધના પ્રયોગે જગતને તેજ દેખાડ્યું. જગતને આ દેખાવથી અનંતકાલને માટે શિક્ષણ મળ્યું કે "જગત કોઇ કામમાં પણ નિરાશ થવાવાળું નથી. પાર્થિવ વિષય તો સામાન્ય છે. એક મનથી આરાધના કર્યાથી સ્વર્ગનું સ્વર્ગીય જીવન પણ મલવું અસંભવ નથી." પરંતુ ખેદનો વિષય એટલોજ છે કે ભોળું મન વધારે દિવસ આ વાતને યાદ રાખી શકતું નથી, તે સ્વર્ગી દશ્યના અન્તર્ધ્યાનમાં હૃદયનો સ્વર્ગીય ઉપદેશ ભૂલી જાય છે; બેહુલાના જીવનની સાથે જગત્‌માં અગ્નયમ થયું.

બેહુલાનો પ્રાણનાથ નખિન્દર જીવતો થયો; તેની ભયાનક મર્મ-વેદના જતી રહી; બેહુલાએ જેને માટે અશ્રિત આશ્રમ ત્યાગ કર્યો હતો; પિતા માતા ભાઇ બંધુની માયાને છિન્ન ભિન્ન કરી શકી હતી. અનાહારે અનિદ્રાથી જેના કારણ રાત્રદિવસ નદીના તરંગમાં તણાતી હતી; તે આશા પૂર્ણ થઇ–બેહુલાના પ્રાણનો નખિન્દર જીવતો થયો. યત્નના ગુણથી સડેલું મુડદુ જીવતું થયું—અબલાનું શૌર્ય અસાધ્ય-સાધન સાધિત થઇ ગયું. બેહુલા અને નખિન્દર ધોબણના ચરણમાં નમ્યાં; ગુરૂ કહીને, જન્મદાત્રી મા કહીને બેહુલ–નખિન્દબિ તેની સેવા કરવા લાગ્યા. પરંતુ દયાવતી ધોબણ તેઓનું કષ્ટ હવે જોઇ શકી નહિ; તેથી બેહુલા નખિન્દરને પાછા જવાને વિનંતિ કરવા લાગી. બેહુલા—નખિન્દરે એકદમ તેની વાત સાંભલી નહિ. 'પ્રાણદાત્રી માની સેવામાં જીવન અતિવાહિત કરીશું." એમ કહીને ધોબણની આગળથી જવાને તેઓએ અસ્વીકાર કર્યું. ધોબણે તેઓની વાત સાંભળી નહિં, વિનંતિપર વિનંતિ કરી તેઓને ઘેર જવાને કહ્યું. લાચારીથી બેહુલા નખિન્દર પોતાના ઘર તરફ જવા પહેલાં પ્રાણદાત્રી માના ચરણમાં નત થઇને નૌકા ઉપર બેશીને ઘર તરફ જવા લાગ્યાં.

કેટલાક દિવસમાં બેહુલા—નખિન્દર ઘેર આવ્યાં. નિછની નગરમાં ફરીથી રડવું શરૂ થયુ; પિતા શાહ વણિક, માતા અમલા સુંદરી પાછાં રડવા લાગ્યાં; પરંતુ થોડા દિવસ પહેલાં તેઓ જે રડયાં હતાં, તે રડવાથી આ જૂદું હતું. તે રૂદને અત્યુષ્ણ પાણીના વિષય દહનથી તેમના હૃદય દહન કર્યાં હતાં, અને આ રોવાથી શીતલ પાણીમાં તે હૃદયદાહ નિર્વાણ થયું; અશાંતિપૂર્ણ હૃદય શાંતિનું નિકેતન થવા આવ્યું. પહેલાં રૂદને નૈરાશ્યવ્યંજક કાલિમામાં પ્રાણ મન આવૃત રાખ્યું હતું. અને આ રૂદને તે કાલિમાનો ઉચ્છેદ કરીને પ્રાણ મનને આશા પૂર્ણ સ્વર્ગીય જ્યોતિ આપવા માંડયું. પહેલા રોવાની સાથે ધ્વનિત થયું હતું,, "બેહુલા અમોને છોડીને કયાં જાય છે!" અને આ રૂદનનો ધ્વનિ નીરવ તથા વિસ્મય કરવાવાળો હતો. બેહુલા પોતામાતાના ચરણમાં અવનત થઇ, પોતાની માનવ કલ્પનાથી બહારની કહાણી ટુંકામાં માબાપને કહી ત્યાર પછી તેઓ અથક નગરમાં નખિન્દરનાં માબાપને ત્યાં ગયા ત્યાં પણ તેવોજ બનાવ બન્યો.

તે કહાણી સાંભળીને જગત્ વિસ્મત થયું. મૃત નખિન્દરને પાછો જીવતો જોઇને બ્રહ્માંડ કંપાયમાન થયું.

આ છેલ્લની વાત તારાના હૃદય ભાગમાં પ્રવેશ થઇ, ને તેને હિમ્મત આવી હોય એમ મુદ્રાપર લાગ્યું, પણ જાગીને જોયું, ત્યાં કશુંએ નહિઃ—

તે નિદ્રાત્યાગીને ઉઠી, સેવકીયે દાતણ જળ આપ્યું, ને દુધનો પ્યાલો સામે ધરવા જતાં ઢળી ગયો, એટલામાં એક કાસદે દુષ્ટ ખબર આપી કે "પૃથુકુમારનું કોઇ આસુરી માયાવીજન હરણ કરી ગયું છે! સ્થુળ દેહ તરફડે છે, પ્રાણુંનો વિયોગ થવાની તૈયારીમાં છે!" આ શબ્દવેધી બાણનો ટંકાર સંભાવતાંજ તારા ચમકી કંપવા લાગી; માથું, હાથ ને પગ અફળાવા લાગી, ચોધાર આંસુડે પોકાર કરવા લાગી.

"મારો વ્હાલો કયાં છે? મને જલદી બતાવ! એ પ્યારાના શરીરપર આંગળી લગાડનાર કોણ છે? હું એ શત્રુને પાતાળમાંથી ખેંચી કહાડીશ, તેનો હું પ્રાણ લઇશ! ચાલ. ચાલ, મને બતાવ, એ મ્હારો જીવ કયાં છે! મ્હારો પૃથુ કયાં છે?"

તારા છુટો ચોટલો મુકીને, હાયફૂટ કરતી, વ્યાકુળી, બેભાન બનેલી નવલકિશોરી એકદમ પોતાના પતિને ભેટવા ચાલી—

વાંચનાર? તું જાણે છે કે પૃથુકુમાર તો પોતાની બ્હેનના રાજમહેલમાં શિરોહીના મહારાજાની મહેમાનગિરી ચાખે છે, તેના પર આ મહા કોપ કયાંથી આવ્યો હશે?

આફતકાળ કંઇ કહીને આવતો નથી જે કાળે જે બનવાનું છે તે મિથ્યા કરવાને કોઇ સમર્થ નથી. પ્રભાતમાં રામનો રાજ્યાભિષેક કરવાનો હતો, તે બદલે વનવાસ જવું પડયુ!

**न जाने जानकीनाथ प्रात:काले किं भविष्यति: ॥**



આ કથાભાગ અહીંજ અટકે છે! તારા અને પૃથુનો મેળાપ, હવે તને જોવો હોય તો જરૂર

## ઉદય-વનવીર

નામની અનુસંધાનીય કથા તરફ નજર કરજે. **જય શ્રી રંગ!**

---

મી૰ જીવરાજ ગોકલદાસ નેણસીએ ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ, ૩૦૬, બોહરાબજાર સ્ટ્રીટ, કોટ મુંબઇમાં છાપ્યું અને મી૰ ગોપાળજી કલ્યાણજી દેલવાડાકરે કિન્ડરગાર્ટન સ્ટોલ, ગિરગામ બેક રોડ, મુંબઇમાં પ્રસિદ્ધ કર્યું છે.